श्री श्रेयस्साधकअधिकारिवर्ग ग्रन्थावलि.



ग्रन्थाङ्क ४६

# જીવનરસાયનશાસ્ત્ર

( બાયોકેમિસ્ટ્રી )

અથવા

## વ્યાધિ હજાર પણ ઔષધ બાર.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

નટોશાનદાસ જેઠાભાઇ કુણીઆ, બી. એ.

સંસ્કૃતપ્રોફેસર, સામળદાસ કાલેજ, ભાવનગર.

તૃતીયાવૃત્તિ.



સંવત ૧૯૭૮. ઇ સ ૧૯૨૨.

મૂલ્ય ૧-૮-૦

श्री श्रेयःसाधकअधिकारिवर्ग ग्रन्थावली.

ग्रन्थाङ्क ४६

# જીવનરસાયનશાસ્ત્ર

( બાયોકેમિસ્ટ્રી )

અથવા

## વ્યાધિ હજાર પણ ઔષધ બાર.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

જેઠીશાનદાસ જેઠાભાઇ કણીઆ, બી. એ.

સંસ્કૃતપ્રોફેસર, સામળદાસ કોલેજ, ભાવનગર.

તૃતીયાવૃત્તિ.



સંવત ૧૯૭૮. ઇ. સ. ૧૯૨૨.

મૂલ્ય ૧-૮-૦

# પ્રસ્તાવના.

આ ગ્રંથની પ્રથમાવૃત્તિ ( તા. ૩-૧૧-૧૯૦૭ ) સાત આઠ માસમાં જ ખપી જવાથી દ્વિતીયાવૃત્તિ ( તા. ૧-૧૦-૮ ) માટે દ્વિગુણ સંખ્ય પ્રતિ કઢાવવામાં આવી હતી. તે આવૃત્તિ પણ પૂરી થઈ ગયાને કેટલાંક વર્ષ થયાં. એ દરમ્યાનમાં આ સંબંધમાં બીજા ગૃહસ્થો તરફથી પુસ્તકો બહાર પડેલાં છે એ જાણવામાં આવ્યું હતું તેથી તૃતીયાવૃત્તિ કઢાવવાનો આગ્રહ વૃત્તિએ ધર્યો નહોતો. આ તૃતીયાવૃતિ કઢાવવામાં વિલંબ થયાનું આ એક મુખ્ય કારણ છે. આમ છતાં આ ગ્રંથમાટે જ અનેક ગૃહસ્થો તરફથી વારંવાર માગણી થવા લાગી અને તેમનો આગ્રહ વિશેષ જણાવવા લાગ્યો. તેથી વિલંબે પણ આ તૃતીયાવૃત્તિ પ્રકટ કરવાનો યોગ આવ્યો છે. અને એમાટે એ આગ્રહ કરનાર ગૃહસ્થોનો પ્રથમ જ ઉપકાર માનું છું કેમકે એમનો આગ્રહ જ આ જનહિત કાર્ય કરાવવામાં નિમિત્ત થયો છે.

આ રીતે નવી આવૃત્તિ કઢાવવાનો યોગ આવતાં, એટલા સમયમાં આ આપધો સંબંધમાં જે જે નવા અનુભવો થયા તે સર્વને આમાં સ્થાન આપવું ઉચિત લાગ્યું છે. વળી પ્રથમની બે આવૃત્તિમાં વોન્ડર ગોલ્ટઝના અતિઉપયોગી પુસ્તકનું અવલંબન કરવામાં નહોતું આવ્યું. તેથી આ વિષયમાં જે અપૂર્ણતા હતી તે આ આવૃત્તિમાં દૂર કરવામાં આવી છે.

આ આવૃતિમાં મુખ્ય ફેરફારો આ પ્રમાણે કરવામાં આવ્યા છે:-

આ ક્ષારોનો બાર રાશિ સાથે સંબંધ દર્શાવ્યો હતો તે રસવિદ્યાના રહસ્યને અવલંબીને હતો. તેને બદલે તે તે રાશિવાળા દરદીને તે તે ક્ષાર આપવો એવો અનર્થકર નિયમ કેટલેક સ્થલે લેવાતો જોવામાં આવ્યો. અને દ્વિતીય પરિશિષ્ટમાં જે ઔષધો દર્શાવ્યાં હતાં તે માત્ર એટલાજ આશયથી કે તે તે વ્યાધિમાં તેટલાં ઔષધોનું ચિંતન કરવાનું બહુધા રહે છે અને તેમાંથી ચિન્હપ્રમાણે જે ઔષધ યોગ્ય જણાય તે એક પસંદ કરી આપવાનું છે. તેને બદલે કેટલાક મનુષ્યો એ બધાં જ ઔષધો ભેગાં કરી જેમ હિંગાષ્ટકચૂર્ણ આદિની ફાકી મારવામાં આવે છે તેમ ૨૦, ૩૦ ગ્રેઈનની ફાકી મારતા જણાયા. આ પ્રમાણેનો દુરૂપયોગ થતો જણાયાથી આ આવૃ-

ત્તિમાં એ બંને કાઢી નાંખ્યાં છે અને એ દ્વિતીય પરિશિષ્ટના વિષયનું તે તે વ્યાધિના પ્રકરણમાં પ્રતિપાદન કરી દીધું છે.

દવા લેવાના પ્રકારમાં ઇલેક્ટ્રોહોમીઓપથીનો ડાઇલ્યુશનનો પ્રકાર આ આવૃત્તિમાં વધારેમાં દર્શાવવામાં આવ્યો છે અને તેના પ્રતિ પ્રજાવર્ગનું ખાસ ધ્યાન ખેંચવું ઉચિત છે.

આ શિવાય, આ બાર ક્ષારો ઉપરાંત બીજા નવા ક્ષારો જે આ શાસ્ત્રના નિયમથી જ આવશ્યક જણાયા છે તેના ગુણ, સ્વભાવ, ઉપયોગાદિનો વધારો કરવામાં આવ્યો છે; અને એ શિવાય પણ બીજાં કેટલાક હોમીઓપથિક ઔષધોનું પણ પ્રસંગવશાત્ સૂચન કરવામાં આવ્યું છે. ક્ષારોનો પરસ્પર વિરોધ દર્શાવવામાં આવ્યો છે અને કેટલાક મોટા વ્યાધિઓ જેનું પ્રતિપાદન પૂર્વની આવૃત્તિમાં નહોતું તેની પણ ચિકિત્સા અહિં દર્શાવી છે અને તે ઉપરાંત ઇન્ફ્લુએન્ઝા જેવા પ્રચલિત થયેલા વ્યાધિના પ્રકરણમાં ઘણો ઉપયોગી વધારો કરવામાં આવ્યો છે. તથા સામાન્ય મનુષ્યોને અનુકૂલ પડે તેટલામાટે ઘણીવાર થતા કેટલાક વ્યાધિની ચિકિત્સા તત્કાલ સમજાય તેમાટે તૃતીય ભાગમાં એક સામાન્ય પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે. જીર્ણ વ્યાધિમાટે ચહેરાપરથી નિદાન કરવાની પદ્ધતિ દર્શાવી છે. પૂર્વે ચૂર્ણોનાં નામ અને ઉપયોગ માત્ર દર્શાવ્યાં હતાં અને આ આવૃત્તિમાં તેમાં કયા કયા ક્ષારો આવે છે તે પણ સ્પષ્ટ કર્યું છે અને પાવરના નિર્ણયમાટે પણ વિશેષ સમજણ આપવામાં આવી છે.

આ વિદ્યાનો પ્રચાર ગુજરાતી જાણનારામાં હવે એટલો બધો થયો છે કે પૂર્વની આવૃત્તિની પ્રસ્તાવનાનાં વાક્યો હવે ઉપયોગનાં રહ્યાં નથી તેથી એ પ્રસ્તાવનાઓ અહિં દાખલ કરી નથી. છતાં એટલું સૂચવવું યોગ્ય છે કે આ ગ્રંથના ઉપોદ્ઘાતમાં જે કેટલાંક વચનો ભૈષજ્યવિદ્યાની બીજી સંસ્થાના સંબંધે લખ્યાં છે તે, તે તે સંસ્થાની સામેનાં નહિ સમજતાં આ સંસ્થાની સ્તુતિનાં રોચક વાક્યો જ ગણવાં ઉચિત છે.

આ ક્ષારોના ઉપયોગથી ઘણાખરા વ્યાધિઓમાં સારો લાભ સત્વર થાય છે એ હવે સર્વના અનુભવથી સિદ્ધ થયું છે. તેમ એવું પણ કેટલીક વાર જોવામાં આવ્યું છે, અને તે વૈદ્યવિદ્યા અનુમાનની ભૂમિકાને ઉલ્લંઘી ગઈ નથી તેથી સાચું છે કે, જેમ અંગ્રેજી દવાથી નહિ સારા થયેલા કેટલાક કેસો દેશી દવાના ઉપયોગથી

સુધરેલા જણાય છે, જેમ દેશી ઔષધના પ્રયોગથી નહિ સારા થયેલા વિવિધ કેસો અંગ્રેજી દવાથી સુધરેલા જણાય છે, જેમ એ બંનેથી કોઇ રીતે નહિ સારા થયેલા કેસો આ ક્ષારોના ઉપયોગથી સાફ સારા થયેલા છે અને આ ત્રણેથી નહિ સુધરેલા કેસો બીલકુલ દવા છોડી દેવાથી પણ સારા થયેલા જણાયા છે, તેમ આ ક્ષારોથી નહિ સારા થયેલા કેસો બીજી દવાથી પણ પ્રસંગે સારા થયેલા જણાયા છે. તેથી આ ક્ષારોથી કે કોઇ પણ એક દવાથી કોઇ વ્યાધિ નહિ મટયો તો તેટલાપરથી તે આર્ત પુરુષે નિરાશા ધરવાનું લેશ પણ કારણ નથી. એક પદ્ધતિથી નહિ મટે તો બીજી પદ્ધતિનો આશ્રય લઇ અજમાયશ કરી જોવો એ શિવાય અજ્ઞાન મનુષ્યોમાટે અન્ય ઉપાય નથી, પણ સદા હિંમતવાળા રહેવું અને અમુક વ્યાધિ અસાધ્ય થયો છે એવું મનમાં કદાપિ દૃઢ ન થવા દેવું.

હાલ કાગળોના ભાવો, છપામણી તથા બંધામણી ખર્ચ વગેરે સર્વમાં દ્વિગુણ ત્રિગુણ જેટલો વધારો થઇ ગયો છે તેથી આ ગ્રંથનું મૂલ્ય વધારવું પડયું છે, અને આશા છે કે હવે પછીની આવૃત્તિ શ્રીઇષ્ટેચ્છાથી જ્યારે પ્રકટ કરવાનો સમય આવે ત્યારે એ સર્વ ખર્ચ પૂર્વના જેવાં થવાથી આ ગ્રંથ પુનઃ સોંઘી કિંમતે પ્રજા વર્ગ આગળ મૂકી શકાશે.

આ ગ્રંથ પ્રકટ કરી આ ક્ષારોનો પરિચય કરાવવા નિમિત્તે ઉપકારનાં પત્રો ઘણા સજ્જનો તરફથી આવતાં રહે છે. તેમને જણાવવાની જરૂર છે કે શ્રી શ્રેયઃસાધક અધિકારિવર્ગના સદ્ગુરુશ્રીના પીઠપર વિરાજતા ઇષ્ટશ્રી શ્રીમદ્ઉપેન્દ્રભગવાનની જનહિતકર આજ્ઞાનું નિર્વહણમાત્ર આ છે તેથી એ સજ્જનોએ સાચો ઉપકાર શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનો જ માનવાનો રહે છે અને આ સંબંધે એમના જ ગુણગણની સ્તુતિ કરતાં અનૃણી થઇ સુખી થવું છે.

ભાવનગર, માઘ વદિ ૧૩, સં. ૧૯૭૮ }
તા. ૨૪—૨—૨૨ } જે૦ જે૦ કણીઆ.

# વિષયાનુક્રમણી.

ભાગ ૩

# શુદ્ધિપત્ર.

જ્યાં 'આષધ,' 'આષધો' હોય ત્યાં સર્વત્ર અનુક્રમે "ઔષધ," "ઔષધો" વાંચવું અને પૃષ્ઠ ૧૭૫–૧૭૯ માં મત્ર કે મુત્ર હોય ત્યાં મૂત્ર વાંચવું. વાચકવર્ગ પોતાની મેળે સહેલથી જોઈ શકે તેવી ભૂલો અહિં સુધારી નથી.

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| | | | ૧૨૯ | ૭ | રુધિરની |
| | | | ,, | ૧૦ | છે. આ વ્યાધમાં |
| ૯ | ૩ | મિસ્ટર | ૧૩૯ | ૧ | Apthæ |
| ,, | ૯ | ખાંડ | ૧૪૬ | ૧૯ | Pneumonia |
| ,, | ૧૩ | વાપરવાની | ,, | ૨૮ | Consumption |
| ૧૯ | ૨૨ | અવયવમાં | ૧૫૧ | ૩૨ | કકડીને ભૂખ |
| ૩૩ | ૧૪ | આંગળી રાખી | ૧૫૬ | ૧૯ | મેગને૦ મ્યૂરથી |
| ૩૪ | ૨૯ | Most chronic cases | ૧૬૩ | ૮ | રાખી મૂકવાનો |
| ૩૫ | ૨૧ | practice | ૧૭૮ | ૨૭ | ઉંઘમાં |
| ,, | ૨૫ | ડો. સુસ્લર | ૧૮૧ | ૩ | એડિસનનો |
| ૩૬ | ૧ | ટવેલ્વ | ,, | ૪ | વૉન્ડર ગોલ્ટઝ |
| ,, | ૨૨ | વ્યર્થ ખર્ચ છે | ૧૮૨ | ૯ | ૧૦ કેશિઅસ |
| ૫૪ | ૨૬ | જવાથી દસ્ત | ૧૮૯ | ૨૩ | મુખ્યપણે |
| ૬૪ | ૧૯ | અવયવોના | ૧૯૩ | ૧ | ગૌર ત્વચા |
| ૭૨ | ૧૦ | તાણુ થવી; | ૧૯૮ | ૧૩ | કાલિન્જેડ; અને પગ અવિ૦ |
| ૭૮ | ૧૭ | ૧xથી ૩૦x | | | |
| ૭૯ | ૨૬ | નજળામાં | ૨૦૦ | ૧૦ | ઘસારો થવાથી |
| | | | ૨૦૩ | ૧૮ | ૬x આ |
| ૮૧ | ૨૧ | એસિડને માટે | ,, | ૨૮ | હોય તેને |
| ૮૨ | ૧૫ | છાતીની | ૨૦૪ | ૧૭ | the brain |
| ૯૫ | ૩૩ | બરાના જેવું | ૨૧૬ | ૨૯ | કામમાં વિઘ્ન કરવું |
| ૯૮ | ૧૭ | પેટ, પેઢું અને | ૨૧૭ | ૨૧ | તથા સૂતિકાના વ્યાધિઓ |
| ૯૯ | ૧૨ | તે તે નામ. | | | |
| ૧૦૦ | ૧૩ | હવામાંથી | ૨૨૮ | ૨૯ | ૭, ૯, ૧૦. |
| | | | ,, | ૩૩ | (બીજું) રસોળી |
| ૧૧૭ | ૨૫ | રહેતી નથી. | | | |
| ૧૨૦ | ૨૦ | ચાર ઔંસ | | | |
| ૧૨૮ | ૨૪ | ન્યૂનતા છે. | | | |

# શ્રી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ દ્વારા પ્રકટ થએલા ગ્રંથો.

શ્રીમન્નૃસિંહઆચાર્યજીકૃત લોકપ્રિય ગ્રંથો

| | |
|---|---|
| શ્રીભામિનીભૂષણ પ્રથમ અલંકાર | રૂ. ૨—૦—૦ |
| ,, ,, દ્વિતીય ,, | રૂ. ૧—૪—૦ |
| ,, ,, તૃતીય ,, | રૂ. ૧—૬—૦ |
| ,, ,, ચતુર્થ ,, | રૂ. ૧—૬—૦ |
| ,, ,, પંચમ ,, | ( નથી ) |
| સતીસુવર્ણા ... | રૂ. ૦—૫—૦ |
| શ્રીસુરેશચરિત્ર (પૂર્વાર્ધ) | ૧—૦—૦ |
| શ્રીસદ્બોધપારિજાતક | ૦—૮—૦ |
| સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર | ૦—૬—૦ |
| શ્રીપંચરત્રવૃત્તાંત ... | ૦—૧૨—૦ |
| શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ | ૧—૮—૦ |
| શ્રીનૃસિંહવાણીવિલાસ ( પ્રથમ પુસ્તક ) | ૦—૬—૦ |
| ,, ,, ,, (દ્વિતીયપુસ્તક) | ૧—૦—૦ |
| ,, ,, ,, (તૃતીયપુસ્તક) | ૧—૦—૦ |
| શ્રીભામિનીભૂષણાંતર્ગત પદ્યસંગ્રહ ... | ૦—૬—૦ |
| શ્રીસુખાર્થે સદ્ઉપદેશ પ્રથમ ઉપદેશ | ૦—૧—૦ |

શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ કૃત પુસ્તકો

| | |
|---|---|
| અધ્યાત્મબલપોષક ગ્રંથમાલા પ્રથમ અક્ષ | ૧—૦—૦ |
| બાળકોને કેવી રીતે કેળવવા ? | ૦—૫—૦ |
| ધનવાન થવાની અમોઘ કળા | ૧—૦—૦ |
| સુધાસ્રોતસ્વિની—પ્રથમ કલ્લોલ ... | ૦—૫—૦ |
| ,, ,, —દ્વિતીય કલ્લોલ | ૧—૦—૦ |
| બંધકોશનો ઉપાય... | ૦—૨—૦ |
| રોગ ટાળવાના ઉપાયો | ૦—૧—૬ |
| પ્લેગથી બચવાનો કોઈ ઉપાય નથી શું ? | ૦—૧—૬ |
| શ્રીશ્રેયસ્સાધકઅધિકારીવર્ગ એ શું છે ? | ૦—૧—૬ |
| મૂર્તિપૂજાનું ખંડન કરનારા તેના ખરા રહસ્યથી કેટલા અજ્ઞાન છે ? | ૦—૦—૬ |
| મંગલપ્રેરિત સંદેશા અથવા દૂરદર્શક તરુનું અદ્ભુત પ્રકાશન ... | ૧—૦—૦ |
| વિજ્ઞાનની રસિક વાર્તાઓ | ૦-૧૨-૦ |
| સદ્બોધ સન્તતી | ૦—૪—૦ |

—શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્ રચિત ગ્રંથો—

| | |
|---|---|
| શ્રી ઉપેન્દ્રગિરામૃત—પ્રથમ પરિવાહ | ૧—૮—૦ |
| શ્રી દિવ્યમૂર્તિ ( રસમય અધ્યા. નોવેલ ) | ૧—૦—૦ |
| સાધનશ્રેણી | ૦-૧૨-૦ |
| પ્રાણીમાત્ર પ્રતિનો વિશુદ્ધ પ્રેમ એ સત્સુખનો સરલ ઉપાય છે | ૦—૩—૦ |
| સાધકોનો સર્વોદય | ૦—૩—૦ |
| નવીન કર્તવ્ય | ૦—૩—૦ |
| સાધનોની સત્વર સિદ્ધિ શાથી નથી થતી | ૦—૩—૦ |
| જીવનના વૃત્ત | ૦—૨—૦ |

## અન્ય કેટલાંક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| પુરૂષ અને સ્ત્રી-ભાગ | | 'લોકપ્રિય લેખમાળા' | |
| ૧ લો | ૦-૮-૦ | ના બાર અંકો | ૦-૧૨-૦ |
| ,, ,, ,, ૨ જો | ૦-૬-૦ | મહાલક્ષ્મીસ્તોત્ર | ૦-૦-૬ |
| ગુરુમહિમ્નસ્તોત્ર | ૦-૪-૦ | સાર્વવૈદિક સંધ્યા | ૦-૦-૬ |

### —માસિકોની પાછલાં વર્ષની ફાઈલો—

"જીવન" (માસિક) ના બાર અંકો
( દીવાળીના ખાસ અંકો સાથે ) ૦-૧૨-૦

મહાકાલ વર્ષ ૧૧-૧૨-૧૩-૨૦-૨૨-૨૩-૨૫ ની
ફાઈલો દરેક... ... ... ૨—૦—૦

યમદંડ વર્ષ ૨-૩-૪-૫ ની ફાઈલો દરેક ... ૧—૮—૦

પ્રાતઃકાલ વર્ષ ૬-૭-૮-૯-૧૦-૧૧ ની ફાઈલો દરેક ૧—૮—૦

દંપતીમિત્ર વર્ષ ૧ નાં અંકો ૫ ... ૧—૪—૦

### —શ્રી સદ્દઉપદેશ શ્રેણી—

સદ્દઉપદેશ શ્રેણી ૧ થી ૧૧ નો સેટ
( શ્રેણી ૮-૧૦ જતાં ) ૪—૦—૦

,, ,, ૧૨ થી ૧૯ ,, ( શ્રેણી ૧૪ જતાં ) ૪—૦—૦

,, ,, ૨૦ થી ૨૮ ,, ... ... ૫—૦—૦

,, ,, ૨૯ થી ૩૬ ,, ... ... ૩—૦—૦

,, ,, ૩૭ થી ૪૫ ,, ... ... ૪—૦—૦

આ પ્રમાણે તેના પાંચ સેટ પાડવામાં આવ્યા છે અને તે ઉપર લખ્યા પ્રમાણે ઘટાડેલા ભાવે આપવામાં આવે છે. પ્રત્યેક સેટનું વી. પી. પોસ્ટેજ જુદું.

આમ છતાં શ્રેણી ૧ થી ૪૫ વિભાગ સામટા લેનારને પોસ્ટેજ તથા વી. પી. મફત આપવામાં આવશે.

છુટક શ્રેણી ખરીદનારને શ્રેણીઉપર લખેલ કીંમત આપવી પડશે.

સાધનસમારંભ ૮-૧૨ થી ૨૩ ના પત્રો દરેક પત્રો ૦-૩-૦ ની

લખો—વ્યવસ્થાપક-મહાકાળ—વડોદરા.

॥ ॐ श्रीँ ॥

# જીવનરસાયનશાસ્ત્ર

અથવા

# બાયોકેમિસ્ટ્રિ.

# ( BIOCHEMISTRY ).

---

## મંગલ.

આ વિશ્વપ્રપંચના વાસ્તવ અધિષ્ઠાનરૂપ જે સત્, ચિત્ અને આનંદરૂપ પરમાત્મામાં દુઃખ અને વ્યાધિમાત્રનો ત્રણે કાલે અસંભવ છે, જે સત્તાની અહંગ્રહોપાસના કરનાર સર્વ વિવેકી, ઉપાસનાની સિદ્ધિએ સ્થૂલ શરીરના સંપૂર્ણ આરોગ્યને પામ્યા ઉપરાંત સૂક્ષ્મ અને કારણદેહની પણ પૂર્ણ નિરામયતાને અનુભવવા સમર્થ થાય છે, તથા જે સત્તાના બલે જ વિવિધ જનહિતકર વિદ્યા અને કલા સમયે સમયે પ્રકટ થતી રહે છે તે વિશ્વજનીન સત્તારૂપ અનન્ત-કલ્યાણગુણગણાસ્પદ શ્રીમન્નૃસિંહભગવાન્નાં તથા તદભિન્ન ઇષ્ટ શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્નાં ચરણસરોજશ્રીમાં અનન્ત પ્રણતિપરંપરા આ કલ્યાણકર કાર્યના આરંભમાં સમર્પું છું.

---

# પ્રથમ ભાગ.

## પ્રકરણ ૧.

### ઉપોદ્‌ઘાત.

આપણે સર્વત્ર દૃષ્ટિ પ્રસારી જોઇશું તો એક વાત સ્પષ્ટ રીતે જણાશે કે જેમ જેમ સમય વ્યતીત થતો જાય છે તેમ તેમ સર્વ વિદ્યાકલામાં સુધારો, વધારો અથવા ભેદ થતો જાય છે. પ્રવાસ કરવામાટે પૂર્વે બળદ, ઘોડા, ઉંટઆદિ જ વાહનરૂપે વપરાતા, ક્રમે ક્રમે ગાડીઓ, રથઆદિની શોધ થઇ, અને છેવટે વરાળની ચમત્કારિક સત્તા જાણવામાં આવી. મનુષ્યે તેને વશ કરી એટલે આગગાડી, સ્ટીમર, મોટર કાર, મોટર સાઇકલ આદિ વાહનો તૈયાર થયાં. આથી કેટલી સગવડતા થઇ છે, વ્યાપારને કેટલું ઉત્તેજન મળ્યું છે ઇત્યાદિ સર્વને વિદિત જ છે. મંદબુદ્ધિ મનુષ્ય પણ એક ગ્રામથી ગ્રામાન્તર જવામાટે હવે બને ત્યાંસુધી સુધરેલાં યંત્રોનો જ ઉપયોગ કરે છે અને પૂર્વનાં ખચ્ચર ગાડાંઓઆદિને વાહનરૂપે વાપરવાનો આગ્રહ છોડી દે છે. સંદેશા પૂર્વે કાસદદ્વારા મોકલાતા પણ હવે વિલંબ કરનાર અને કંટાળો આપનાર એ પદ્ધતિનું કોઇ સેવન કરતું નથી. હવે એમાટે સ્ટીમર, આગગાડીઆદિનો જ ઉપયોગ કરવાનું સર્વ ડહાપણભરેલું સમજે છે અને ત્વરા હોય તો તારથી જ સંદેશા મોકલે છે. લંડન, ન્યૂયોર્ક, મુંબાઇ, પારીસ જેવા મોટા મોટા શહેરમાં ટેલીફોન દાખલ થઇ ગયા છે. આથી સહેજ કામસર નોકર ચાકરને ધક્કો ખવરાવવાનું જતું રહ્યું છે, નોકર જઇને આવે અને સમાચાર લાવે ત્યારે તદનુસાર કાર્ય કરવાનું રહ્યું નથી, પણ ટેલીફોનની મદદથી ઘેર બેઠાં જ ગૃહાન્તરસ્થિત મનુષ્યોસાથે વાતચીત કરવાનું કામ કરાય છે. આ પ્રમાણે સંગીતવિદ્યા, ચિત્રકલા, ફોટોગ્રાફી આદિ સર્વ વિદ્યાકલામાં સમય જતાં નવીન શોધો થઇ છે, થાય છે અને થશે, અને નવીન સુખકર યોજના થશે, આપણે જોઇએ છીએ કે, પૂર્વની

ગ્રામ્ય દુષ્કર રીતિ લુપ્તપ્રાય થઇ જાય છે–તાત્પર્ય કે સુજ્ઞ પુરૂષો નવીન સુધરેલી યોજનાનો લાભ બને ત્યાંસુધી લેવા ચૂકતા નથી.

આ જ નિયમ વૈદ્યકશાસ્ત્રમાં પણ લાગુ પડે છે. મનુષ્યનો ઇતિહાસ જે સમયથી જણાયો છે ત્યારથી મનુષ્યને વ્યાધિની પીડા પણ જાણવામાં આવી છે અને ત્યારથી વ્યાધિને નિવારણ કરનાર વિવિધ ઔષધનું સેવન થતું પણ ઇતિહાસથી સિદ્ધ છે. ઔષધોપચાર કરવાનું કામ પૂર્વે જાદુગર કરતા, હજામ શસ્ત્રકામ કરતા; સમય જતાં એને સ્થાને વિવિધ કુશલ વૈદ્યોને હાથ એ કામ આવ્યું અને ક્રમે ક્રમે વૈદ્યને બદલે ડાકટરોની સ્થિતિ થઇ. વૈદ્યવિદ્યામાં વિવિધ નવીન ઔષધો પ્રતિવર્ષે પ્રયોગથી શોધી કાઢવામાં આવે છે, શસ્ત્રકલામાં પ્રતિવર્ષે નવીન નવીન શસ્ત્રો, તે તે અવયવને ઉઘાડવાની, કાપવાની વિવિધ કલા શોધી દાખલ કરવામાં આવે છે. આ પ્રમાણે ઘણાં વર્ષ આ વિદ્યાના ઐક્યસુધારા પ્રયત્ન થયા છે અને થાય છે. પણ એ વિદ્યામાં મોટો ગંજાવર ફેરફાર તો હોમીઓપથીની શોધ ડો. હાનમાને ઓગણીસમી સદીમાં કરી ત્યારથી જ થયો છે. હોમીઓપથીનું બીજું નામ "બાયોલોજીકલ" પદ્ધતિ છે. એના પિતાપણાનું માન તે ડો. હાનમાનને જ છે. આ હોમીઓપથીની અપેક્ષાએ પ્રાચીન પદ્ધતિનું નામ એલોપથી આપવામાં આવે છે. એ હોમીઓપથીમાં સુધારો કરી ઓગણીસમા સૈકાના અંતિમ ભાગમાં ( ઇ. સ. ૧૮૭૩ માં ) જર્મનીના પ્રસિદ્ધ ડો. સુસ્લરે બાયોકેમિસ્ટ્રની વિદ્યાનું સ્થાપન કર્યું. એ વાત સાચી છે કે ડો. સુસ્લરની પૂર્વે પ્રો. વર્ચોએ "સેલ્યુલર પેથોલોજી" વિવિધ પ્રયોગોથી અને શોધો કરી સિદ્ધ કરી જાહેરમાં મૂકી હતી, તેમ જ બાયોકેમિસ્ટ્રિ અથવા જીવનરસાયનપદ્ધતિમાં જે ખનિજ ક્ષારોનો ઉપયોગ કરવામાં આવે છે તેનું જ્ઞાન હોમીઓપાથ તથા એલોપાથ એ બંનેને હતું. પણ એ ક્ષારો ઔષધરૂપે આપવાથી સર્વ સાધ્ય વ્યાધિઓ મટે છે એ અનુભવથી સિદ્ધ કરવાનું અને એ ક્ષારો જે જે ચિન્હોપરથી વ્યાધિમાં વપરાય છે તે સર્વને શાસ્ત્રીય રીતે પરિશોધી જાહેરમાં મૂકવાનું માન ડો. સુસ્લરને જ ઘટે છે. તેથી જેમ હોમીઓપથીના પિતારૂપે ડો. હાનમાનનું નામ અપાય છે તે જ પ્રમાણે બાયોકેમિસ્ટ્રિના પિતારૂપે ડો. સુસ્લરનું જ નામ ગણવું ઘટે છે. એ જર્મનીમાં આવેલા ઓલ્ડનબર્ગ શહેરના સુપ્રસિદ્ધ નામાંકિત

ડાક્ટરે વીશ વર્ષ ઉપરાંત આ દવાઓ વિવિધ રોગોઉપર અજમાવી સિદ્ધ કરી ત્યાર પછી જ Abridged Therapy (સંક્ષિપ્ત થેરાપી) એ નામના પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરી છે. આપણે જોઇએ છીએ કે જ્યારે ઘોડા, બળદઆદિનાં વાહનોનો ત્યાગ કરી, જ્યાં મળી શકે છે ત્યાં લોકો આગગાડી, સ્ટીમરઆદિ સુધરેલી યોજનાને જ પસંદ કરે છે, ગ્રામ્ય પદ્ધતિને છોડી સુધરેલી ઢબછબ સ્વીકારે છે ત્યારે એક પક્ષે આપણને આશ્ચર્ય થાય છે કે આ ભૈષજ્યવિદ્યામાં લોકો શામાટે પાછા પડે છે ? હોમીયોપથીનાં સ્વાદિષ્ટ ઔષધોને ન લેતાં, બાયો-કેમિસ્ટ્રનાં સ્વાદિષ્ટ અને તત્કાલ અસર કરનાર ખોરાકરૂપ ઔષધોને ન લેતાં હજી પણ શામાટે લોકો પેટમાં બળતરા કરનાર, મોઢામાં ચાંદી પાડનાર અને શરીરમાં ગયા પછી વિવિધ વિક્રિયાને ઉત્પન્ન કરનાર, શરીરથી કેવળ બહારના જ ગણવાયોગ્ય વિષમય એલોપથી-ના રગડા ગળામાં રેડવાનું પ્રથમ પસંદ કરે છે ? પણ અધિક વિચારતાં આ આશ્ચર્ય શમી જાય છે. જે જે નવીન શોધો થઇ છે તેને કયે દિવસે લોકોએ તરત વધાવી લીધી છે ? કોઇ પણ નવીન શોધ થઇ કે તરત તો વિદ્વાનમાં ગણાતી પ્રજા જ તેના સામે મોટા બરાડા નાંખે છે અને સાધારણ ગતાનુગતિક લોકો તેના પ્રતિ ધ્યાન પણ આપતા નથી અથવા તો વિદ્વાન્ પ્રજાને અનુસરે છે. આવી દોલા-યમાન સ્થિતિ કેટલોક સમય રહે છે. પરિણામે સત્ય જ જય પામે છે. તેથી જે વિદ્વાન્ પ્રજા એક વાર સામે બરાડા પાડતી દેખાય છે તે જ પ્રજા કાલ જતાં તે શોધના પક્ષમાં વલણ કરે છે અને પરિ-ણામે તેના હિમાયતીરૂપે બહાર પડે છે. શીતલા કાઢવાની શોધ, શ-સ્ત્રવિદ્યા આદિ પ્રસિદ્ધ વૈદ્યવિદ્યાની શાખાઓમાં પણ આ સ્પષ્ટપણે જોવામાં આવે છે. આ જ નિયમથી ડો. હાનમાનના સમયમાં જેટલો હોમીઓપથીનો પ્રસાર થયો હતો તે કરતાં હાલ સહસ્રગુણ કે લક્ષ-ગુણ અધિક પ્રસાર થયો છે. લોકોને મોટા રગડા કરતાં સૂક્ષ્મ પ્ર-માણમાં લેવાતાં ઔષધના ચઢતા ગુણો હવે સમજાયા છે અને તે એટલેસુધી કે કેટલીક પ્રજા તો હોમીઓપથિક દવા જ વાપરનાર થઇ છે અને ઇતર પ્રજાજનમાંથી જે એક વાર હોમીઓપથી વાપરી અ-નુભવ લઇ જુએ છે તે પછી એલોપથીનાં ઔષધોનો બનતાસુધી અનાદર જ કરે છે. એ વાત સાચી છે કે બધા મનુષ્યો વૈદ્યવિદ્યા-માં કુશલ હોતા નથી અને તેથી તેમને વૈદ્યોના ઉપર આધાર રા-

ખવો પડે છે. આથી જે દેશમાં હોમીયોપાથ ડાકટરોનો સુકાલ હોતો નથી ત્યાં હોમીયોપથીને માનનાર ગુણગ્રાહી સજ્જનોને પણ નહિ છૂટકે અનિચ્છાથી પ્રસંગપરત્વે એલોપથીની દવાજ લેવી પડે છે. પણ એ માત્ર સમયનો જ સવાલ છે. ડાકટરો બહુધા એલોપથીની શાળામાં શિખેલા હોય છે; વળી એલોપથીમાં જેમ તાવ આવ્યો કે અમુક દવા ફુટ દઇને આપવી એવું શિક્ષણુ હોય છે તેવું હોમીયોપથીમાં હોતું નથી. હોમયોપથીમાં તે તે દવાનાં સર્વ મુખ્ય ચિન્હો છે કે નહિ તેની બારીકીથી ડાકટરે તપાસ કરવી પડે છે. આ કરવાનો એમને વખત કે ઇચ્છા હોતાં નથી. આઆદિ કારણુથી હાલના આપણા દેશના ડાકટરો હોમીયોપથીમાં પ્રવીણુ થયેલા જણાતા નથી અને એ દવાને વાપરતા અચકાય છે. વળી એલોપથીને શરૂ થયાને આજકાલ કરતાં હજારો વર્ષ થઇ ગયાં છે તેથી સર્વ પ્રજાને વારસામાં એના સંસ્કારો જ પ્રાપ્ત થયા છે. તેથી એ સંસ્કારને અનુસાર સ્થૂલ બુદ્ધિના પ્રભાવે પ્રજામાંના ઘણાખરાને તો કળી જ શકાતું નથી કે આટલી સૂક્ષ્મ દવા તે શું અસર કરે કે કેમ અસર કરે. વળી એ દવાનો સ્વાદ ખાસ હોતો નથી તેથી તીખાં કડવાં ઔષધનાં પાન કરી ઉછરેલાને, આ તે દવા, એવો મોહ થાય છે. જેમ દુબલાનો છોકરો છાશ અને રોટલો ખાઇને ઉછર્યો હોય છે તેને સ્વાદિષ્ટ બરફી, શીખંડ આદિ આપવામાં આવે છે તો તે કેસરપપ્પુડી માફક ભડકીને નાશી જાય છે અને મિથ્યા ભ્રાન્તિને વશ થઇ જાણે તેના આગળ બરફીઆદિરૂપે વિષ ધર્યું હોય તેમ માને છે, તેવી જ રીતે વિષમય પદાર્થના વિવિધ તીક્ષ્ણુ સ્વાદથી તન્મયતાને પામેલી પ્રજાની ઇન્દ્રિયો હોમીયોપથીના સૌમ્ય સ્વાદિષ્ટ સ્વાદને ઓળખી નહિ શકતાં તેનાથી મિથ્યા ભડકે છે. આથી કોઇ કોઇ વિદ્વાન્ સત્યશોધક ડાકટરો પોતે હોમીયોપથી વાપરે છે છતાં દરદીની શ્રદ્ધાને અનુસરી, પોતાને ભરોંસો નહિ છતાં દરદીને નિરાશ થવા દેતો અટકાવવામાટે જ એલોપથી વાપરે છે. આ પ્રકારની સ્થિતિ હોવાથી હોમીયોપથીનો પ્રસાર આપણે એલોપથી જેટલો જોતા નથી તેમાં વિસ્મય થવાજેવું હવે રહેતું નથી. પણ સત્યનો જ સદા જય છે એ સિદ્ધ નિયમ હોવાથી હોમીયોપથીએ એલોપથીને કેટલેક સ્થલેથી હાંકી કાઢી છે અને સમય જતાં પૂણે ખોચરે જ એલોપથી દષ્ટ થવા સમય આવે તો તેમાં વિવેકીને આશ્ચર્ય જેવું રહે તેમ નથી.

આ પ્રકારે હોમીયોપથીનું સંસ્થાપન થયાને ઘણાં વર્ષ થયાં છતાં

હજી એનો સંપૂર્ણ વિજય થયો નથી ત્યારે જીવનરસાયન અથવા બાયોકેમિસ્ટ્રિ હજી બાલ્યાવસ્થામાં હોય એમાં તો લેશ પણ આશ્ચર્ય પામવાસરખું સુજ્ઞને રહેતું નથી. એ નિઃસંશય છે કે ઘણા પ્રસિદ્ધ ડાકટરોએ, જેવા કે ઓવેગલ, વોકર, સી આર. વોજેલ, એમ, ડી., જે. બી. ચેપમેન, એમ. ડી., જી. ડબલ્યુ. કેરી, એમ. ડી., જી. સી. મોરગન, એમ. ડી., એ. પી. ડેવિસ, એમ. ડી., એલ. એ. બેલ, એમ. ડી., રી. ઈ. ફિશર, એમ. ડી., એચ. કે. લીઓનાલ્ડ, એમ. ડી., ડૉ. બરનેટ. એમ. ડી., જી. ડબલ્યુ. વોર્ડ, એમ. ડી., સી. બી. કર્ન, એમ. ડી., ડૉ. નોરટન, કલાર્ક, જોનસન, સાઉથવિથ, રીડ, મેઅર, આદિ વિવિધ ભારે ડીગ્રીવાળા ડાકટરોએ એનો આશ્રય લીધો છે અને એમાં સત્યતાની સ્થિતિ સ્પષ્ટ રીતે છે તેથી સમય જતાં અન્ય અનેક પથીઓનો પરાભવ કરી એ ઉપર તરી આવશે; છતાં જ્યાં સુધી એવી સ્થિતિ દૃષ્ટિઆગળ આવી નથી ત્યાંસુધી એની બાલ્યાવસ્થા ગણવી એ સત્યનો સ્વીકાર કર્યાશિવાય અન્ય નથી. આમ છતાં સુજ્ઞ વાચકોપ્રતિ જણાવવા છૂટ લઇએ છીએ કે મોટી મોટી શોધો આરંભમાં એક વ્યક્તિના અનુભવમાં આવી ક્રમે ક્રમે પ્રસાર પામી સર્વ જનમાં પ્રસિદ્ધિને પામી છે એ નિયમનું વિસ્મરણ કરવું ઘટતું નથી. પાશ્ચાત્ય પ્રજામાં બાયોકેમિસ્ટ્રિ જાણીતી થઇ ગઇ છે એટલું જ નહિ પણ આપણા દેશમાં પણ ઘણા ગૃહસ્થો પ્રત્યેક શહેરમાં એનો ઉપયોગ કરતા જણાય છે. ઇતર કેટલાકને એની મહત્તાનો અનુભવ થયા છતાં અનુકૂલ સાધનના અભાવને લીધે જ તેઓ વારંવાર પ્રસંગ પડયે એનો ઉપયોગ કરી શકતા નથી. તે સાધનો તે અનુરૂપ ગ્રંથની પ્રાપ્તિ અને જોઇએ ત્યારે એ ઔષધો સહેલથી મેળવી શકાય એવી વ્યવસ્થા એ બે મુખ્યત્વે કરીને છે. આથી બાયોકેમિસ્ટ્રિ હજી પ્રસિદ્ધ નથી, આપણા લોકમાં પ્રસરી નથી,[1] માટે એનો આશ્રય કેમ લેવાય એ પ્રકારની શંકાને વશ થવા સુજ્ઞને કારણ નથી. જો સર્વ આ પ્રકારનો વિચાર સર્વ શોધને માટે કરે તો કોઇ પણ નવી શોધ પ્રસિદ્ધિમાં આવી શકે તેમ નથી, કોઇ પણ શોધનો પ્રજાને લાભ

૧ આ ગ્રંથની બે આવૃત્તિથી હાલ હવે એનો ગુજરાતમાં અને કાઠીયાવાડમાં બધે પ્રચાર થઈ ગયો છે, નાનાં નાનાં ગામડાંમાં પણ આ આપધો વપરાવા લાગ્યાં છે અને દરદીને તરત આરામ થવા લાગ્યો છે, તેથી હવે આ વિદ્યા અજ્ઞાત રહી નથી જ.

કોઇ પણ કાલે થઇ શકે તેમ નથી. તેથી ચીંદું જોઇને ત્યાં બેશી જવાની મક્ષિકાવૃત્તિને આશ્રય ન આપતાં જે સત્ય છે તેને જ આશ્રય આપવો સુજ્ઞને ઉચિત છે. બાયોકેમિસ્ટ્રિનું સત્ય એટલું છે કે જો તમે તેને આજે આશ્રય નહિ આપશો તો તમારે જ કાલાન્તરે આશ્રય આપવો પડવાનો છે. આજે તમે એ દવાઓનું સેવન નહિ કરશો તો એનું સત્ય સર્વત્ર પ્રસરી ગયે તમારે એ અવશ્ય સેવન કરવી પડવાની છે, તો પછી શામાટે વિષના પ્યાલા પીને તમારાં શરીરને દેવગૃહને બદલે પિશાચ કે રાક્ષસને આપવાનાં બલિદાનના ચકલારૂપ બનાવો છો ? એમ છતાં જો આજે તમને ખાતરી નહિ થાય તો ભલે વિષપાન કરો. તમને આની સત્યતા જ એના પ્રતિ આકર્ષી લાવશે. જ્યારે વિષપાનથી તમારો વ્યાધિ નહિ મટશે ત્યારે પછી નિરુપાયે તમે આ જીવનરસાયનપ્રતિ વળશો જ. તો હવે ડહાપણ શેમાં રહ્યું છે તે તમે જ વિચારો. શરીરમાં વ્યાધિ થયો કે તરત તેને અનુકૂલ આહારરૂપ અમૃત આપી નિવૃત્ત કરવો એ સારૂં છે કે તેના પર વારાફરતી એક પછી એક વિષ રેડી એ વ્યાધિને દૃઢમૂલ કરવો, શરીરને અધિક બગાડવું અને પરિણામે આ અમૃતને શોધવા જવું એ સારૂં છે ? અવશ્ય તમને જણાશે કે પ્રથમ માર્ગ જ સારો અને વિવેકવાળો છે તો તે માર્ગને, પ્રિય આર્ત પુરૂષો ! આજથી જ ગ્રહણ કરો અને નીરોગ અને દૃઢ આરોગ્યવાળા થાઓ.

---

# પ્રકરણ ૨.

## જીવનરસાયનશાસ્ત્ર એ શું છે ?

આપણી સર્વ પ્રજા એલોપથીનાં ઔષધોથી સારી રીતે જાણીતી છે. વિવિધ વનસ્પતિઓ, ક્ષારો, ખનિજ પદાર્થો, અર્ક, તેલ, રસાયન આદિ સર્વ આ વિદ્યામાં ઔષધરૂપે વપરાય છે. ખાસ સત્ત્વ ખેંચેલું હોય તેવાં તથા જેમાં રસ એટલે પારો આવતો હોય તેવાં ઔષધો સિવાય ઇતર પદાર્થો જે આપણે ઔષધરૂપે વાપરીયે છીએ તે ભાગ્યે જ એક બે ગ્રેઇન જેટલા વજનમાં હોય છે. ઘણુંખરાંનું સામાન્ય વજન દશથી તે સો દોઢસો ગ્રેઇન સુધી લેવાય છે. રસાયનપ્રયોગોમાં માત્રા ઘણી ઓછી

હોય છે છતાં તેમાં પણ ગ્રેઇન કે અર્ધ ગ્રેઇનથી માત્રા ન્યૂન હોતી નથી. સત્ત્વ ખેંચેલાં ઔષધોમાં પણ માત્રા ચાર પાંચ ગ્રેઇન જેટલી સામાન્ય રીતે હોય છે. હોમીયોપથી અને એલોપથીને ભેદ કરનાર પ્રથમ હેતુ આ માત્રા છે. હાલ ઘણા અજ્ઞાન મનુષ્યો એમ સમજે છે કે હોમીયોપથીમાં સોમલ આવે છે. અન્ય કેટલાક એવું માને છે કે હોમીયોપથીની દવા નરી જ દવાઓ છે. પણ આ બંને મતો કેવલ ખોટાં છે. જે જે દવાઓ આપણા વૈદ્યો અને હાલના ડાકટરો એલોપથીમાં વાપરે છે તે જ સર્વ દવા હોમીયોપથીપ્રમાણે દવા આપનાર ડાકટર પણ આપે છે. આપણે હિંગ, મરી, કપૂર, તામ્ર, રૂપું, પારો, ગંધક, સોનામકી આદિ વાપરીએ છીએ અને હોમીયોપથી પણ એ જ દવાઓ—એ બધી જ દવાઓ વાપરે છે. પણ ફેર માત્ર દવાના પ્રમાણમાં અને દવાની સૂક્ષ્મતામાં છે. એલોપથી ડાકટરો ચાર ગ્રેઇન હિંગ આપે છે ત્યારે હોમીયોપથી જાણનાર હિંગનો એક ગ્રેઇનનો હજારમો ભાગ, દશહજારમો ભાગ કે લાખમો ભાગ એક ડોઝમાં આપે છે. વૈદ્ય અને ડાકટરો એલોપથી પ્રમાણે પાંચ ટીપાં કપૂરના અર્કનાં આપે છે કે જેમાં કપૂરનું સત્ત્વ અણુએ અણુએ ભરપૂર થઇ ગયેલું હોય છે, ત્યારે હોમીયોપથી પ્રમાણે એ જ કપૂર વાપરતાં છતાં એક ડોઝમાં એક ગ્રેઇનનો હજારમો, લાખમો કે કરોડમો ભાગ આપવામાં આવે છે. આથી દવાની જાત એલોપથી તથા હોમીયોપથી એ બંનેમાં એક છતાં પ્રથમ ભેદ દવાની માત્રામાં છે. બીજો ભેદ તે દવાની સૂક્ષ્મતામાં છે. એલોપથી ડાકટરો તથા વૈદ્યો કપૂર આદિને શોધે છે. કેટલીક અશુદ્ધિ જે એમાં સ્વભાવથી મિશ્રિત થયેલી હોય છે તેને વિવિધ પ્રયોગથી કાઢી નાંખે છે અને રોગીને શુદ્ધ કરેલું કપૂર આપે છે. પણ એ કપૂરના જે અણુઓ તે બહુધા અત્યંત ઝીણા—સૂક્ષ્મ કરવામાં કોઇ પ્રયત્ન કરાતો નથી. હોમીયોપથીનો મુખ્ય લક્ષ આ સૂક્ષ્મકરણમાં છે. એ જ કપૂર લઇ એને દળી શકે, એને ઝીણા ઝીણા અણુઓવાળું કરી શકે એવા બીજા પદાર્થસાથે મેળવીને એનું મર્દન કરવામાં આવે છે. અને એ પ્રકારે અમુક વિધિપ્રમાણે મર્દન કરાયલું—ઘૂંટાયેલું—કપૂર જ હોમીયોપથીમાં વપરાય છે. જે બીજો પદાર્થ આ કપૂર, હિંગ, સોનામકીઆદિ પદાર્થોની સાથે એ પદાર્થોના બારીક અણુઓ કરવા માટે મેળવવામાં આવે છે તે કોઇ વિષ નથી, કે પા-

પાણુ નથી પણ સ્વાદિષ્ટ આહારનો જ પદાર્થ છે. એ પદાર્થ તે દુધમાંની ખાંડ છે જેને સુગર ઓફ મિલ્ક કહે છે કે જે સર્વ કેમિસ્ટ અને ડ્રગિસ્ટને ત્યાં જોઇએ તે પ્રમાણમાં મળી શકે છે. જે સાદી ખાંડ આપણે ખાઇએ છીએ તે ખાંડ પણ બારીક અણુઓ કરી શકે છે પણ કેટલાક હેતુઓને લઇને એ ખાંડકરતાં દુધમાંની ખાંડ પસંદ કરવામાં આવી છે. ૧

આ ખાંડ ઔષધરૂપ મનાતા પદાર્થોમાં મેળવવાની બે રીત છેઃ— (૧) એક ભાગ ઔષધ અને નવ ભાગ ખાંડ, (૨) એક ભાગ ઔષધ અને નવાણું (૯૯) ભાગ ખાંડ. આમાંની પ્રથમ પ્રદ્ધતિ તે દશાંશપદ્ધતિ

---

૧. સુગર ઓફ મિલ્કને બદલે સાદી ખાંડ વાપરી હોય તો તે દવાપર કાડી ચઢી જાય છે તથા દવા ગ્રીષ્મ કાળમાં બગડી જાય છે. સુગર ઓફ મિલ્ક પણ ઘણી જાતિની આવે છે તેમાં સારી જીણી વાપરવાથી જરૂર છે. હલકી સુગરથી દવા બગડે છે.

૨. આ વર્ણન વાંચી ઘણા લોભાગુઓ સુગર ઓફ મિલ્ક બજારમાંથી મંગાવી તેમાં દશમો ભાગ ૧, ૨, ૩, આદિ પાવરની દવા નાખી ગમે તેવા ખરલમાં ગમે તેવી રીતે ઘુંટે છે અને પછી તે અનુક્રમે ૨, ૩, ૪ આદિ પાવરની દવા થઈ એમ સમજી વાપરે છે તથા વેચે છે. પણ એ દવા બીલકુલ ગુણ કરતી નથી, કારણકે એમાં જે ખરલ લેવાની છે તે કાળી ખરલ નહિ, તેમ આરસની સીસી ખરલ પણ નહિ, પણ વેજવુડ મોરટર આવે છે તેજ સારી તપાસીને લેવાની હોય છે. અને તે સાથે દવાનું મર્દન પણ સાદી રીતે દસ્તો ફેરવી કરવાનું હોતું નથી. પણ હોમીઓપથીના શાસ્ત્રમાં સૂચવ્યું છે તેમ અમુક સમયજ અમુક રીતે ઘુંટવામાં આવે છે, પછી તે દવાને બરાબર ઉખેડવામાં આવે છે પછી વળી અમુક રીતે ઘુંટવામાં આવે છે અને બરાબર ઉખેડવામાં આવે છે અને પછી તેમાં થોડી સુગર ઓફ મિલ્ક કહેલા પ્રમાણમાં ઉમેરવામાં આવે છે, પુનઃ અમુક રીતે ઘુંટવામાં આવે છે અને ઉખેડવામાં આવે છે; વળી પછી થોડી સુગર ઓફ મિલ્ક ઉમેરવામાં આવે છે. વગેરે શાસ્ત્રવિહિત પદ્ધતિને અનુસરવાનું હોય છે. તેમજ એક વખતે ૧૦૦ ગ્રેઇનથી વધારે દવા કદાપિ લેવામાં આવતી નથી. આથી વાચકને સમજાશે કે એ સાધારણ ગમે તેમ

( Decimal scale-ડેસિમલ સ્કેલ ) કહેવાય છે અને દશાંશસૂચક x ( એક્સ ) આ ચિન્હ તે દવા આગળ મૂકવામાં આવે છે. બીજી પદ્ધતિ તે શતાંશ પદ્ધતિ ( Centesimal scale-સેન્ટેસિમલ સ્કેલ ) કહેવાય છે અને એ સૂચવવા c ( સી ) આ અક્ષર દવા આગળ મૂકવામાં આવે છે અથવા તો કોઇ પણ ચિન્હ મૂકવામાં નથી આવતું. આ પ્રમાણે એક વાર દશાંશ રૂપતાને પમાડેલી દવા તે 1x લખાય છે, બે વાર દશાંશરૂપતાને પમાડેલી દવા તે 2x કહેવાય છે, ત્રણ વાર દશાંશરૂપતાને પમાડેલી દવા તે 3x કહેવાય છે વગેરે. આ પ્રમાણે ચાર, છ, બાર, ત્રીસ, સાઠ, સો, બસો,

---

કરાતી મર્દન ક્રિયા નથી પણ એમાં નિયત પદ્ધતિને અનુસરવાની જરૂર રહે છે. તેથી જે દવા વેચનારને ત્યાં મોટી ખરલ તમારા જોવામાં આવે, લીસી ચળકતી ખરલ જોવામાં આવે અથવા કાળી ખાડાવાળી ખરલ જોવામાં આવે, જે વેજવુડ મોરટર વાપરતા હોય તો પણ તે લીસી થઇ ગયા પછી પણ વાપર્યા કરતા હોય, જે ૧૦૦ ગ્રેઇનથી વધારે દવા એકવારે લેતા હોય અથવા જે સામટી સુગર નાંખી ચકર ચકર દસ્તો ફેરવી ઘુંટી નાંખતા હોય તેને ત્યાંથી કદાપિ દવા લેશો નહિ. આ દવામાં એક મુખ્ય દોષ એજ છે કે બરાબર તૈયાર કરેલી અને અવિધિથી તૈયાર કરેલી દવાનો ભેદ જોવા માત્રથી કે બીજી કોઇ રીતે સમજી શકાતો નથી. માત્ર વાપરવાથી જ એના ગુણમાં ફેર સમજાય છે અને તે એ કે વિધિપ્રમાણે તૈયાર કરેલી દવા બરાબર ગુણ કરે છે ત્યારે અવિધિએ તૈયાર કરેલી દવા જ નથી, લેશ માત્ર પણ લાભ કરતી નથી. જેથી દવા ખરીદનારે પ્રતિષ્ઠિત અને પ્રમાણિક વેચનાર પાસેથી ખરીદવાની ખાસ આવશ્યકતા છે. નહિ તો આ દવા ખરીદવામાં કરેલો ખર્ચ વ્યર્થ જ છે એટલુંજ નહિ પણ દરદીને તે દવા આપી તેના રોગને લંબાવા દેવો એ નિર્દયતા જ છે. તેથી દવા ખરીદતા ખાસ સાવધાનતા રાખવાની જરૂર છે.

કેટલાક ગૃહસ્થો તરફથી મૂળ ક્ષારોમાંથી હોમીઓપથી 1x કેમ બનાવવું એ જાણવા પત્રો વારંવાર આવે છે. તેમના જાણવા માટે સૂચવવામાં આવે છે કે એનું વર્ણન બ્રિટિશ હોમીઓપથી ફારમાકોપીઆમાં વિસ્તારથી આપ્યું છે તેથી જિજ્ઞાસુએ ત્યાં જોઇ લેવું.

પાંચસો, હજાર, પાંચહજારસુધી દશાંશરૂપતાને પમાડેલી દવાઓ તૈયાર કરવામાં આવે છે. આ જ રીતે એક વાર શતાંશરૂપતાને પમાડેલી દવા તે ૧૦ અથવા ૧ કહેવાય છે, બે વાર પમાડેલી તે ૨૦ અથવા ૨ કહેવાય છે વગેરે. આ સ્થળે સૂચન કરવું પ્રસંગ પરત્વે ઉપયોગનું છે કે ૨x તે ૧૦ ની બરાબર થાય છે, ૪x તે ૨૦ ની બરાબર થાય છે. આ નિયમપ્રમાણે "સોના ૩x" લખવામાં આવે તો તેનો અર્થ એ થયો કે સોનામકી—દશાંશપદ્ધતિ પ્રમાણે ત્રણ વાર દશાંશરૂપતાને પમાડેલી લેવી, "મર્ક્યુરી ૬x" લેવાનું કહ્યું હોય તો તેનો એ અર્થ થયો કે પારો લેવો પણ તે દશાંશપદ્ધતિપ્રમાણે ૭ વાર દશાંશરૂપતાને પમાડેલો લેવો; "ચાઇના ૬૦x" એટલે દશાંશપદ્ધતિપ્રમાણે ૬૦ વાર દશાંશરૂપતાને પમાડેલું ચાઇના લેવું; "આર્સેનિક ૬" અથવા "૩૦ c" એટલે શતાંશપદ્ધતિપ્રમાણે છ વાર તથા ત્રીશ વાર શતાંશરૂપતાને પમાડેલું સોમલ લેવું—વગેરે. હોમીયોપથી જાણનારે આ લખી વાંચી સમજી શકવા જરૂર હોવાથી આ બે પદ્ધતિનો ખુલાસો અત્ર કરી બતાવ્યો છે. પ્રસ્તુત પ્રસંગમાં આ દવાની સૂક્ષ્મતામાત્ર જ જણાવવાની છે. ઉપરની પદ્ધતિથી તમને સહજ સમજાશે કે હોમીયોપથિક "સલ્ફર ૩x" નો એક ગ્રેઇન આપવામાં આવે ત્યારે તેમાં ગંધક તો માત્ર ગ્રેઇનનો એક હજારમો ભાગ જ હોય છે અને બાકીનો ભાગ તે દુધમાંની ખાંડ હોય છે, "ફોસ્ફરસ ૬x" નો એક ગ્રેઇન આપવામાં આવે ત્યારે તેટલામાં ફોસ્ફરસ તો એક ગ્રેઇનનો દશ લક્ષાંશમો ભાગ જ હોય છે. આ રીત પ્રમાણે સૂક્ષ્મ થઇ જવાથી એ દવામાં ગંધક કે હિંગ કે કપૂર કોઇની વાસ આવતી નથી, એ દવા ખાવાથી પેટમાં સ્પિરિટનો તથા દવાનો ચીરાડો પડે તેમ પડતો નથી અને મોઢું તીખું તમતમું કે કટાણું થતું નથી. જે એલોપથીનાં ઔષધ પીને ઉછર્યા છે તેને આ દવામાં ચીરાડા વગેરે નહિ પડવાથી ન્યૂનતા લાગે છે, પણ બાળકો કે જેનાં જઠર તથા જીહ્વા બગાડવામાં નથી આવ્યાં તેમને એલોપથી અને હોમીયોપથી દવા એ બંને આપી જુઓ. તે કોને પસંદ કરે છે ? એલોપથી દવા પાવાને તમારે વેલણુ કે વતરણું કે ચમચો મોંમાં નાંખવો પડે છે અને બલાત્કારથી તે બાલકને પગવચ્ચે દાબી તેના મુખમાં દવા રેડવી પડે છે એ જ એ દવાઓની અસ્વાભા-

વિકતા ખુલ્લી કરે છે. એને બદલે તેને હોમીયોપથિક દવા આપી જુઓ. એ બાલક પ્રીતિથી એ દવા લે છે. એ દવા આપતાં તમારે બાલકને લેશ પણ ત્રાસ આપવો પડતો નથી. આ આ દવાની સ્વાભાવિકતા સહજ સૂચવે છે. તેથી એ દવાથી ગળામાં ચીરાડા પડતા નથી એ આદિ હેતુ જો કોઇએ પક્ષો છે તો હોમિયોપથી-ના ઉપરિપણાને જ સિદ્ધ કરે છે ને એલોપથી દવાની કૃત્રિમતા, અસ્વાભાવિકતા, સ્વભાવથી વિરૂદ્ધતાને સિદ્ધ કરે છે. છતાં આ પ્રસંગે આપણે એ બે વિદ્યાનું તારતમ્ય નહિ જોતાં એ શું છે તે પ્રતિ જ લક્ષ વાળવાનો છે માટે તેને જ અનુસરી એ બેના ભેદને જ માત્ર બતાવીએ છીએ. બંનેમાંથી કઈ શ્રેષ્ઠ છે તે સર્વને સ્વાનુભવથી સહજમાં સમજાય તેમ છે તેથી એ સંબંધનો કલહ આ પ્રસંગે અસ્થાને છે.

એલોપથી અને હોમીયોપથીમાં બીજો ભેદ ચિકિત્સાના નિયમનો છે. હિંગ ઉષ્ણવીર્ય છે માટે તે પિત્ત કરનાર દવા છે તથા વાયુને હરનાર દવા છે. કિવનાઇન જંતુને મારનાર છે તેથી મેલેરીયાના જ્વરમાં એ આપવું સારૂં છે, આ પ્રમાણે વિવિધ નિયમથી એલોપથી દવાઓ અપાય છે. કેટલાક વાત, પિત્ત અને કફને ઉત્તેજન કરનાર તથા હરનાર એ વિભાગમાં દવાઓનું વર્ગીકરણ કરે છે અને પછી એ નિયમ લક્ષમાં રાખી તે તે દવા પસંદ કરે છે. અન્ય કેટલાક વ્યાધિગ્રસ્ત માણુસને તે તે દવા ઉટાંગથી કે વિચારથી આપી તેથી તે તે વ્યાધિ મટેલો તથા અન્ય ઉદ્દ્ભવેલો જોઇ તે તે દવાને તે તે મટેલા વ્યાધિના પ્રતીકારરૂપે અને વધેલા અથવા ઉદ્દ્ભવેલા વ્યાધિના જનકરૂપે ગણે છે અને તેને લક્ષીને તે તે વાપરે છે. વળી જંતુવિદ્યા ( બેકટિરીઓલોજી ) નો જેમ જેમ પ્રચાર વધારે થતો જાય છે તેમ તેમ તો બધા વ્યાધિઓનો હેતુ પ્રકારવિશેષના જન્તુઓ છે એમ જણાવવામાં આવે છે અને તદનુસાર તે તે જન્તુને મારવાનાં ઔષધો તે તે વ્યાધિને મટાડનાર ઔષધરૂપે એલોપથીની સંસ્થા વાપરે છે. આ પ્રમાણે જ્યારે એલોપથીમાં ચિકિત્સાના ભિન્ન ભિન્ન–પ્રસંગે એક બીજાની વિરુદ્ધ નિમયો દેખાય છે ત્યારે હોમીયોપથીમાં એક જ નિયમથી ઔષધોની ઉપયોગિતા નિર્ણય કરાય છે. તે નિયમ આ છે. સારો તનદુરસ્ત દેખાતો માણુસ

હોય તેને મોટા પ્રમાણુમાં વચ્છનાગ, સોમલ, હિંગ, કપૂર આદિ ઔષધો આપવાં અને આ લેવાથી તેના શરીરમાં અવશ્ય કંઇ કંઇ વિક્રિયા થશે જ. જે જે વિક્રિયા આ રીતે થાય છે તેની નોંધ ચોકસ લેવામાં આવે છે. બીજા એવા જ તંદુરસ્ત માણુસને એ ઔષધો આપવામાં આવે છે અને તેને લાગતી તથા જણાતી વિક્રિયાની નોંધ પણુ લેવાય છે. આ પ્રમાણે ભુલનો અથવા પ્રકૃતિભેદનો દોષ દૂર કરવા ઘણા મનુષ્યોપર આ પ્રમાણે પ્રયોગ કરવામાં આવી અબાધિત જે જે વિક્રિયા અવશ્ય દેખાતી હોય તેની નોંધ લેવામાં આવે છે. આનું નામ પ્રુવિંગ ( Proving ) આપવામાં આવે છે. અને જે વિક્રિયા આ એલોપથી પ્રમાણુમાં આપેલાં ઔષધોથી થાય છે તે જ વિક્રિયા તેની તે જ દવા હોમી-યોપથી પ્રમાણુમાં આપવાથી મટે છે, શમે છે—એ હોમીયો-પથીનો સિદ્ધાન્ત છે. આ પ્રમાણે વેરાટ્રમ એલ્બમ અથવા એન્ટિ-મની ક્રુડાસ જો સારા માણુસને આપવામાં આવે તો તે કોલેરાના જેવાં સઘળાં ચિન્હો ઉત્પન્ન કરે છે અને તેથી હોમીયોપથી પ્રમા-ણુમાં એ જ દવાઓ કોલેરાના ઔષધરૂપે અથવા એવા ઝાડા તથા ઉલટીનાટે ઔષધરૂપે હોમીયોપથીમાં અપાય છે. આ નિયમ તે અંગ્રેજી ભાષામાં Like cures like, અથવા લૅટિનમાં Similia similibus curantur—એ શબ્દોથી વ્યવહરાય છે. એનો અર્થ એ જ છે કે જેનાથી જે થાય તેનાથી તે શમે. જે ઔષધોથી જે વિક્રિયારૂપ ચિન્હો થાય તે જ ઔષધને હોમીયોપથીપ્રમાણુમાં આ-પતાં તે જ વિક્રિયા શમી જાય છે. આ એક સાદા નિયમને અનુ-સરીને જ હોમીયોપથીમાં ચિકિત્સા ચાલે છે. અને એ પ્રમાણે એના સંસ્થાપક હાનમાને ૬૧ ઔષધનાં પ્રુવિંગ કર્યાં હતાં. ત્યાર પછી ડૉ. હેરિંગ આદિ અનેક ભિષગ્વરો આ વિદ્યાની પાછળ પડવાથી અનેક ઔષધોનાં આ પ્રમાણે પ્રુવિંગ થઇ ગયાં છે અને આજે એલોપથીસંસ્થામાં જેટલાં ઔષધો વપરાય છે તે કરતાં અધિક-સંખ્ય ઔષધો હોમીયોપથી ફારમાકોપીઆમાં દાખલ કરાયાં છે.

આ બે પદ્ધતિના ભેદના આટલા વિવેચનથી હોમીયોપથી શું છે તેનું જ્ઞાન થયું હશે અને તેસાથે હોમીયોપથી દવા તાત્કાલિક અસર શા માટે કરે છે અને કોઇ જાતનું સ્થાયિ નુકસાન કરતી નથી તથા વ્યાધિને મટાડયા પછી દવાના વ્યાધિ જેને અંગ્રેજીમાં ડ્રોગ્સલ

કહે છે તેને ઉત્પન્ન કરતી નથી તેનાં કારણો પણ સમજાયાં હશે જ. એલોપથી દવા સ્થૂલરૂપમાં હોવાથી એ શરીરમાં તરત પ્રવેશ પામતી નથી તેથી એ દવાઓ પીવામાં કે ખાવામાં આવે છે ત્યારે પ્રથમ તો જઠરમાં જાય છે અને ત્યાં જઠરના રસસાથે, પછી પેન્ક્રિયસ, યકૃત, આંતરડાં આદિના રસસાથે મિશ્રિત થાય છે અને નવીન, અજ્ઞાત કેમિકલ કોમ્પાઉન્ડને ઉત્પન્ન કરે છે. આ પ્રકારે એનો વિપાક થઇ તેમાંથી જે ભાગ સૂક્ષ્મતાને તથા યોગ્ય રૂપાન્તરને પામે છે તેટલો જ ભાગ રુધિરમાં પ્રવેશે છે અને તે રુધિરના ફરવાની સાથે આખા શરીરમાં ફરી જે જે ભાગમાં તે જોઇતો હોય ત્યાં પહોંચે છે, અને તેમ થાય છે ત્યારે જ તે અમુક અમુક અસર કરે છે. શેષ રહેલો ભાગ જે કચરારૂપ રહે છે તે વિવિધ વિક્રિયા કરી શરીરથી બહાર નીકળે છે. આ પ્રકારની સ્થિતિ હોવાથી વ્યાધિ જ્યારે થાય છે ત્યારે સર્વ અવયવોને શિથિલતા થાય છે છતાં તે દશામાં પણ ઔષધને પચાવવાનું, તેનો સારાસાર વિભાગ કરવાનું અને અસારને કાઢી નાંખવાનું કામ શરીરને અધિકમાં કરવું પડે છે. આ સર્વ ક્રિયા કરવામાં સમય જાય છે તેથી એ દવાને ગુણ કરતાં વિલંબ થાય છે અને અસાર ભાગ ઔષધના વ્યાધિઓને કરે છે. આસાથે એ દવાનો શો વિપાક થાય છે તે અજ્ઞાત જ છે તેથી એ દવાથી વ્યાધિની નિવૃત્તિ થવાનો પ્રકાર અજ્ઞાત રહે છે અને દવા માત્ર ઉટાંગને આધારે, અખતરાને આધારે જ અપાય છે. હોમીયોપથીના નિયમથી આપેલી દવા સૂક્ષ્મ અણુઓવાળી હોય છે, એ દવાના અતિશય બારીક કટકા કરી દેવામાં આવેલા હોય છે, તેથી એ દવાને જઠરસુધી જવાની જરૂર રહેતી નથી પણ જીભ ઉપર એ મૂકવામાં આવે છે એટલે તરતજ એમાં રહેલી રસચુસણી શિરાઓ (Absorbents) એ દવાને ચુસી લે છે અને તરત જ રુધિરમાં એ મિશ્રિત થઇ જાય છે. પાણીમાં દવા લીધી હોય છે તો તે જીભ, અન્નનળી અને જઠરસુધી પહોંચે છે પણ તેમાં પણ ચૂસણી શિરાઓ જેઓ સર્વ ભાગમાં પ્રસરી રહેલી હોય છે તે એને ચુસી લે છે અને રુધિરમાં મિશ્રિત કરી દે છે. આ પ્રમાણે આ દવાઓ રુધિરમાં તરત મિશ્રિત થઈ જાય છે તેથી એની અસર તત્કાલ થવા માંડે છે અને એ દવાની સાથે બીજા રસોને મળવાનો અવકાશ ઓછો રહે છે તેથી એ દવાઓ શુદ્ધરૂપમાં જ અસર કરવા પામે છે. જ્યારે

વ્યાધિ થાય છે ત્યારે શરીરના અવયવો પૂરાઈ જાય છે ( Clogged થઇ જાય છે ) તેથી અતિ સૂક્ષ્મરૂપતાને પામેલા અણુઓ જ એ અવયવોમાં પ્રવેશી શકે છે. જેમ અણુની સ્થૂલતા તેમ એ ભરાઇ ગયેલા અવયવોમાં તેનો પ્રવેશ થઇ શકવાનો અસંભવ થતો જાય છે. આમ હોવાથી જે વ્યાધિ ઘણા સમયનો હોય છે તે વ્યાધિને મટાડવામાટે અણુની અધિક સૂક્ષ્મતા કરવી જરૂરની થઈ રહે છે એ હવે સ્પષ્ટ જણાય છે. શરીરની શિરાઓ, અવયવોઆદિ તરતના બંધ થયેલાં હોય છે તો તે બંધ થોડા ભાગમાં જ હોય છે અને શિથિલ હોય છે. આથી તે સમયે સાધારણ સ્થૂલતાવાળા અણુઓ પણ અંદર દાખલ થઈ શકે છે, પણ જ્યારે એ બંધ થવાનું કામ કેટલોક સમય ચાલ્યા કરેલું હોય છે ત્યારે એ બંધ અધિક પ્રદેશમાં વિસ્તરેલો હોય છે એટલુંજ નહિ પણ દૃઢતાને પામેલો થઇ રહે છે. આથી એ સમયે જો અત્યંત વધારે બારીક અણુઓ હોય તો જ એ બંધને ભેદીને અંદર પ્રવેશી પોતાની અસર કરી શકે છે. આથી સ્પષ્ટ જણાશે કે જેમ જેમ વ્યાધિ લાંબી મુદ્દતનો હોય તેમ તેમ દવાની જાત સૂક્ષ્મ થવી જોઇએ. હોમીયોપથીમાં એમ જ કરવામાં આવે છે. જે રોગ ઉપર સામાન્ય રીતે ૩x ની દવા અપાય છે તે જ વ્યાધિ જો દીર્ઘ સમયનો થયેલો હોય તો તે જ દવા ૩૦x અથવા ૬૦x ની માત્રાની અપાય છે. આવા દીર્ઘ સમયના—ક્રોનિક—વ્યાધિમાં જો ૩x કે ૬x ની માત્રાની દવા આપવામાં આવે છે તો એ સ્થૂલ અણુઓનો તે તે બંધ થયેલા અવયવમાં પ્રવેશ થઇ શકતો નથી તેથી એ અણુઓ તેથી બહાર રહે છે. ત્યાં તેમની જરૂર નહિ હોવાથી તે વરમને જ (irritation–inflammation) કરે છે અર્થાત્ તે તે વ્યાધિનાં ચિન્હોને વધારતાં હોય તેવું રૂપ દેખાડે છે. આ પ્રયોગસિદ્ધ વાત છે અને એ જ દવાને સૂક્ષ્મ કરવી આવશ્યક છે એનો ભેદી ન શકાય તેવો મુખ્ય પુરાવો છે. આ પ્રસંગથી ક્રોનિક વ્યાધિઓ જે એલોપથીથી મટી શકતા નથી તે હોમીયોપથીથો સત્વર આરામ પામે છે એનું કારણ પણ સ્પષ્ટ જણાય તેમ છે.

અત્યારસુધી આ પ્રમાણે એલોપથી તથા હોમીયોપથીના ભેદનો વિચાર કર્યો. એ વિચાર શામાટે કરવો પડયો છે કે જીવનરસાયનમાં જે જે ઔષધો આપવામાં આવે છે તે હોમીયોપથીની માત્રાથી જ

આપવામાં આવે છે. આથી જીવનરસાયનનાં ઔષધની સમજણ આપવા આ ભેદ જાણવાની જરૂર છે. વળી હોમીયોપથીની શોધ થયા પછી એમાંથી જ આ જીવનરસાયનવિદ્યા શોધાઈ છે તેથી હોમીયોપથીનું સામાન્ય જ્ઞાન એ વિદ્યાની સમજણમાટે આવશ્યક છે.

હોમીયોપેથીની માત્રાથી જીવનરસાયનવિદ્યામાં ઔષધો અપાય છે. પણ તેટલા ઉપરથી એ બેનું સામ્ય નથી. એથી ઉલટું એ બેનું સામ્ય અહિંથી જ અટકે છે. એલોપથીના નિયમથી જેમ જીવન-રસાયન ભિન્ન છે તે જ પ્રમાણે હોમીયોપથીના નિયમથી પણ એ ભિન્ન જ છે. આપણે જોઇએ છીએ કે પશુપક્ષી આદિ પ્રાણીઓ કોઇ દિવસ પોતાના રોગની નિવૃત્તિ કરવા વછનાગ કે સોમલ ખાતાં નથી છતાં તેમનો રોગ નિવૃત્ત થાય છે, એટલું જ નહિ પણ તે અલ્પ સમયમાં નીરોગતાને સહજ પ્રાપ્ત કરે છે. વૃક્ષ કરમાતું હોય તો તેના મૂળમાં જલસિંચન કરાય છે. કોઇ પણ ડાહ્યો માણસ તેના મૂળમાં ઝેરકચોલું વાટી નાંખતો નથી કે તેને હડતાલનો લેપ કરતો નથી. જ્યારે જમીનને ફલદ્રુપ કરવી હોય છે ત્યારે ખાતર તરીકે યોગ્ય વસ્તુને જ નાંખવામાં આવે છે. ચૂનો, એમોનીયા કે પોટાશને ખાતરરૂપે વિદ્વાન્ લોક વાપરે છે પણ ઝેરના અર્ક છાંટી જમીનનો પાક વધારવાની આશા રાખતા નથી. તે જ પ્રમાણે માનુષ શરીરમાં વ્યાધિની નિવૃત્તિ કરવા કોઇ પણ વિષ આપવાની જરૂર નથી, એ સિદ્ધાન્ત પ્રથમ જ જીવનરસાયનવિદ્યા સ્થાપે છે. શરીરમાં એક ફાંસ વાગી હોય તો એ બહારનો પદાર્થ હોવાથી, એ વિજાતીય વસ્તુ હોવાથી ( Foreign body હોવાથી ), આખા શરીરની પ્રકૃતિ તેને બહાર કાઢી નાંખવા પ્રયત્ન કરે છે એ કોને અજ્ઞાત છે? સૌ જાણે છે કે ફાંસ કે કાંટો બહારની ત્વચામાં વાગવાથી કુદરત તરત જ ત્યાં લોહીનો પ્રવાહ વેગથી ચલાવે છે, ત્યાં સોજો કરે છે અને એ નાતબહાર વસ્તુને પોતાથી દૂર કરવા સર્વ પ્રયત્ન કરે છે, તથા જ્યારે એને બહાર કાઢી નાંખે છે ત્યારે જ કુદરત જંપે છે. શ્વાસનળીમાં અનાજના કણ પ્રવેશે છે કે તરત ઉધરસ આવે છે અને એ સ્થાનમાં વિજાતીય વસ્તુરૂપ એ કણને બહાર કાઢી નાંખવા કુદરત પ્રયત્ન આદરે છે. આખું શરીર એવા પ્રકારના બંધારણથી રહ્યું છે કે એ તલભાર પણ બહા-રના પદાર્થને સહન કરી શકતું નથી. આ વાત સર્વ શાસ્ત્ર

માન્ય કરે છે. તો જીવનરસાયન જણાવે છે કે વછનાગ, હડતાલ, રૂપું, હરડે, કિવનાઇન આદિ જે ઔષધો આપવામાં આવે છે તે શરીરના કયા અવયવનાં ઘટક છે ? નથી એ ફેફસાં બંધાવાના કામમાં આવતા, કે નથી એ રક્તાશયમાં જણાતા; નથી એ જઠરમાં, કે જઠરના રસમાં કે યકૃત્, પ્લીહ આદિ અવયવોમાં જણાતા, કે નથી એ મસ્તિષ્ક કે કરોડરજ્જુમાં ઉપલબ્ધ થતાં. ત્યારે એ પદાર્થો તે શરીર કેવી રીતે પોતાના ગણે ? જ્યારે આ રીતે સ્પષ્ટપણે એ સર્વ નાતબહારીઆ પદાર્થો જ સિદ્ધ થાય છે ત્યારે શરીરને એ કાંટા તથા ફાંસ જેવા જ લાગવા જોઇએ અને તેમ થવાથી એ તે શરીરના વ્યાધિને મટાડે કે શરીરમાં કાંટા આદિની માફક વ્યાધિ તથા વેદનાને ઉત્પન્ન કરે તે વિચારવાનને કળી શકવું કઠિન નથી. આવા ઘેલા પદાર્થોને ઔષધરૂપે આપવાનું વિધાન કરનાર તે શાસ્ત્ર કહેવાય કે શત્રુ કહેવાય ? જીવનરસાયનવિદ્યા વળી તમને કહે છે કે તમે નીરોગી માણસોને તપાસો. એના શરીરના પ્રત્યેક અવયવને સર્વ ખોરાક પૂરો પાડનાર રુધિર છે, એ રુધિરને તપાસો. એની પૃથક્કૃતિ કરી જુઓ. એમાં વછનાગ, ઝેરકોચલું, જેલ્સીમીઅમ આદિ કોઇ વસ્તુ જડે છે ? એમાં હરડે, નસોતર કે નેપાળો જણાય છે ? જ્યારે આમાંનું કોઇ પણ જણાતું નથી ત્યારે નીરોગ સ્થિતિ આવા કોઇ પણ પદાર્થને શરીરમાં બલાત્કારથી ખોસવાથી પ્રાપ્ત થાય છે એમ માનવા તમને શો હક છે ? મનુષ્યોનું રૂધિર તપાસો તો તેમાં કેટલાક સકરણ ( organic ) અને કેટલાક અકરણ ( inorganic ) પદાર્થો જણાશે. જલ, ખાંડ, ચરબી, એલબ્યુમેનવાળા પદાર્થો, મીઠું, પોટાશ ક્લોરાઇડ, ચૂનાનો ફ્લોરાઈડ, સિલિકા, લોહ, ચૂનો, મેગ્નેશિઆ, સોડા અને પોટાશનું રૂધિર બનેલું છે, અને તેમાં લોહ આદિ સ્વતંત્રરૂપે રહેલા નથી પણ ફોસ્ફોરિક, કારબોનિક અને સલ્ફ્યુરિક એસિડ સાથે મિશ્રિત થયેલા જણાય છે. આમાં ખાંડ, ચરબી અને એલ્બ્યુમેનવાળા પદાર્થો તે સકરણ પદાર્થો છે અને બાકી રહેલા અકરણ પદાર્થો છે. રૂધિરના બે ભાગ છે, એકને પ્લેઝમા કહે છે અને બીજાને રૂધિરના અણુઓ કહે છે. ત્યાં પ્લેઝમા નામના ભાગમાં સોડાના ક્ષારોની પ્રધાનતા છે અને અણુના ભાગમાં પોટાશના ક્ષારોની પ્રધાનતા છે. જે સકરણ પદાર્થો છે તે કારબન, હાઇડ્રોજન અને ઓક્સીજનના વિકારો છે અને એલ્બ્યુમેનવાળા પદાર્થોમાં કારબન, હાઇડ્રોજન અને ઓક્સીજનના

ઉપરાંત ગંધક અને નાઇટ્રોજન રહેલા છે. અકરણુ પદાર્થો કે જેને ક્ષાર કહેવામાં આવે છે તે નીચે પ્રમાણે નામવાળા છે અને એક હજાર ગ્રામ રૂધિરમાં નીચેના પ્રમાણુમાં રહેલા છે:—

| | |
|---|---|
| આયર્ન ફૉસ્ફેઈટ.....૦·૯૯૮ | પોટાશિઅમ સલ્ફેઇટ......૦·૧૩૨ |
| પોટાશિઅમ ક્લોરાઇડ..૩·૦૭૯ | પોટાશિઅમ ફૉસ્ફેઇટ......૨·૩૪૩ |
| સોડિઅમ ફૉસ્ફેઈટ...૦·૬૩૩ | સોડિઅમ ક્લોરાઇડ (મીઠું) ૦·૩૪૪ |
| કેલ્શિઅમ ફૉસ્ફેઈટ...૦·૦૯૪ | મેગ્નેશિઅમ ફૉસ્ફેઇટ......૦·૦૬૦ |

આ ઉપરાંત કેલ્શિઅમ ફ્લોરાઇડ, સિલિકા, સોડિઅમ સલ્ફેઇટ, અને કવચિત્ કવચિત્ કેલ્શિઅમ સલ્ફેઇટ તથા મેન્ગેનીઝના સૂક્ષ્મ અંશો દેખાય છે. આ સકરણુ અને અકરણુ પદાર્થોમાં સકરણુ પદાર્થોની રચના તથા વ્યાપાર અકરણુ પદાર્થો એટલે ક્ષારના ઉપર આધાર રાખે છે. જો સર્વ ક્ષારો સમપ્રમાણુમાં હોય છે તો સકરણુ પદાર્થોનો વ્યાપાર બરાબર ચાલે છે અને જેમ જેમ સકરણુ પદાર્થોનો એક તરફથી ક્ષય થતો જાય છે તેમ તેમ બીજી તરફથી તે નવા નવા થતા જાય છે. સકરણુ અને અકરણુ પદાર્થોનું બનેલું આ રૂધિર આખા શરીરમાં ફરે છે અને શરીરના સર્વ અવયવોને એ તેમનો ખોરાક પૂરો પાડે છે. રૂધિરનો પ્લેઝમા નામનો જે ભાગ છે તેનો એક અંશ શરીરસ્થ સૂક્ષ્મ નાડીમાં થઇ આસપાસના અવયવોમાં પહોંચે છે અને તે અવયવના પોટા (સેલ્) એમાંના ક્ષારમાંથી જે જે પોતાને જોઇતા હોય તે ચુસી લે છે, અને એ ચુસી લઇ શરીરસ્થ એલ્બ્યુમેનમાંથી, જે સકરણુ પદાર્થ જોઇતો હોય છે તે, આ ક્ષારોવડે બનાવે છે. આ પોટાઓમાં સર્વ પોટાનો એક આહાર નથી, પણુ ભિન્ન ભિન્ન છે. મજ્જાતન્તુના પોટાનો આહાર, એને અપેક્ષિત ક્ષાર, તે મેગ્નેશિઅમ ફૉસ્ફેઇટ, પોટાશિઅમ ફૉસ્ફેઇટ, મીઠું અને લોહ છે. સ્નાયુના પોટાને આ ચાર ઉપરાંત પોટાશિઅમ ક્લોરાઇડની અપેક્ષા છે. સંયોજક તન્તુના પોટામાં ખાસ કરીને સિલિકા છે. અને એના એક ભાગરૂપ જે સ્થિતિસ્થાપક તન્તુ છે તેમાં કેલ્શિઅમ ફ્લોરાઇડ છે. અસ્થિના પોટામાં કેલશિઅમ ફ્લોરાઇડ તથા મેગ્નેશિઅમ ફૉસફેઈટ અને ઘણુા પ્રમાણુમાં કેલ્શિઅમ ફૉસ્ફેઇટ છે. કેલ્શિયમ ફૉસ્ફેઇટ નાના પ્રમાણુમાં સ્નાયુ, મજ્જાતન્તુ, મસ્તિષ્ક અને સાંધણુતન્તુમાં પણુ રહેલું છે. શ્લેષ્મપોટામાં મીઠું ખાસ કરીને છે. મીઠું એ શરીરના પ્રવાહી અને સંધીન સર્વ અવયવોમાં રહેલો ક્ષાર છે.

આ પ્રમાણે આ વિવિધ પોટાઓ આ ક્ષારોને લીધે બને છે અને એ ક્ષારોને લીધે જ એ સર્વ પોતાનું કામ કરે છે. જ્યારે એ ક્ષારોમાંથી કોઇ ઓછો થાય છે ત્યારે તે તે પોટાની રચના બગડે છે અને એ પોટાનો વ્યાપાર અવ્યવસ્થિત થાય છે. વ્યાધિપીડિત મનુષ્યોનું રૂધિર તપાસવાથી સ્પષ્ટ જણાય છે કે તેમાં આ ક્ષારોમાંથી એક વા અધિકની ન્યૂનતા થયેલી હોય છે.

આ સાથે દુધ કે જે પૂર્ણ ખોરાક સર્વત્ર મનાયું છે તેને જુઓ તો એક લિટર એટલે ૧૦૦૦ ગ્રામ દુધમાં આ પ્રમાણે સર્વ ક્ષારો રહેલા છેઃ—

| | |
|---|---|
| પોટાશિઅમ......૦.૭૮૦ | સોડિઅમ......૦.૨૩૦ |
| કેલ્શિઅમ........૦.૩૩૦ | મેગ્નેશિઆ ......૦.૦૬૦ |
| લોહ ...........૦.૦૦૪ | ફોસ્ફોરિકએસિડ...૦.૪૭૦ |
| ક્લોરિન ......૦.૪૪૦ | ફ્લોરિન આદિના અંશો. |

આ શું સૂચવે છે ? એ એ જ સૂચવે છે કે અત્યારસુધી વ્યાધિનું જે કારણ આપવામાં આવ્યું છે તે ભ્રાન્તિ છે. વ્યાધિ થતાં શરીરમાં કોઇ દુશ્મન પેશી જતો નથી કે તેને મારી કાઢી નાંખવાનો હોય. વ્યાધિ એ જન્તુજન્ય નથી કે જંતુને મારવાને વિષ આપવાનાં હોય. વ્યાધિ થવાથી શરીરના રસોઆદિમાં કોહાણ થાય છે અને તેથી જેમ છાણ વગેરેમાં કોહાણ થવાથી જન્તુઓ પાકે તેમ આમાં પણ જન્તુઓ પાકે, પણ આ જન્તુઓનો પાક તે વ્યાધિના પરિણામરૂપ છે અને વ્યાધિના કારણરૂપ નથી. આ જ હેતુથી વ્યાધિગ્રસ્ત અવયમાં જન્તુઓ જણાયા તેટલાપરથી એ જન્તુઓને એ વ્યાધિના કારણરૂપ માનવા એ ભૂલ છે, એ કાર્યકારણનો વિપર્યય છે.

વ્યાધિ એ શરીરસ્થ ન્યૂનતા છે અને તે ન્યૂનતા તે તે પદાર્થ આપવાથી પૂરી પડે છે. વ્યાધિગ્રસ્ત રુધિરમાં અમુક અમુક ક્ષારોની ન્યૂનતા દેખાય છે તો તે તે ક્ષારોને પૂરા પાડવા એ જ વ્યાધિને મટાડનાર ઔષધ છે. મનુષ્ય ભૂખ્યો થાય છે ત્યારે તેના શરીરમાં શત્રુની માફક ઝેરી જન્તુઓ પેશી જતા નથી અને તેથી ભૂખરૂપ બૂમ શરીર પાડતું નથી, પણ શરીરમાં ખોરાકની તંગી પડી છે, અને તેથી શરીર ખોરાકમાટે બૂમ પાડે છે કે જે બૂમને આપણે ભૂખરૂપે સમજીએ છીએ. પણ એ ભૂખ મટાડવા આપણે શું કરીએ છીએ ? શું આપણે એમાં પાષાણો નાંખીએ છીએ કે વિષના ગુંટડા

પીને જઠરના સૂક્ષ્મ તંતુને કે મજ્જાતંતુને બહેર મરાવીએ છીએ કે જેથી ભૂખનું ભાન આપણને નહિ થાય ? ના, આમાંથી કોઇ પણ કરવું આપણે યોગ્ય ગણતા નથી. ત્યારે જ્યારે મરડો થાય છે ત્યારે પણ શરીરમાંથી સોડિઅમ ક્લોરાઇડ કે પોટાશિઅમ ક્લોરાઇડ ખુટે છે તો તે સમયે શરીરને એ ક્ષારો આપવા ઉચિત છે કે એને બદલે એ આંતરડામાં આવેલા મજ્જાતન્તુને બહેર મારી નાંખનાર અફીણ-રૂપ વિષ આપવું ઉચિત છે ? અવશ્ય જે જોઇતું હોય તે જ આપવું ઉચિત છે. બહેર મારવાથી વેદના ઓછી પ્રતીત થાય પણ અજ્ઞાન એ આરોગ્ય ગણાતું નથી. આ જ પ્રમાણે સર્વ વ્યાધિઓમાં જે જે ક્ષાર શરીરમાંથી ન્યૂન થઇ જાય તે તે આપવા એ જ વૈદ્યવિદ્યા છે, એ જ વિચારથી યુક્ત છે અને એ જ ચિકિત્સા છે, અને એને બદલે ગમે તે આપવું એ ગાંડપણથી અતિરિક્ત કંઇ જ નથી. સંક્ષેપમાં જીવનરસાયનશાસ્ત્રનો આ સિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્તપ્રમાણે વ્યાધિની વ્યાખ્યા જે આજસુધી ઇતર લોકો આપી શક્યા નથી તે સ્પષ્ટ રીતે આપી શકાય છે. વ્યાધિ ક્ષારવિશેષની ન્યૂનતા અને આરોગ્ય એટલે સર્વ અપેક્ષિત ક્ષારોની પૂર્ણતા.

અહિં તમને શંકા થશે કે જેમ ક્ષારોની ન્યૂનતા વ્યાધિમાં થાય છે તે જ પ્રમાણે જે ઓર્ગેનિક પદાર્થો કહ્યા તેની પણ ન્યૂનતા થાય છે તો તેને ઓષધરૂપે કેમ નહિ આપવા ? આનું ઉત્તર જીવન-રસાયનશાસ્ત્ર આ આપે છે કે એ નહિ આપવાનું કારણ એ છે કે એની જરૂર નથી. તમે કૃષિશાસ્ત્રમાં જુઓ. ત્યાં કુશળ કૃષિકાર શું કરે છે ? વૃક્ષનાં ફલો નિર્બલ થાય છે, તેમાં ઓર્ગેનિક અવયવો ખૂટે છે, ત્યારે તે વૃક્ષના મૂળમાં તે તે ઓર્ગેનિક પદાર્થો રેડે છે કે ઉપર કહેલા ક્ષારોને જ રેડે છે ? તમને દરેક માણસ કહેશે કે એમાં ક્ષાર જ રેડવામાં આવે છે અને તેથી પુનઃ ફલની પૂર્ણતા થતી દેખાય છે. અમેરિકા વગેરે કૃષિશાસ્ત્રમાં આગળ વધેલા દેશોમાં ખનિજનું ખાતર વાપરવામાં આવે છે એટલું જ નહિ પણ એમાં પણ સિદ્ધ થયું છે કે ખાતરનો મોટો ઢગલો વૃક્ષોનાં મૂળ આગળ નાંખવો તેના કરતાં સૂક્ષ્મરૂપતાને પમાડેલું પોટાશ વગેરેનું થોડું ખાતર પૃથ્વીને અતિસારી રીતે ફલદ્રુપ કરી મૂકે છે. તો માનુષશરીરમાં પણ એ પ્રકારે જ છે. આમ હોવાનું કારણ એ ક્ષારોના સ્વભાવ જોતાં સ્પષ્ટ થાય છે. ઉપર સૂચન કર્યું તે પ્રમાણે આ વિદ્યામાં બાર ક્ષારો

જ વાપરવામાં આવે છે કેમકે એ બારનું જ કાયમ અસ્તિત્વ રુધિરમાં છે. એ વિદ્યાના સંસ્થાપક ડૉ. સુસ્લરે આરંભમાં બાર ક્ષારો જ નિર્ણીત કર્યા હતા અને પાછલથી તેમાંથી એકનું અસ્તિત્વ કંઇક અનિયમિત દેખાવાથી અગીઆરનો નિર્ણય કર્યો છે. જો આ બારથી અધિક સંખ્યાનો નિર્ણય અનુભવથી જણાય તો તેને આમાં દાખલ કરતાં એના નિયમથી લેશ પણ વિરોધ નથી. છતાં હાલની શોધોથી અગીઆર અને વધારેમાં વધારે બાર માત્ર જણાય છે તેથી તે બારના જ સ્વભાવ જોવો ઘટે છે. ( ડૉ. સુસ્લર પછી આ વિદ્યાનો પ્રયોગ કરનાર કેટલાક આગ્રહી અને બુદ્ધિશાલી ડાકટરો થયા છે, અને તેમાંના એક ડૉ. વોન્ડરગોલ્ટઝ છે. એમણે શોધ કરી છે કે જેમ ડૉ. સુસ્લરના બાર ક્ષારોનું રુધિરમાં અસ્તિત્વ છે જ તે જ પ્રમાણે બીજા ક્ષારોનું પણ છે. પણ તે સૂક્ષ્મ પ્રમાણમાં હોવાથી આરંભમાં જણાયા નથી. આથી એ ડાકટરે અને પછીના ડાકટરોએ એ નવા ક્ષારો પણ વાપરવા માંડ્યા છે અને તેથી આ બાર ક્ષારોથી નહિ મટેલા વ્યાધિઓ એનાથી સાધ્યકોટિમાં એ લાવી શક્યા છે. એ નવા ક્ષારોમાં આર્સેનિક અને આયોડિનના ક્ષારો ખાસ કરીને આવશ્યક છે. એ નવા ક્ષારોનું વર્ણન બાર ક્ષારોના વર્ણન પછી આ આવૃત્તિમાં વધાર્યું છે તે ત્યાં જોવું. આથી ૧૨ ને બદલે ઓછામાં ઓછા હવે ૧૪ ક્ષારો આવશ્યક મનાય છે. ) તે બારમાં પાંચ ફૉસ્ફેઇટ છે, ત્રણ સલ્ફેઇટ છે, બે ક્લોરાઇડ છે અને બાકી બે બીજા છે. એ બારેનાં નામો આ પ્રમાણે છે; (૧) કેલ્શિઅમ ફૉસ્ફેઇટ, (૨) પોટાશિઅમ ફૉસ્ટેઇટ, (૩) ફેરમ ફૉસ્ફેઇટ, (૪) સોડિઅમ ફૉસ્ફેઈટ, (૫) મેગ્નેશિઅમ ફૉસ્ફેઇટ. (૬) કેલ્શિઅમ સલ્ફેઇટ, (૭) પોટાશિઅમ સલ્ફેઇટ (૮) સોડિઅમ સલ્ફેઈટ, (૯) પોટાશિઅમ ક્લોરાઇડ (૧૦) સોડિઅમ ક્લોરાઇડ, (૧૧) કેલ્શિઅમ ફ્લોરાઈડ, (૧૨) સિલિકા અથવા સિલિશીઆ. આ બારમાં પ્રથમના ક્ષારને એલ્બ્યુમેન સાથે નિકટનો સંબંધ છે તેથી ખોરાકમાંથી ગમે તે પ્રકારે એલ્બ્યુમેનને આકર્ષી તેની સાથે એ ક્ષાર સંબંધવાળો થાય છે. દ્વિતીય તથા પંચમને મસ્તિષ્કમાં રહેલા ભુરા પદાર્થ અને ધોળા પદાર્થ સાથે એવો જ નિકટનો સંબંધ છે. તૃતીય અને સપ્તમને ઓક્સીજનસાથે સંબંધ છે, જ્યાં ત્યાંથી એ ઓકસીજનને આકર્ષે છે. અને સપ્તમનો સંબંધ શરીરસ્થ તૈલસાથે છે. આ જ પ્રમાણે

નવમને ફાઇબ્રિન નામના ઓરગેનિક પદાર્થસાથે સંબંધ છે તેથી ખોરાક વગેરેમાં જે એલ્બ્યુમેન હોય છે તેસાથે મળી એ ફાઇબ્રિનને ઉત્પન્ન કરે છે અર્થાત્ તેનું ફાઇબ્રિનમાં રૂપાન્તર કરે છે. આઠમા તથા દશમા ક્ષારનો સંબંધ પાણીસાથે છે. એક પાણીને ચૂસી બહાર કાઢી નાંખે છે અને અન્ય શરીરમાં જોઇતું પાણી તેમાં રાખી મૂકે છે અર્થાત્ તેને બહાર જવા દેતો નથી તથા શરીરના જૂદા જૂદા ભાગમાં પાણીના પ્રમાણની વ્યવસ્થા કરી રાખે છે. આ પ્રમાણે સર્વ ક્ષારોને તે તે ઓરગેનિક પદાર્થોસાથે સંબંધ હોય છે તેથી એ સર્વ ઓરગેનિક પદાર્થોને એ પોતે જ આકર્ષી રચે છે. આમ હોવાથી જો કામ કરનાર કડીઆરૂપ આ ક્ષારોમાંથી જે જે ખૂટતા હોય તે તે શરીરમાં લેવામાં આવે છે તો એલ્બ્યુમેનરૂપ ચૂનાઈંટને એ ગોઠવી શરીરરૂપ ગૃહને વ્યવસ્થામાં રાખવા શક્તિમાન્ થાય છે. એથી ઉલટું જો એ ઓરગેનિક પદાર્થોને શરીરમાં નાંખવામાં આવે છે અને તેને વ્યવસ્થાપૂર્વક ગોઠવી રાખનાર જે કારીગરો—આ ક્ષારો—તે પૂરતા પ્રમાણમાં હોતા નથી તો એ ઓરગેનિક પદાર્થો માત્ર પથરારૂપે, ભારરૂપે જ શરીરમાં પડે છે, શરીરના સેલ્સસાથે મળી જતા નથી અને તેથી કૂસકાંટાની માફક તેને બહાર કાઢી નાંખવાની શરીરને જરૂર પડે છે. આ હેતુને લીધે વ્યાધિમાં ઓરગેનિક પદાર્થોની ન્યૂનતા દેખાય છે તે આ ક્ષારોની ન્યૂનતા થવાને લીધે જ હોય છે. તેથી ઔષધરૂપે આ ક્ષારો જ આપવાની જરૂર રહે છે અને તે તે ન્યૂન રૂપમાં પ્રતીત થતા ઓરગેનિક પદાર્થો લેવાની જરૂર રહેતી નથી.

કોઈ કોઇ વ્યાધિમાં ઓરગેનિકપદાર્થ, જેવો કે એલ્બ્યુમેન શરીરમાં વધી ગયેલો દેખાય છે પણ તે પણ ભ્રાન્તિ જ છે. જેમ કડીયાની સંખ્યા ઓછી હોય તો રોજના પ્રમાણમાં આણી આપેલી ઈંટો પણ વધારે થઇ પડે છે તેમ કેલ્શિઅમ ફોસ્ફેઈટ ઓછું થઇ જાય છે તો જે એલ્બ્યુમેનપર એ કામ કરતું હતું તે એલ્બ્યુમેન વધી પડેલું દેખાય. પણ આમાંએ ખરૂં જોતાં એ ફોસ્ફેઇટની ન્યૂનતા હેતુ છે અને તે ઔષધરૂપે લેવાથી મટી જાય છે એટલે એલ્બ્યુમેન નકામું પડેલું નહિ રહેવાથી એની વૃદ્ધિ તરત જ અપ્રતીત થઈ જાય છે.

આ ક્ષારો અને વિવિધ ઓરગેનિક પદાર્થોનો એવો નિકટનો સંબંધ છે કે એક વિના બીજો હોતો નથી. જ્યાં જ્યાં ફાઇબ્રિન હોય છે

ત્યાં તેની સાથે પોટાશિઅમ કલોરાઇડના અણુઓ લાગેલા જ દેખાય છે. એ પોટાશિઅમ કલોરાઇડના અણુઓ જો બગડી જાય છે તો એ પણ શરીરમાંથી ફાઇબ્રિનસાથે જ બહાર નીકળે છે. તાત્પર્ય કે જે ફાઇબ્રિનના અણુસાથે આ પોટાશિઅમ કલોરાઈડ સંલગ્ન થયેલું હોય છે તે ફાઇબ્રિનને જ્યારે એ અણુઓ વ્યવસ્થિત કરી શકતા નથી ત્યારે એ ફાઇબ્રિન બહાર નીકળે છે ત્યારે તેની સાથે એ અણુઓ પણ સંલગ્ન થયેલા હોવાથી બહાર નીકળે છે. પણ તેટલા ઉપરથી શરીરમાં પૂરતું અથવા અધિક પ્રમાણમાં પોટાશિઅમ કલોરાઇડ છે એમ અનુમાન થઇ શકતું નથી. એથી તો ઉલટું જ અનુમાન થાય છે કે શરીરમાં જે પોટાશિઅમ કલોરાઇડ છે તે ફાઇબ્રિનને વ્યવસ્થિત કરે તેવા સામર્થ્યવાળું રહ્યું નથી, અર્થાત્ અનુરૂપ સામર્થ્યવાળા પો. કલોરાઇડની ન્યૂનતાનું જ અનુમાન થાય છે અને તેથી તેવું શુદ્ધ પો. કલોરાઈડ ઔષધરૂપે લેવું પડે છે. આથી કેટલાક વ્યાધિમાં ફોસ્ફેટ શરીર બહાર નીકળે છે તે વ્યાધિમાં ફોસ્ફેટ શામાટે આપવું એ આદિ પ્રશ્નોનું સમાધાન થઇ જાય છે.

આ જીવનરસાયનશાસ્ત્રના સિદ્ધાન્તની સામે તમને એ પ્રશ્ન અવશ્ય થાય તેવો છે કે આ શાસ્ત્રના સિદ્ધાન્તપ્રમાણે તો આ બાર અથવા હવે ખાસ આવશ્યક કોઈ એકાદ બે ક્ષારો જણાય તો તેટલા જ માત્ર ઔષધરૂપે આપવાથી લાભ થાય. પણ તેમ હોય તો હોમીયોપથિક દવાઓ આપવાથી લાભ દેખાય છે તે કેવી રીતે દેખાય? એલોપથિક દવાથી હજારો વર્ષ થયાં લાભ થતો દેખાયો છે તે કોઇ રીતે ન થવો જોઇએ. આ પ્રકારનો આક્ષેપ તમારી વૃત્તિ કદાચ કરશે. પણ તમને વિશેષ વિચારથી જણાશે કે એ શંકા આ સિદ્ધાન્તને હલાવે તેમ નથી, પણ આ જીવનરસાયનવિદ્યાના સિદ્ધાન્તને જ સમર્થન કરે છે. તે આ પ્રમાણેઃજીવનરસાયનશાસ્ત્ર જણાવે છે અને તે પ્રયોગથી સિદ્ધ કરી શકાય તેમ છે કે આ ક્ષારો મનુષ્યાદિ પ્રાણીનાં શરીરોમાં જ રહે છે તેમ નથી; એથી બહાર પણ સર્વ સ્થલે રહે છે. ચાઇના (જે સિંકોનામાંથી બને છે) જેલ્સમ૦ વેરાટ્રમ, વછનાગ, આર્નિકા, ફાઇટોલાઇન, રહસ, હિંગ આદિ પદાર્થોમાં ફેરમફોસ્ફેટ નામનો ક્ષાર રહેલો પૃથક્કરણથી સિદ્ધ કરી શકાય છે. તે જ પ્રમાણે ચાઈના, ફાઇટોલ૦, કોલોસિંથ, ગ્રેફાઇટ આદિમાં પોટાશિઅમ કલોરાઇડ; રહયુમ, હેમામલિસ આદિમાં સોડિઅમ ફોસ્ફેટ;

પલ્સેટિલા, એપ્રિસ૦ રહસ, વેરાટ્રમ, ડિજિટેલિસ, કેક્ટસ૦, સ્ટ્રેમોન૦, હેમા૦, ફાઇટો૦ આદિમાં પોટાશિઅમ ફોસ્ફેઇટ; ફાઇટોલ, સેન્ગ્વિને૦ હેમામ૦, સ્ટિલિંગ, સિમિફ૦ આદિમાં પોટાશિઅમ ક્લોરાઇડ; સેકુન, ઓરમ, હેમામ૦, સિકેલ આદિમાં સોડિઅમ ક્લોરાઇડ; ફાઇટોલ આદિમાં કેલ્શિઅમ ફ્લોરાઇડ; ઇક્વિસેટમ, સિમિફ૦, ચેલિડોન, એફાઇટ, સિકેઇલ આદિમાં સિલિકા; એપોસિન, હિંગ આદિમાં કેલશિઅમ સલ્ફેઇટ; એપોસિન૦, કેમોમિ૦, આઇરિસ, લાઇકોપો૦, થ્યાયોનો૦, પોડોફિલિન, ઝેરકચોલું, હેમામ૦, સિમિફ૦ આદિમાં સોડિઅમ સલ્ફેઇટ અને વાઇબર્ન, બેલાડોના, લોબેલિ૦, સ્ટ્રેમન૦, કોલોસિન્થ, જેલ્સેમ૦, રહસ આદિમાં મેગનેશિઅમ ફોસ્ફેઇટ છે. આપણા દેશમાં વપરાતાં ઔષધની પૃથક્કૃતિ કોઇએ ખાસ આ ધોરણથી કરેલી નથી, નહિ તો તેમાં પણ આ બાર ક્ષારોમાંના ક્ષારોનું અસ્તિત્વ અવશ્ય આ પ્રમાણે જણાય તેમ છે. આમ હોવાથી જ્યારે આ વિવિધ ઔષધો આપવામાં આવે છે ત્યારે એ દ્વારાએ તેમાં રહેલા આ ક્ષારો પણ શરીરમાં જાય છે અને એ ક્ષારો જ એમાંથી પૃથક્ થઇ રુધિરમાં ભળી ગુણ કરે છે. તેથી આપણો અત્યાર સુધીનો અનુભવ ખોટો ઠરતો નથી. તેમ જ જીવનરસાયન-વિદ્યાનો સિદ્ધાન્ત જ આ અનુભવથી પુષ્ટિને પામે છે. કેમકે એલો-પથિક ડાકટર પણ તે તે ઔષધદ્વારા આ ક્ષારો જ આપે છે. પણ ફેર એટલો છે કે એ ક્ષારો વિવિધ નકામા પદાર્થોસાથે મિશ્રિત થઇ ગયેલા હોય છે તેથી શરીરને એ ક્ષારોને પૃથક્ કરતાં વિલંબ થાય છે અને આમ થવાથી જ એ ઔષધોને અસર કરતાં વિલંબ લાગે છે. વળી એ ક્ષારોસાથે તે તે નકામી વસ્તુ મળેલી હોય છે તે શરી-રના અંગભૂત પદાર્થરૂપ નહિ હોવાથી શરીરમાં તે નકામી, વિષરૂપ થઇ રહે છે. આ હેતુને લીધે જ એ એલોપથીનાં ઔષધો જે હાનિ કરે છે તે હાનિ થાય છે. આ જ પ્રમાણે હોમીયોપથી પણ આ સર્વ ઔષધ વાપરે છે તેમાં ગુણ કરનાર તો માત્ર આ તેના અંગ-ભૂત ક્ષારો જ છે. તે સાથે હોમીયોપથી પદ્ધતિથી તે તે પદાર્થનું મર્દન કરવામાં તથા સૂક્ષ્મ વિભાગ કરવામાં આવે છે ત્યારે આ અનિજ ક્ષારો શિવાય ઇતર પદાર્થ ઘણે અંશે રહે છે કે નહિ તે પણ સંજયજેવું જ છે અર્થાત્ રહે છે તે અતિઅલ્પ અંશે જ રહે છે અને તેથી હોમીયોપથીથી જો કોઇ દુઃખદ વેદના અથવા ચિન્હો

વધે છે અથવા થાય છે તો તે ચિરસ્થાયી હોતાં નથી, પણ તે ઔષધો મૂકી દેવામાં આવે છે કે તરત બે ચ.ર કલાકમાં તે પ્રતીત થતાં ચિન્હો શમી જાય છે. એલોપથી દવામાં આ વિષમય કચરો વધારે પ્રમાણમાં રહે છે તેથી એ દવાથી જો હાનિ થાય છે તો તે દીર્ઘ સમય પહોંચે છે. એલોપથી દવા તથા હોમીયોપથી દવા કેવી રીતે ગુણ કરે છે તથા હોમીયોપથી દવા શામાટે હાનિ કરનાર જણાતી નથી એ આથી સમજાયા વિના રહે તેમ નથી.

જેમ હોમીયોપથી દવા હાનિ કરનાર નથી તે જ પ્રમાણે જીવનરસાયનશાસ્ત્રનાં ઔષધો પણ હોમીયોપથીપ્રમાણમાં હોવાથી એ પણ સ્થાયી હાનિ કરનાર થઇ શકતાં નથી. એ બંને પ્રકારની દવાથી કોઇના શરીરને હાનિ થતી નથી, કોઈનું મરણ નીપજતું નથી. આ સાથે જીવનરસાયનશાસ્ત્રનાં જે ઔષધો છે તે ખાસ રુધિરના અંગ-ભૂત પદાર્થો છે તેથી તે કોઇ પણ રીતે હાનિકર થઇ શકે તેમ નથી. તે એટલેસુધી કે એ ઔષધની આખી શીશી જો કોઇ માણસ ખાઈ જાય તો તેથી તેને કોઇ દિવસ મરણ નીપજે કે કોઈ મોટી હાનિ થાય તેમ કદાપિ બની શકતું નથી, અગર જો એવી પ્રવૃત્તિ કરવા કોઇને ભલામણ કરવી એ અવિવેક જ છે. જીવનરસાયનનાં ઔષધો લેવાથી કંઇ કંઇ અસરો થાય છે તે પ્રસંગે ઇપ્સિત અને પ્રસંગે તેથી વિરોધી પણ હોય છે. જેમકે કોઇ માણસનું યકૃત્ વધારે કામ કરતું હોય અને તેવે પ્રસંગે ભૂલથી કોઇ પોટાશ્યમ કલોરાઇડ લે તો તેથી યકૃત્ વધારે ઉત્તેજિત થાય છે. આથી પિત્તના આધિકયથી જે ચિન્હો પ્રતીત થતાં હોય તેમાં તત્કાલ વૃદ્ધિ દેખાય છે, પણ તેમ થતાં જ જો સોડિઅમ સલ્ફેઇટ લેવામાં આવે તો પા અર્ધ કલાકમાં જ એ વધેલી અને મૂલની સર્વ વિક્રિયા તત્કાલ શમી જાય છે. તેમ જ પોટાશિઅમ કલોરાઇડ લેવાનું બંધ કર-વામાં આવે તો પણ અલ્પ સમયમાં વધેલી વિક્રિયા પોતાની મેળે શમી જાય છે. આથી જો એ બારે ક્ષારોના વિરોધો જાણવામાં આવે છે. તો પ્રત્યેક ક્ષાર લેવાથી જે અસર થાય છે તે અસર પણ કયું ઔષધ યોગ્ય છે તેને તરત સૂચવે છે.[1] આ જીવનરસા-યનશાસ્ત્ર સેલ્યુલર પેથોલોજીપર રચાયું છે અને સેલ્યુલર પેથોલોજી જેનું પુસ્તક પ્રો. વર્ચોએ રચેલું પ્રસિદ્ધ છે તેનો સિદ્ધાન્ત એવો છે કે વિવિધ શરીરાવયવોને રચનાર તથા પોષણ આપનાર અને

૧. આ વિરોધ માટે દ્વિતીય ભાગના અંતમાં જોવું.

જીવનમાં રાખનાર જે સેલ્સ ( પોટા ) છે તે પોતાનો ખોરાક પોતે જ પસંદ કરી લે છે, અને તેને ગમે તે ખોરાક બલાત્કારથી આપી શકાતો નથી. રુધિરમાં અનેક તત્વો રહેલાં છે અને તેથી રુધિરનું અભિસરણ થાય છે ત્યારે એ સર્વ તત્ત્વો તે તે સેલઆગળ ખોરાકરૂપે આવી હાજર થાય છે પણ તે સેલ એમાંથી બધાં તત્ત્વોને ચુસી લેતું નથી, તેમ જ ગમે તે તત્ત્વને પણ ચુસી લેતું નથી, પણ જે પોતાને જોઇએ છે તે જ તત્વને ગ્રહણ કરી લે છે. આ સિદ્ધાન્ત એલોપથી સંસ્થા પણ સ્વીકારે છે. એ સિદ્ધાન્ત પ્રમાણે જોતાં જીવનરસાયન ઔષધમાંથી ગમે તે ઔષધ આપણે લઇએ તો તે સેલને વિકાર પમાડી શકે તેમ નથી, કેમકે તે ઔષધની જો શરીરમાં જરૂર નહિ હોય તો કોઈ પણ સેલ તેને વધારે પ્રમાણમાં ગ્રહણ કરે તેમ નથી પણ તે ઔષધ નકામા ખોરાકરૂપ થઈ માત્ર બહાર નીકળી જાય છે. આ કારણથી પણ જીવનરસાયન ઔષધો લેતાં સ્થાયી વિકૃતિ થતી નથી એ સ્પષ્ટ જણાય છે.[1]

૧. ડૉ. સુસલરની સંભાવના પ્રમાણે આ નિયમ જણાવ્યો છે. પણ એ સંભાવના સર્વાંશે નહિ લેતાં મર્યાદિત અંશમાં જ લેવાની છે. આથી કોઇ એમ ધારે કે જ્યારે સેલ્સ પોતાને જોઇતો આહાર જ ગ્રહણ કરી લે છે ત્યારે આ બારે ક્ષારોને ભેગા કરી, અથવા એ પ્રકારે કરેલું બાયો-પ્લાઝમા નામનું ઔષધ લેવામાં આવે તો વ્યાધિમાં નિદાનની, દોષના ક્ષારોના ગુણ દોષના જ્ઞાનની કે કશાની જ અપેક્ષા રહેતી નથી. પણ આવું માનવું તે ભ્રાન્તિ જ છે. પ્રથમ તો આરોગ્યવાળા સેલ્સમાં જ કદાચ પોતાનો આહાર પસંદ કરી લેવાનું સામર્થ્ય હશે, પણ દુર્બળ થયેલા અથવા રોગગ્રસ્ત થયેલા સેલ્સમાં એ સામર્થ્ય રહે છે કે કેમ એ શંકાવાળું છે. વળી ડૉ. સુસ્લરના પછી એવી સંભાવના પણ કરવામાં આવી છે કે અપેક્ષિત આહાર આ ક્ષારો પૂરો પાડે છે એમ નથી, પણ આ ક્ષારોમાં જે ઇલેકટ્રોન ( અમુક સૂક્ષ્મ અણુઓ ) રહેલા છે તે, તે તે સેલ્સને અને મજ્જાતન્તુઓને ઉત્તેજિત કરે છે અને તે દ્વારા વ્યાધિની નિવૃત્તિ થાય છે. આ દવાઓનો પ્રયોગ કરી જોનાર સારી રીતે જાણે છે કે જ્યારે યકૃત્ ઉત્તેજિત થયેલું હોય છે અને નં. ૫ આપવામાં આવે છે ત્યારે પિત્તના આધિક્યની વિકૃતિ વધે છે; આંતરડું વ્યાપાર કરતું શિથિલ થઇ ગયું હોય છે અને નં. ૮ ત્યાં લગાડવામાં આવે છે તો તેથી આંતરડાં વિશેષ શિથિલ થઇ જાય

વળી આ જે બાર ક્ષારો છે તેને આપણે નિરંતર હવાદ્વારા, પાણીદ્વારા, અને જે આહાર ગ્રહણ કરીએ છીએ તે દ્વારા લઇએ જ છીએ. એ સર્વમાં આ ક્ષારો રહેલા જ હોય છે. તેથી આ ઔષધો નથી પણ માત્ર આહારરૂપ પદાર્થો જ છે. ભેદ એ છે કે ખોરાકમાં જે ક્ષારો રહેલા હોય છે તે સ્થૂલ રૂપમાં હોય છે અને તેથી શરીર તેને તરત પાચન કરી શકતું નથી અને આ શાસ્ત્રના વિધિપ્રમાણે જો તૈયાર કરી આપવામાં આવ્યા હોય છે તો તે પચન થાય છે, રુધિરમાં મળી જાય છે અને તેથી સૂક્ષ્મ સેલને યોગ્ય આહાર રૂપ થઇ રહે છે. આ હેતુથી જ ખોરાકમાં એ ક્ષારો આવતાં છતાં પૃથક્ આવા સૂક્ષ્મ રૂપે એને ગ્રહણ કરવાની પ્રસંગે પ્રસંગે આવશ્યકતા રહે છે.

માનસશાસ્ત્રના નિયમથી વ્યાધિઓ મટી જાય છે તે પણ આ ક્ષારને લીધે જ મટે છે. માનસશાસ્ત્રના નિયમથી બલવાન્ ભાવના જ્યારે કરાય છે ત્યારે એ ભાવનાના વેગને લીધે, લેવાયેલા ખોરાકમાંથી એ ક્ષારો પૃથક્ થઈ જાય છે અને શરીરમાં રુધિરસાથે મળી તે તે સેલમાં પહોંચી ત્યાંની ન્યૂનતા દૂર કરે છે. વિચારના આંદોલનથી વ્યાધિની નિવૃત્તિ થાય છે તે સિદ્ધાન્તને આ જીવનરસાયનના સિદ્ધાન્ત સાથે કોઇ રીતે વિવાદ નથી પણ પૂર્ણ રીતે બંનેનો સંવાદ જ છે. જે પુરૂષોના વિચારનાં આંદોલનો એટલાં બલવાન્ થયેલાં હોય છે કે ગમે ત્યાંથી તરત જ જોઇતા ક્ષારોને આકર્ષી લાવે, તેમને કોઇ પણ ઔષધ, કોઇ પણ ક્ષાર સ્થૂલ રૂપે લેવાની જરૂર રહેતી નથી. પણ જેનામાં વિચારના આંદોલનનું આટલું બલ વધ્યું નથી તેમને જ જરૂર પડે ઔષધો લેવાની જરૂર રહે છે, અને તેમાં પણ ગમે તે વિષમય ઔષધો લેવાં તે કરતાં આ નિર્દોષ આહારરૂપ, વિકાર નહિ કરનાર, અને અવશ્ય લાભ કરનાર ઔષધજ પસંદ કરવાં ઘટે છે.

ત્યારે આ જીવનરસાયનથી સર્વ વ્યાધિઓ મટે છે ? ના, નહિ જ.

---

છે, વગેરે. તાત્પર્ય કે આ ક્ષારો ગમે તેમ લેવામાં આવે તો તેથી વિકૃતિ બીલકુલ થતી નથી એ અસિદ્ધ છે. આ ક્ષારોમાં કોઇ વિષ નથી તેથી એ ક્ષારો લેવામાં ભૂલ થાય છે તો તેથી મહા હાનિ થતી નથી અથવા જે વિકૃતિ થાય. છે તે સ્થાયી થતી નથી કેમકે એની વિરુદ્ધ અસરને પ્રકૃતિ સહેલથી અન્યથા કરી શકે છે. તેથી ઉપરનો સિદ્ધાન્ત આ અંશમાં જ સત્ય લેવાનો છે.

એ કંઇ રસવિદ્યા નથી કે એ લીધાથી અજરામરત્વ પ્રાપ્ત થાય. અજરત્વ અને અમરત્વ પ્રાપ્ત કરનાર માત્ર રસવિદ્યા અને યોગવિદ્યા એ બે વિદ્યા જ છે. એ બેથી તૃતીય કોઈ સાધન નથી. મહાતપશ્ચરણ કર્યાં છતાં પણ રાવણાદિ દૈત્યો મરણને શરણ થયા છે અને યથાર્થ યોગ સિદ્ધ કરનાર શ્રીભીષ્મ આદિ સમર્થ મહાત્માઓ ઇચ્છાનુસાર દેહને છોડનાર પ્રસિદ્ધ છે. તેથી કોઇ પણ તપશ્ચરણથી જેની પ્રાપ્તિ થતી નથી તે અજરામરત્વની યોગવિદ્યાથી પ્રાપ્તિ થાય છે એ સુસંસ્થિત છે. આ અર્થ રસવિદ્યા પણ કેટલેક અંશે સારે છે. પણ તે કોઈ નીતિમાન્, ધૈર્યવાન્, ઉચ્ચ અધિકારવાળા વિરલ સાધકવીરને જ ઈશ્વરના અનુગ્રહથી સિદ્ધ થાય છે. તેથી જગત્ના ઇતર મનુષ્યોમાટે તો વ્યાધિને ઘણે અંશે નિવૃત્ત કરનાર આ જીવનરસાયનવિદ્યા જ છે. એ શાસ્ત્રનાં ઔષધો પ્રથમ તો કોઇને મારવાના સામર્થ્યવિનાનાં છે. એલોપથીઔષધોમાં મારણશક્તિ રહી છે, તે ઉપદ્રવ કરનાર જન્તુઓપર વપરાય છે તો તે એથી હણાય છે અને તેથી આગળ વધી દરદીપર વપરાય છે તો દરદીનો પણ નાશ કરે છે. જીવનરસાયન ઔષધો દરદીનો તો કદાપિ નાશ કરતાં જ નથી, તેમ જન્તુઓનો પણ સાક્ષાત્ નાશ કરનાર નથી. કૃમિ વગેરેને એ ઔષધો મારે છે પણ તે સાક્ષાત્ નહિ. કૃમિઓ જે શરીરસ્થ પદાર્થને ખોરાકરૂપે ગ્રહણ કરી જીવે છે તે ખોરાકરૂપ પદાર્થ એસિડ છે અને તેને સોડિઅમ ફોસ્ફેઇટ, આગળ જણાવવામાં આવશે તેમ, પૃથક્કરણ કરી નાંખે છે. આથી આહારના અભાવે એ કૃમિ મરી જાય છે. તેજ પ્રમાણે દરાઝઆદિ જે વ્યાધિઓ જન્તુજન્ય છે તેનો પણ નાશ આવી જ રીતે આ ઔષધો કરે છે, સાક્ષાત્ નહિ. આથી જ્યાં એ જન્તુઓનો નાશ તરત જ અપેક્ષિત હોય ત્યાં આ ઔષધની સાથે એ જન્તુને મારનાર વિષમય ઔષધ લેવાની જરૂર છે. ખરૂં જોતાં આ તે દરદીની ભૂલનો જ પરિણામ છે. જ્યારથી એ જન્તુઓ થવા માંડ્યા ત્યારથી તરત જ આ જીવનરસાયનનાં ઔષધો લેવામાં આવ્યાં હોત તો એ જન્તુનું બલ જામત નહિ અને એનો તરત જ નાશ થઇ જાત. પણ એ જન્તુની ઉપેક્ષા કરવામાં આવ્ છે ત્યારે જ એ બલવાળા થઇ રહે છે, અને એનું પૂર્ણ બલ થાય છે ત્યારે એથી વધારે હાનિ થતી અટકાવવા માટે જ, બે અનર્થમાંથી ન્યૂનને પસંદ કરવાના ન્યાયે, વિષમય ઔષધ લેવાની જરૂર પડે છે.

આ જ પ્રમાણે કોઈ માણસ ભૂલથી કે જાણી જોઈને કોઈ વિષમય પદાર્થને ખાઈ જાય છે તો તેને તાત્કાલિક વિરેચન, વમન આદિ આપવાં પડે છે. તે પ્રસંગે વ્યાધિની નિવૃત્તિ કરવાની નહિ હોવાથી, ખૂટતા પદાર્થ શરીરમાં દાખલ કરવાના નહિ હોવાથી, પણ નકામો પદાર્થ શરીરમાં દાખલ થઈ ગયો છે તેને કાઢવાની અપેક્ષા હોવાથી આ ક્ષારોથી ઈતર ઔષધ લેવાની જરૂર રહે છે. પણ જો એ વિષ શરીરમાં જૂનું થઈ રહે છે અને તેને પછી કાઢવું હોય છે તો ત્યાં ક્ષારો ક્રમે ક્રમે તે કામ બીજાં ઔષધો કરતાં સારી રીતે કરી શકે છે.

જ્યારે કોઈ અવયવ સડી જાય છે, અથવા નકામો થઈ તેને કાપી કાઢવાની જરૂર ઉત્પન્ન થાય છે ત્યારે શસ્ત્રવિદ્યાની અપેક્ષા આ શાસ્ત્રને ઇતર ચિકિત્સાશાસ્ત્ર પ્રમાણે જ રહે છે. છતાં તેમાં પણ આ શાસ્ત્ર ઘણે પ્રકારે મદદ કરનાર થઈ પડે છે. એ શાસ્ત્રનાં ઔષધો લેવામાં આવ્યાં હોય છે તો સડો ઓછો થાય છે, પ્રસંગે અટકી પણ જાય છે અને શસ્ત્રવિદ્યાની જરૂર પડતી નથી; અને જરૂર પડે છે ત્યારે પણ પાછું વિરોપણ કરવામાં આ ઔષધો પ્રથમ પંક્તિની સહાય આપે છે. આ પ્રમાણે ઈતર વિદ્યાની અપેક્ષા છતાં આ ઔષધોનો ઉપયોગ વિવિધ સ્થળે કરી શકાય છે. બાકી જ્યારે શરીરનાં બધાં સેલ્સ મરણના અભિમુખ થાય છે, પોતાનો ખોરાક લઈ શકવાના સામર્થ્યથી રહિત થઈ જાય છે ત્યારે જેમ એલોપથી કેવળ નિરુપયોગી છે તે જ પ્રમાણે આ ઔષધો આપવામાં આવે તોપણ તેનો પ્રવેશ સેલમાં નહિ થવાથી એનાથી પણ મરણને અટકાવી શકાતું નથી. તેથી આ ઔષધોથી પણ જરામરણથી સર્વથા બચી જવાની આશા રાખવી એ નકામી છે અને સર્વ સાધ્ય વ્યાધિઓની નિવૃત્તિ તો આ ઔષધ સારી રીતે કરી શકે છે એ એને અનુભવમાં મૂકનાર અનેક કુશળ અનુભવી ડાકટરોના તથા જનસમાજના અનુભવથી સિદ્ધ જ છે.[1]

૧. આ સ્થલે સત્યની ખાતર જણાવવું જોઈએ કે કોઈ દરદીને આ ક્ષારોથી વ્યાધિ નહિ મટે તો તેનાથી તેણે નિરાશ થવાનું કારણ નથી. એલોપથીવડે જે વ્યાધિ શમતા નથી તેને ઘણીવાર આ ક્ષારો મટાડી શકે છે, તે જ પ્રમાણે આ ક્ષારોનો પ્રકાર અને નંબર વગેરે પારખી કાઢવું ઘણું કઠિન પ્રસંગે પડે છે અને તેથી આ ક્ષારોથી નહિ મટેલા વ્યાધિઓ એલોપથીવડે પણ મટે છે અને

# પ્રકરણ ૩.

## જીવનરસાયનઔષધોના પ્રકાર, દવા લેવાનો વિધિ.

પૂર્વે જે ૩x, ૬x, ૩૦x આદિ સંજ્ઞાઓ વર્ણન કરી છે તેનું સ્મરણ કરાવવા અગત્ય છે. એમાં જે ૩, ૬, ૩૦ આદિ આંકડા છે એ પાવર કહેવાય છે. તેથી ૩x એટલે દશાંશપદ્ધતિમાં ત્રીજી પાવર, ૩૦x એટલે દશાંશપદ્ધતિમાં ત્રીશમી પાવર. સુકરતાને અર્થે આપણે દશાંશ અને શતાંશ એ પદ્ધતિમાંથી આ ગ્રંથમાં દશાંશપદ્ધતિનો જ સ્વીકાર કરીશું. તેથી આ ગ્રંથમાં જ્યાં ત્રીજી પાવરનું અથવા ૩x નું અમુક ઔષધ લેવું એમ કહ્યું હોય તો ત્યાં દશાંશપદ્ધતિની જ ત્રીજી પાવર સમજવી.

**જીવનરસાયનશાસ્ત્રનાં બારે ઔષધો આટલા પ્રકારનાં આવે છે:**

(૧) ભૂકારૂપમાં—જેને ટ્રિટ્યુરેશન અથવા પાઉડર કહે છે, (૨) ટીકડી—ટેબ્લેટના રૂપમાં, (૩) પ્રવાહીરૂપમાં—ટિંક્ચરના રૂપમાં અને (૪) ગોળીના રૂપમાં—ગ્લોબ્યુલના રૂપમાં. સર્વ પાવરનાં ઔષધ પ્રથમ પ્રકારમાં મળી શકે છે. દ્વિતીય પ્રકારનાં પણ મળી શકે છે પણ તે મોંઘાં પડે છે અને તેસાથે સહેલથી મળી શકતાં નથી. તૃતીય પ્રકાર તથા ચતુર્થ પ્રકાર બાર પાવરથી આરંભી જ આવે છે, એથી ઓછી પાવરનાં એ પ્રકારમાં થઇ શકતાં નથી.

આ ચારે પ્રકારમાંથી સર્વ રીતે વિચારતાં પ્રથમ પ્રકાર—પાઉડરના રૂપમાં જે આવે છે તે શ્રેષ્ઠ છે કેમકે એ જીભપર મૂકી લઇ શકાય છે, પાણીમાં નાંખી તેમાં ઓગાળી લેવો હોય છે તો તેમાં પણ કામમાં આવી શકે છે અને વેસેલાઇન આદિમાં એનો મલમ

---

ઘણીવાર તો એવું પણ બને છે કે કોઇ પણ પ્રકારના ઔષધથી નહિ મટેલા વ્યાધિઓ કેવળ કુદરતથી જ સમય જતાં મટી જાય છે. તેથી આ ક્ષારોથી નહિ મટતા વ્યાધિ અસાધ્ય છે એમ ગણી કોઇએ પણ નિરાશ થઈ જવાનું નથી. પ્રત્યેક દરદીએ—અંગ્રેજીમાં એનું નામ patient છે તે પ્રમાણે—patient—એટલે ધૈર્યવાળા થઇ રહેવાની જરૂર છે અને કદાપિ નિરાશ બની જઇ ઢગલાજેવા થઈ જવાનું નથી.

કરવો હોય છે તોપણ તે સારી રીતે થઇ શકે છે. તેસાથે એ પ્રકારમાં જે ઔષધ બનાવવામાં આવે છે તે જ યથાર્થ શાસ્ત્રીય પદ્ધતિપ્રમાણે મર્દન કરાઇ બનાવવામાં આવે છે. તેથી એ સર્વોત્તમ ગુણુ કરે છે. આથી આ પ્રકાર જ વાપરવા ખાસ ભલામણ કરવામાં આવે છે. છતાં જેમને સુકરતાને અર્થે બીજા પ્રકારો વાપરવા પ્રસંગે ઇચ્છા થાય તેમને અર્થે ઉપર જણાવ્યું છે કે અગીઆર પાવરથી ઉપરની પાવરનામાં જ ઔષધો એ સર્વ પ્રકારમાં મળી શકે છે.

## ઔષધો વાપરવાના વિધિઓ.

આ ઔષધો ઘણા વિધિથી વપરાય છે. તે વિધિઓ આ પ્રમાણે છે:—

(૧) એ ભૂકાને જીભપર મૂકી દેવો. જેમકે પેટમાં દુ:ખાવા માટે નં. ૮ નું ઔષધ લેવાનું હોય તો એ ઔષધોમાંથી એક, બે અથવા વધારે ગ્રેઇન, જેટલું લેવું હોય તેટલું, લઇ જીભપર મૂકવું, તેને ઓગળી જવા દેવું, અને તે પછી તેની ઉપર સહેજ પાણી પી જવું. પાણી નહિ પીવું હોય તો તેની ખાસ આવશ્યક્તા નથી.

(૨) જે ઔષધ લેવું હોય તેને લઇ કાચની શીશીમાં પાણી ભરી તેમાં નાંખવું અને પછી તેમાં ઓગળી જાય એટલે પી જવું. આમાં પણ બે પ્રકારે ઔષધ કરાય છે. આખા દિવસમાં જેટલા ડોઝ લેવાના હોય તેટલામાં જેટલું ઔષધ લેવાનું હોય તેને જોખી છૂટું કાઢવું અને તે સર્વને સામટું, એક ડોઝમાં અર્ધ આંઉસ (૧ા રૂપીઆભાર) પાણી આવે તે પ્રમાણુથી ગણી તેટલા પાણીમાં નાંખી દેવું અને પછી ઓગળી જાય કે તેમાંથી ૧ા રૂપીઆભાર પાણી એક એક ડોઝના સમયે પીવું. ધારો કે નં. ૪ નું ઔષધ દિવસમાં છ વાર લેવાનું છે અને પ્રત્યેક સમયે બે ગ્રેઇન જેટલું લેવાનું છે. તો બાર ગ્રેઇન જેટલું ઔષધ જોખી ૭ા રૂપીઆભાર—ત્રણ આંઉસ પાણીમાં નાંખી દેવું અને તેના છ ભાગ કરી દર બે કલાકને અથવા ત્રણ કલાકને અંતરે તેમાંથી એક એક ભાગ પાણી પીવું. અથવા પ્રત્યેક ડોઝ લેતી વખતે બે ગ્રેઇન એ ઔષધ લઇ તેને અર્ધ આંઉસ પાણીમાં નાંખી તે પી જવું. આ એક પ્રકાર છે. અને બીજો પ્રકાર આ છે કે દશ કે બાર અથવા ઓછા, જેટલા લેવા હોય તેટલા, ગ્રેઇન ઔષધ લઇ તેને છ આંઉસ પાણીમાં નાંખવું અને પછી પા અથવા અર્ધ કલાકે તેમાંથી ચમચી ચમચી પાણી પીવું. આપણે આચમન કરીએ છીએ તે પ્રકારે ઔષધમિશ્રિત પાણી પીવું. આ બીજો પ્રકાર છે. એને સિપિંગ પ્રકાર કહે

છે. વ્યાધિ બલવાન્ વેગમાં હોય છે ત્યારે આ સિપિંગનો પ્રકાર ખાસ ભલામણ કરાય છે, નહિ તો પ્રથમનો પ્રકાર ભલામણ કરાય છે. પ્રથમ વિધિ કરતાં અને ત્યાંસુધી આ દ્વિતીય વિધિ પ્રમાણે ઔષધ લેવું.

(૩) બોલોગ્નાના ઇલેકટ્રો હોમીઓપથીના સ્થાપક કૌંટ સીઝર મેટીનો આ તૃતીય પ્રકાર છે. એ પ્રકારનું નામ ડાઇલ્યુશનનો પ્રકાર અત્ર આપીશું. એમાં જે ક્ષાર લેવો હોય તેનો અર્ધ ગ્રેઇન માત્ર લેવો તથા તેને છ ઔંસ પાણીમાં શીશીમાં નાંખવો, તથા શીશીને સારી રીતે થોડીવાર હલાવવી. આનું નામ પ્રથમ ડાઇલ્યુશન (તે ક્ષારનું) છે. પછી એ શીશીમાંથી એક ચમચી પાણી એટલે એક ડ્રામ પાણી લેવું અને તેને છ ઔંસ પાણીમાં બીજી શીશીમાં નાંખવું તથા તે શીશીને થોડીવાર સારી રીતે હલાવવી. એ બીજી શીશીમાંનું ઔષધ તે, તે ક્ષારનું બીજું ડાઇલ્યુશન છે. એજ પ્રમાણે આ બીજા ડાઇલ્યુશનમાંથી એક ચમચી પાણી લઇ તેને તૃતીય શીશીમાં છ ઔંસ પાણીમાં નાંખવું એ તૃતીય ડાઇલ્યુશન છે, વિગેરે.

ઘણીવાર એવું જોવામાં આવ્યું છે કે જે વિકાર પ્રથમ દ્વિતીય પ્રકારે ઔષધ લેવાથી શમતો નથી તે વિકાર તેજ ઔષધને આ ડાઇલ્યુશનના પ્રકારે લેવાથી શમી જાય છે. વળી આ ડાઇલ્યુશનમાં એવું પણ જણાયું છે કે જે ચિન્હો પ્રથમ ડાઇલ્યુશનથી વધે છે તે ચિન્હો તેજ ઔષધને દ્વિતીય ડાઇલ્યુશનરૂપે લેવાથી સારી રીતે શમે છે. આ જ પ્રમાણે પ્રથમ કે દ્વિતીય ડાઇલ્યુશનથી વધતાં ચિન્હો તેજ ક્ષારને ભુકારૂપે અને પ્રથમ ડાઇલ્યુશનરૂપે ( અનુક્રમે ) લેવાથી મટે છે. તેથી આ પ્રકારનો ઉપયોગ કરી જોવા પણ ખાસ ભલામણ કરવામાં આવે છે.

આ પ્રકારે જે ડાઇલ્યુશન લેવાનું ઠરે તેને દ્વિતીય પ્રકારમાં જે સિપિંગની પદ્ધતિ બતાવી છે તે પ્રમાણે લેવાનું હોય છે એટલે કે દશ દશ મિનિટે ચમચી ચમચી જેટલું તે પાણી પીવું અને જેમ જેમ ચિન્હોમાં લાભ થતો જાય તેમ તેમ સમયનો અંતર વધારતા જવું.

(૪) બહાર ચોપડવામાટે વેસેલાઇનમાં એ ઔષધનો મલમ અથવા લેપ જેવું કરવામાં આવે છે. ત્યાં જે દવાનો લેપ કરવાનો હોય તે દવાને ૩૦ ગ્રેઇન જેટલા પ્રમાણમાં લઇ તેને જરા પાણીમાં ઓગાળી નાંખવી અને તે પાણીને એક ઔંસ વેસેલાઇનમાં નાંખી

સારી પેઠે હલાવી નાંખવું. પછી જ્યાં ચોપડવાનું હોય ત્યાં એને લગાડવું. લેપને વધારે સખત કરવો હોય તો આ પ્રમાણમાં ફેર કરી ઔષધ વધારે લેવું અને મૃદુ કરવો હોય તો ઔષધ ઓછું લેવું. વેસેલાઇનને બદલે લેનોલાઇન, ઘી, મધ તથા સાદું પાણી એમ પણ વપરાય છે તથા ગ્લિસરાઇન પણ પ્રસંગે વપરાય છે.

(૫) પોતાં મૂકવામાટે પણ આ દવાઓ વપરાય છે. ત્યાં બેએક આઉંસ પાણી લઇ તેમાં ૧૫ ગ્રેઇન જેટલું ઔષધ નાંખવું. તે ઓગળી જાય એટલે તેમાં સ્વચ્છ લૂગડાનો કકડો બોળીને જ્યાં મૂકવું હોય ત્યાં મૂકવું. અહિં પણ આ પોતાંને—લોશનને—તીવ્ર અથવા મૃદુ કરવું હોય તો દવાનું પ્રમાણ તે પ્રમાણે અધિકન્યૂન કરવું.

(૬) આંખમાં, કાનમાં ટીપાં નાંખવામાં વાપરવું હોય ત્યારે એક આઉંસ પાણીમાં ૧૫ થી ૩૦ ગ્રેઇન જેટલા પ્રમાણમાં ઔષધ નાંખવામાં આવે છે અને પછી તેમાંથી ડ્રોપરટ્યુબવડે અથવા શીશીપર આંગળી રાખી ટીપાં નાંખવામાં આવે છે.

(૭) સ્નાનમાં પણ પ્રસંગ પરત્વે આ ઔષધો વાપરવામાં આવે છે. ત્યાં જે વાસણમાં સ્નાનનું જલ ભર્યું હોય તે વાસણમાં બે એક ગ્રેઇન જેટલું ઔષધ નાંખી પછી તે જલવડે સ્નાન કરવું.

આ જ પ્રમાણે જો શરીરનો કોઇ ભાગ ધોવાનો હોય છે તો તેમાં પણ એક અથવા અધિક ગ્રેઇન ઔષધ નાંખી તે ભાગને ધોવામાં આવે છે.

આ આદિ વિવિધ પ્રકારે આ ઔષધો વાપરવામાં આવે છે. મુખ્ય પ્રકાર આ સાત જ છે એ કહેવા જરૂર નથી. ઔષધ ખાવામાં એક ગ્રેઇનથી તે દશ પંદર અથવા તેથી વધારે પણ લેવાય છે; સાધારણ રીતે એક ડોઝમાં બેથી ત્રણ ગ્રેઇન ઔષધ લેવાય છે. બહુ તીક્ષ્ણ ( acute ) વ્યાધિમાં વખતે દશ વીશ ગ્રેઇન સુધી પણ આપવું પડે છે.

---

# પ્રકરણ ૪.

## કયી પાવરનું ઔષધ લેવું તથા દવા કયારે કયારે લેવી, વગેરે.

ઔષધ કયી પાવરનું લેવું એ વ્યાધિના ઉપર આધાર રાખે છે. જો વ્યાધિ થોડા સમયનો અથવા તત્કાલનો હોય છે તો તેને એ-

ક્યૂટ કહે છે. એ એક્યૂટ વ્યાધિમાં ત્રણ, અથવા છ પાવરની દવા સાધારણ રીતે લેવાય છે. તેમાં પણ ૩, ૪ અને ૧૨મા નંબરનાં ઔષધો બારમી પાવરનાં લેવા ડૉ. સુસ્લર ભલામણ કરે છે–અગર જો ત્યારપછીના ડાકટરો એ ત્રણે ઔષધ પણ છઠ્ઠી પાવરનાં વાપરે છે અને પ્રસંગે ત્રીજી પાવરનાં પણ વાપરે છે. એલોપથિક દવા અને આ દવામાં પૂર્વે જણાવ્યા પ્રમાણે મુખ્ય ભેદ એ છે કે આ દવાઓ જઠરમાં ગયા વિના જ લોહીમાં મિશ્રિત થઈ જાય છે તેથી એ એટલી સૂક્ષ્મ કરવી જોઇએ કે જેથી આંતર ત્વચામાં થઇ એનો લોહીમાં પ્રવેશ થઇ શકે. તેથી જે ઔષધો જલમાં મિશ્રિત થઈ જાય છે તે ત્રીજી પાવરનાં ચાલી શકે પણ જે મિશ્રિત થઈ જતાં નથી તે છઠ્ઠી પાવરનાં જ હોવાં જોઇએ. વળી કેટલાંક મિનરલ વોટર જોઇએ છીએ તો તેમાં આ ક્ષારો ૬x થી ૮x પાવર સુધીના જણાય છે. તેથી ૬x સાધારણ રીતે વાપરવાનું ડૉ. સુસ્લર ભલામણ કરે છે. એક પદાર્થનો ગ્રામનો હજારમો ભાગ લઇએ તો તેમાં ૧૬,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦ અણુઓ હોય છે તો એ હિસાબે ગણતાં છઠ્ઠી પાવરની દવાનો એક ગ્રેઇન લેવામાં આવે તો તેમાં લગભગ ૧૬,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦ અણુઓ લેવામાં આવે. પડેલી ખોટ ભાગે જ આટલી મોટી હોય છે, તેથી સ્પષ્ટ છે કે ૬x ની દવા સાધારણ રીતે પૂર્ણ છે.

કેટલાક મનુષ્યો એવું સમજે છે અને સમજાવે છે કે ઉંચી પાવરની દવાથી જ લાભ થાય છે. પણ એ કથન જ્યાં સ્વાર્થને લીધે નહિ થયું હોય ત્યાં ભ્રાન્તિમૂલક જ છે. ઘણીવાર એક્યુટ વ્યાધિમાં ઉંચી પાવરની દવા મોટી હાનિ કરનારી છે, તેથી દવા વાપરનારાઓએ અનુભવી ડાકટરોના અભિપ્રાયને અનુસરવો ઉચિત છે. આ વિષયસંબંધમાં પ્રસિદ્ધ અનુભવી ડાકટરો પાવરના સંબંધમાં શું કહે છે તે નીચેના તેમના જ શબ્દોથી જણાશે:—

We have found the third the best for acute cases, while the sixth, thirtieth and two-hundredth work better in most chroni cales."

Dr. Carey-The Biochemic.

System of Medicine p. 48.

ડૉ. કેરી પોતાની " ધી બાયોકેમિક સીસ્ટમ ઓફ મેડિસિન " ના

પૃ. ૪૮ માં લખે છે કે "એકયુટ વ્યાધિઓમાં ત્રીજી પાવર સર્વોત્તમ કામ કરે છે અને ઘણાખરા ક્રોનિક કેસમાં ૬, ૩૦ અને૨૦૦ મી પાવર વિશેષ સારૂં કામ કરે છે એમ અમને જણાયું છે."

(૨) This rule will always remain: Use a priori 6x-12x and then go lower or higher according to presenting features.

A case well progressing for weeks under the same remedy will generally be cured by the same remedy; but always in a higher & higher potenecy."

Dr. Von Der. Goltz-Pocket
Book of Bio. c. Practice p. 9.

ડૉ. વોન્ડરગોલ્ટઝ પોતાની "પોકેટ બુક ઓફ બાયો કે. પ્રેકટીસ" માં પૃષ્ઠ ૯ માં લખે છે કે—

"આ નિયમ હમેશાં સર્વ સામાન્ય નિયમરૂપે સિદ્ધ છે કે પ્રથમ ૬x અથવા ૧૨x ની પાવર વાપરવી અને પછી જે ચિન્હો—અસર જણાય તેને અનુસરી ઉંચી કે નીચી પાવર વાપરવી.

જે વ્યાધિ અઠવાડીયા સુધી એક દવાથી સુધરતો ચાલ્યો હોય પણ સાફ મટી ગયો નહિ હોય તે સાધારણ રીતે તેજ દવાથી મટી જાય છે પણ તે દવાને ક્રમે ક્રમે ઉંચી પાવરની (પછીથી) આપતાં જવી."

(૩) In my practice I employ the 6th decimal trituration generally. Fr. Phos., Silicea & Calc. fluor, I usually give in the 12th trituration."

Dr. Schussler-Abridged therapy.

ડૉ. સુસ્તર પોતાની "એબ્રિજડ થેરાપી"માં કહે છે કે—

મારી પ્રેકટીસમાં હું સાધારણ રીતે ૬xની જ દવા વાપરૂં છું. નં. ૪, ૩, ૧૨ એ ત્રણ દવા સાધારણ રીતે ૧૨x ની વાપરૂં છું,

(૪) "We, ourselves, have had the most satisfactory results from the 6th decimal trituration, scarely going higher, at times lower, and generally we prefer to give the selected remedy in solution."

Dr. Boericke & Dewey-the
Twelve Tissue Remedies. p. 27.

ડૉ. બોરિક અને ડયુઈ પોતાના "ધી ટવેલ્સ ટીસ્યુ રેમીડીસ" નામના ગ્રંથમાં પૃષ્ઠ ૨૭ માં લખે છે કે—

"અમને ૬x વાપરવાથી અતિશય સંતોષકારક અસર જણાઇ છે, એથી ઉંચી પાવર તો ભાગ્યેજ વાપરવી પડી છે અને કોઈકોઇ પ્રસંગે એથી નીચેની પાવર વાપરી છે, અને દવાને પાણીમાં ઓ-ગાળી પછી તેમાંથી એક કે બે કલાકને અંતરે બે બે ડ્રામ જેટલું તે પાણી પીવાનું અમે સાધારણ રીતે પસંદ કરીએ છીએ."

આ શિવાય સર્વ અનુભવી ડાકટરોનો આવો જ અભિપ્રાય છે. વળી આ દવાઓ હોમીઓપથીની જ દવા છે અને હોમીઓપથીમાં સર્વત્ર આ જ નિયમ ચાલુ છે. તેથી વાચકની ખાતરી થશે કે જેઓ ઉંચી પાવરજ વારંવાર વાપરવાનું કહે છે તેમનુ કથન ભ્રાન્તિમૂલક નહિ હશે તો સ્વાર્થમૂલક જ હોવું ઘટે છે.

## ક્રોનિક રૂપમાં પાવર.

જ્યારે વ્યાધિ જીર્ણ થાય છે અર્થાત્ ક્રોનિક અથવા લાંબા વખતનો થાય છે ત્યારે બારથી નીચેની પાવરનાં ઔષધો ઘણીવાર લાભ કરનાર ગણાતાં નથી. તે સમયે ૧૨ મી પાવરનાં અથવા ૩૦ પાવરનાં ઔષધો લેવાં સારાં છે. ૬x, ૧૨x અને ૩૦x થી નહિ મટે અથવા વ્યાધિ વધવા જેવો લાગે તો ૬૦મી, ૧૦૦મી અને ૨૦૦મી પાવરનું પણ આપવામાં આવે છે. ૩૦ થી વધારે પાવરની દવા ડાકટર જ આપી શકે છે અને કોઇને જ તેનો ખપ પડે છે. તેથી ગૃહમાં રાખવા માટે ૩, ૬, ૧૨, અને ૩૦ એથી ઉંચી પાવરની દવા રાખવી એ વ્યર્થ ભાસે છે.

વ્યાધિ એક વાર થઇ પછી સારો થઇ જાય અને પછી વર્ષે કે બે વર્ષે પાછો દેખાય તો તે તાત્કાલિક વ્યાધિ ગણવો અને ત્રણ અથવા છ પાવરનાં ઔષધ પ્રથમ વાપરવાં. તેથી ન મટે અ-થવા કંઇ વૃદ્ધિ થાય તો ૧૨ કે ૩૦ પાવરનું ઔષધ લેવું. (આવા વ્યાધિને સબએકયૂટ કહે છે.)

આવા કેસમાં બીજું કે ત્રીજું ડાઇલ્યુશન કરી ૬x ની દવા આપવાથી પણ ઘણીવાર સારો લાભ થાય છે. તેથી ૧૨x, કે ૩૦x ની દવા આપતાં પૂર્વે આ બીજા કે ત્રીજા ડાઇલ્યુશનમાં ૬x આપી જોવી એ સારી વાત છે.

## ઔષધ લેવાનો અંતર.

ત્રણ અથવા છ પાવરનાં ઔષધો વ્યાધિના બળપ્રમાણે લેવાય છે. જો વ્યાધિનું બળ ઘણું હોય છે તો દશ દશ અથવા પંદર પંદર

મિનિટે ઔષધ આપવામાં આવે છે અને પછી તેમાં સુધારો થયે એ અંતર કલાક, બે કલાક, ત્રણ કલાક, એમ વધારવામાં આવે છે. જો સાધારણ બલનો વ્યાધિ હોય છે તો ત્રણ ત્રણ કલાકને અંતરે ઔષધ લેવાનો પ્રચાર છે. આ ઔષધો રુધિરમાં તત્કાલ જ મિશ્રિત થઇ જાય છે તેથી એની અસર પા કલાકથી અર્ધા કલાકમાં જ દરદીને ઘણે પ્રસંગે જણાય છે, છતાં વિશેષ ઔષધ નાંખ નાંખ કરવું નકામું હોવાથી ત્રણ કલાકનો સાધારણ અંતર રાખવામાં આવે છે. એમાં ન્યૂનાધિકતા પ્રસંગપરત્વે પોતાના અનુભવથી કરવા સર્વને સ્વતંત્રતા છે.

## ઉંચી જાતનાં ઔષધો.

બાર પાવરનાં તથા ત્રીશ અને આગળની પાવરનાં ઔષધો આપવામાં ત્રણ પ્રકારે છેઃ—

(અ) એ દવામાંથી એક ગ્રેઇન દવા પાણીસાથે પી જવી. ત્યારપછી સાત દિવસસુધી બીજી વાર એ દવા નહિ લેવી પણ જે દવા લીધી છે તેને જ કામ કરવા દેવું, અને આઠમે દિવસે જરૂર જણાયે એટલા ગ્રેઇન દવા પુનઃ પાણીસાથે લેવી. ( કેટલાક ડાકટરો ક્રોનિક વ્યાધિમાં દરરોજ ચાર ડોઝ પણ આપે છે. )

(બ) એ દવામાંથી એક ગ્રેઇન દવા દિવસમાં એક વાર લેવી. બીજે ત્રીજે અને ચોથે દિવસે પણ એ જ પ્રમાણે દિવસમાં એક એક ગ્રેઇન દવા લેવી, અને પછી બે ત્રણ દિવસનો વચ્ચે ગાળો નાંખવો અર્થાત્ એ દવા બિલકુલ નહિ લેવી. ત્યાર પછી પુનઃ ત્રણ ચાર દિવસ એક એક ગ્રેઇન દવા લેવી, પુનઃ ત્રણ ચાર દિવસનો ગાળો નાંખવો. આ પ્રકારે પણ કેટલાક ડાકટરો આપે છે.

(ક) એક ગ્રેઇન દવા લઈ તેને છ થી આઠ આંઉસ પાણીમાં નાંખવી અને તે પાણીને થોડે થોડે અંતરે આચમન કરવું અર્થાત્ સિપિંગથી લેવું અને આખા દિવસમાં તેટલી દવા પી જવી. બીજે દિવસે પુનઃ આ જ પ્રકારે દવા લેવી. ખાસ ક્રોનિક થયેલા વ્યાધિમાં આ પ્રકારની ઘણી સ્તુતિ ડાકટરો કરે છે. આ પ્રકાર પ્રમાણે દવા લેનારે જે દવા પીવામાં લીધી હોય તે જ દવામાંથી એક ગ્રેઇન દવા સ્નાનના જલમાં નાંખી તેથી સ્નાન કરવું એ વ્યાધિને સત્વર મટાડવાનો ઉપાય છે.

## બે દવા લેવી હોય ત્યારે કેમ કરવું ?

બે અથવા વધારે દવાઓ લેવાની હોય ત્યારે રીતિ આ પ્રમાણે

છે. ડૉ. સુસ્લરનો અને પછીના કેટલાક ડાકટરોનો એવો અભિપ્રાય છે કે આ બાર દવામાંથી કોઈ પણ બે દવાને મિશ્રિત નહિ કરવી પણ એકે વખતે એક દવા જ આપવી. તેથી જ્યારે બે દવા લેવાની હોય ત્યારે એક પ્રથમ આપવી અને પછી કલાક અથવા બે કલાકને અંતરે બીજી આપવી, પછી કલાક અથવા બે કલાકને અંતરે પહેલી આપવી, પછી તેટલે અંતરે બીજી આપવી—એમ વારાફરતી બે દવાઓ આપવી. તેમ જ ત્રણ દવા લેવાની હોય તો તે પણ આવી જ રીતે ક્રમપ્રમાણે વારાફરતી આપવી.

આ પ્રકારે એમનો મત છે પણ પાછળથી જેમ જેમ હોમીયોપથીનો વિશેષ પ્રયોગ થતો ગયો છે તેમ તેમ તે દવાઓ ભેળી કરી આપવાનો પ્રચાર પણ ચાલે છે અને તેથી લાભમાં ન્યૂનતા થયેલી પણ સિદ્ધ થઇ નથી. જીવનરસાયનનો પ્રસિદ્ધ ડૉ. ફેરી નં. ૧, ૪, ૬, ૮, ૧૦ દવામાંથી જે લેવાની હોય છે તો તેને ભેગી કરવાની અનુમતિ આપે છે. તેમ જ દરદીને છૂટી છૂટી દવા લેવી કઠિન પડે છે, તેને ભૂલ થવાનો સંભવ વધારે રહે છે તે આદિ વિચારતાં તથા દવાઓને મિશ્રણ કરવાથી હાનિ થતી કોઇ રીતે દેખાતી નથી તેથી હવે સાધારણ પ્રચાર જે દવા લેવાની હોય છે તેને ભેગી કરી આપવાનો ચાલે છે.

### બીજી દવા લીધી હોય ત્યારે કેમ કરવું ?

એલોપથી દવા લીધી હોય છતાં આમાંથી કોઈ દવા લેવી પડે તો તેસાથે લેશ પણ વિરોધ નથી. એલોપથીની દવા પીધા પછી ત્રણ કલાકે આમાંથી કોઇ પણ દવા લઇ શકાય છે. ખાસ જરૂર પડે તો એથી ઓછે અંતરે પણ લેતાં અડચણ નથી. એલોપથીની દવા જઠરમાં જઇ વિપાક પામી અસર કરે છે ત્યારે આ દવાઓને ચુસણીશિરાઓ જ ચુસી લઇ રુધિરમાં ભેળવી દે છે. તેથી આ બે દવા થોડે અંતરે લેવામાં આવે તોપણ તેનો સંયોગ થવા યોગ આવતો નથી. રુધિરમાં પણ બે દવા ભેગી થવા સંભવ ઓછો છે કેમકે રુધિરમાં એલોપથી દવા તે રૂપમાં પહોંચતી જ નથી. વળી સર્વ ડાકટરો એ સ્વીકારે છે કે આ લેનારે ઉપવાસ કરવાના નથી પણ ખોરાક રુચિઅનુસાર અને પચે તેવો તેટલા પ્રમાણમાં લેવાનો છે. એ ખોરાકનું પ્રમાણ એલોપથીપ્રમાણ છે, હોમીયોપથીપ્રમાણ હોતું નથી. તેથી જ્યારે ખોરાકની સાથે આ દવાઓ લેવામાં બાધ નથી ત્યારે એલોપથી દવા લીધી હોય અને પછી આ દવા લેવા યોગ

આવે તો તેમાં શી રીતે શંકા ધરી શકાય? એ વાત સાચી છે કે જો એલોપથી દવા વિરોધી હોય છે તો એ દવા પરસ્પરની અસરને નહિવત્ કરે છે પણ તેવે સમયે આ દવાના વિશેષ ભાગ લેવામાં આવતાં આ દવાની અસર અવશ્ય જણાય છે. તેથી સામાન્ય વ્યાધિઓમાં લેશ પણ મિથ્યા શંકાશીલ થવા કારણ નથી. એકલી આ દવા જ લેવાય એ તો પ્રશસ્ત જ છે, પણ ધૈર્ય નહિ રહેવાથી કે બીજી અડચણને લીધે બે દવા લેવી પડે તો તેનો પ્રકાર આ ઉપર કહ્યો છે.

## કરી અથવા પરેજી.

અત્યાર સુધીના સર્વ વિવેચનથી એ સ્પષ્ટ રીતે સમજાયું હશે કે આ ઔષધો માત્રાના કરતાં અધિક અસર કરનાર છે. એને રસાયનશાસ્ત્રનાં ઔષધોનું નામ આપ્યું છે છતાં જેને આપણા લોક રસાયન કહે છે તેમાંનો ગંધ પણ આ ઔષધોમાં નથી. એ ઔષધોનાં નામો જોવાથી સર્વની ખાતરી થશે કે એમાં રસ એટલે પારો કે એવી કોઇ પણ વિષરૂપ દવા આવતી નથી. પણ આપણે નિરંતર ખોરાકમાં જ જે જે પદાર્થો લઇએ છીએ તેવા નિરંતર ખાવામાં આવતા પદાર્થોરૂપ જ આ ઔષધો છે. તેથી એ ઔષધ માટે કોઈ પણ જાતિની કરી કે પરેજી પાળવાની નથી. ગમે તે ખાવામાં આવે તેની સાથે એ ઔષધને લેશ પણ વિરોધ નથી. પણ તેટલાથી એમ સમજવા ભૂલ કરવી ઘટતી નથી કે આ ઔષધનું સેવન કરનાર દરદીએ સર્વ પદાર્થો ખાવાના છે. જે જે વ્યાધિવિપરીત આહાર હોય તેને સર્વ સંસ્થાના નિયમથી ત્યજવામાં આવે છે તેમ આ ઔષધ લેનારે પણ સારૂં થવાઅર્થે ત્યજવાનો છે. જેમકે ખટાશ ખાવાથી જે વ્યાધિ થયો હોય તે વ્યાધિને મટાડવા એક તરફથી આ ઔષધ લેવાય અને બીજી તરફથી પુનઃ ખટાશ ખવાય તો પછી એ વ્યાધિને મટતાં કઠિનતા જ રહેવાની. તેથી વ્યાધિજનક જે જે ખોરાક હોય, જે જે ખોરાકથી વ્યાધિની વૃદ્ધિ થવી સંભવતી હોય અને જે જે વિહાર કરવાથી વ્યાધિ અધિક થાય તેમ હોય તે સર્વ આહારવિહારનો ત્યાગ અવશ્ય કરવો ઘટે છે. ખોરાકમાટે સાધારણ નિયમ સર્વ શાસ્ત્રોમાં એ જ છે કે જે વ્યાધિ અજીર્ણથી થયો હોય તેમાં ઉપવાસ કરવો અથવા ફલનો આહાર કરવો સારો છે અને એ શિવાયના વ્યાધિઓમાં સહેલથી પચે તેવો સાદો ખોરાક સુખથી પચી જાય તેટલા પ્રમાણમાં જ લેવો. ખુલ્લી હવા, સ્વચ્છ જલ આદિ આરો-

અના નિયમો સર્વ વૈદ્યકની સંસ્થામાં સરખા જ છે અને તે અહિં પણ તેવા જ લાગુ પડે છે. વ્યાધિવિશેષમાટે કયો આહાર પ્રશસ્ત છે તે કુશલ વૈદ્ય અથવા ડાકટર પ્રકૃતિ વગેરેની તપાસ કરી અવશ્ય સૂચવે છે તેથી તે તેની સલાહપ્રમાણે, અને પોતાના અનુભવથી ખાસ નિર્ણય થયો હોય તો તે પ્રમાણે, પ્રત્યેક દરદીએ લેવો.

### ક્ષારોના નંબર.

આ ગ્રંથને લઘુ રૂપમાં કરવામાટે તથા અંગ્રેજીનો પરિચય જેમને નથી તેવાં સ્ત્રીપુરૂષોને આ ઔષધોનાં અંગ્રેજી નામો સ્મરણમાં નહિ રહે તેથી ભૂલ થવાનો સંભવ વધારે રહે છે તેથી આ ગ્રંથમાં એ નામોને બદલે ઔષધને નંબર આપી વ્યવહાર કર્યો છે. તે નંબર નીચે પ્રમાણે ગોઠવ્યા છે:—

| | | |
|---|---|---|
| કેલ્શિઅમ ફોસ્ફેઇટ | ( Calc. phos )—— | નં. ૧ |
| કેલ્શિઅમ સલ્ફેઇટ | ( Calc. sulph )—— | ,, ૨ |
| કેલ્શિઅમ ફ્લોરાઇડ | ( Calc. fl. )—— | ,, ૩ |
| ફેરમ ફોસ્ફેઇટ | (Ferrum phos)—— | ,, ૪ |
| પોટાશિઅમ ક્લોરાઇડ | ( Kali mur )—— | ,, ૫ |
| પોટાશિઅમ ફોસ્ફેઇટ | ( Kali phos )—— | ,, ૬ |
| પોટાશિઅમ સલ્ફેઇટ | ( Kali sulph )—— | ,, ૭ |
| મેગ્નેશિઅમ ફોસ્ફેઇટ | ( Mag. phos )—— | ,, ૮ |
| સોડિઅમ ક્લોરાઈડ | ( Nat. mur )—— | ,, ૯ |
| સોડિઅમ ફોસ્ફેઇટ | ( Nat. phos )—— | ,, ૧૦ |
| સોડિઅમ સલ્ફેઈટ | ( Nat. sulph )—— | ,, ૧૧ |
| સિલિકા અથવા સિલિશીઆ. | ( Silica or Silicea )—— | ,, ૧૨ |

આ શાસ્ત્રનો સિદ્ધાન્ત એક જ છે કે વ્યાધિ આ ક્ષારોની ન્યૂનતાથી થાય છે. અને તેથી એ ન્યૂનતા મટાડવા અનુરૂપ આહારમાં એ ક્ષારને ગ્રહણ કરવા એ વ્યાધિને મટાડવાનો એક જ ઉપાય છે. આથી જેમ ખાવાથી એ ક્ષારો શરીરમાં જાય છે તે જ પ્રમાણે ચોપડવાથી પણ જાય છે અને વધારામાં એ કે ચોપડવામાં આવે ત્યારે જે સ્થાને જે સેલ્માં એ ન્યૂનતા થઈ છે તે જ સ્થાને તે સેલ્ને સાક્ષાત્ એ ક્ષારો પહોંચે છે. આથી જ્યાં એ ઔષધોને બહાર લગાડી શકાય તેમ હોય ત્યાં અવશ્ય લગાડવાં એ વ્યાધિની સત્વર નિવૃત્તિ કરવાનો ઉપાય છે. તેમ જ જે ક્ષારો અંદર લેવાના

હોય છે તે જ બહાર ચોપડવાના હોય છે, ચોપડવાનું એક ઔષધ અને અંદર લેવાનું બીજું ઔષધ એ પ્રમાણે આ દવાઓમાટે નથી. આ જ રીતે જે જે ક્ષારો તે તે વ્યાધિની નિવૃત્તિ કરનાર હોય છે તેના તે જ ક્ષારો તે વ્યાધિ થતો અટકાવનાર હોય છે. તેથી વ્યાધિથી બચવાનો ઉપાય ( Preventive treatment ) એક અને વ્યાધિને મટાડવાનો ઉપાય ( Curative treatment ) બીજો એવું આ શાસ્ત્રમાં નથી. કોઈ કોઈ વિરલ વ્યાધિમાંજ અટકાવનાર ક્ષાર એક હોય છે અને વ્યાધિને મટાડનાર બીજો હોય છે. આવું જ્યાં હોય છે ત્યાં તે તે વ્યાધિના પ્રકરણમાં આગળ સૂચવ્યું છે. સાધારણ રીતે જેમ શ્રીપરમાત્માના ભક્ત એક જ મંત્રવડે પોતાના સર્વ અર્થની સિદ્ધિ કરે છે તેમ આ શાસ્ત્રથી પુરૂષો આ બાર જ ક્ષારવડે વ્યાધિને થતો અટકાવે છે અને વ્યાધિ થયો હોય તો મટાડે છે.



# ભાગ ૨.

## બારે ક્ષારોના ગુણ, સ્વભાવ, અસર, ચિન્હો, વગેરેનો સંક્ષિપ્ત વિચાર.

## પ્રકરણ ૧.

## ( કેલ્કેરીઆ ફોસ., CALC.PHOS. )

### નામો વગેરે.

આ ઔષધનું સાધારણ નામ ફોસફેઈટ ઓફ લાઈમ છે અને રસાયનશાસ્ત્રમાં એ $Ca_3(Po_4)_2$ એ પ્રમાણે એના અવયવોને સૂચવવા લખાય છે. ચૂનાના પાણીમાં જલમિશ્રિત ફોસ્ફોરિક એસિડ રેડવાથી આ પદાર્થ બનાવી શકાય છે. એ જલ અથવા એલ્કોહોલમાં મળી જતો નથી, પણ હલકા નાઈટ્રિક એસિડ અને બીજાં એસિડસાથે મળી જાય છે. અહિં ઔષધરૂપે વાપરવામાટે આ અને બીજાં સર્વ ઔષધ ખાસ વિશેષ ક્રિયા કરી આ મૂલ ઔષધોમાંથી તૈયાર કરવામાં આવે છે.

### ગુણસ્વભાવ.

શરીરની વૃદ્ધિ અને પુષ્ટિમાટે આ પદાર્થની ખાસ જરૂર છે. એ ક્ષાર રક્તના જલીય ભાગમાં, રક્તના રજકણ (કોર્પસલ્સ), થુંક, જાઠરરસ, અસ્થિ, સંયોજકજાલ, દાંત, દુધ આદિ સર્વમાં રહેલો છે. આ ક્ષાર અસ્થિને દઢતા આપે છે. એ ક્ષારને શરીરસ્થ એલબ્યુમેન સાથે ખાસ રાસાયનિક પ્રીતિ છે તેથી જ્યારે જ્યારે શરીરના કોઈ પણ ભાગમાંથી એલબ્યુમેન (ઈંડાની સપેતીજેવો પદાર્થ) બહાર નાકળે ત્યારે તે આ ક્ષારને જ સૂચવે છે. વળી રુધિરના નવાપોટા (સેલ) એ ઉત્પન્ન કરે છે, આથી સુકતાનમાં, પાંડુરોગમાં અને સર્વ અવયવની પુષ્ટિમાં એ ઉપયોગી છે. આ ક્ષાર તે એલબ્યુમેનક્ષાર અને અસ્થિક્ષાર કહેવાય છે કેમકે એ એના ઉપર એની ખાસ અસર છે. આથી બાલકોને દાંત આવતી વખતે, જેનાં

અસ્થિ દુર્બલ હોય તેને, અસ્થિના ભાગમાં કંઈ વાગ્યું હોય ત્યારે, હાડકું ભાંગ્યા પછી તેને સંધાતાં વિલંબ થતો હોય ત્યારે, જ્વર, અતિસાર આદિ ક્ષીણતા આણનાર વ્યાધિ મટી ગયા પછી જણાતી અરૂચિ અને અશક્તિમાટે આ ખાસ વપરાય છે. એલોપથીસંસ્થામાં જેને Tonic ( ટોનિક ] ઔષધ કહે છે તેનું કામ આ સારે છે. આ જ નિયમથી મૂત્રમાં ફોસ્ફેટ જતાં હોય તો ત્યાં આજ ઔષધ સૂચવાય છે. વૃદ્ધાવસ્થામાં જનનસામર્થ્ય ક્ષીણ થાય છે ત્યારે આ ઔષધનો પ્રયોગ લાભ કરનાર છે. તેમ જ સ્ત્રીપુરૂષોની જનનેન્દ્રિયમાં થતી ચૂંટ પણ આથી મટે છે. ક્ષયરોગ પ્રસંગે આનાથી મટે છે, અને તેમ નહિ થાય તોપણ આ ઔષધ આપવાથી નવા અણુઓ બંધાય છે તેથી ક્ષયને લીધે થતી ક્ષીણતા ન્યૂન થાય છે.

વળી આ દવા તથા નં. ૮ અને નં. ૧૦ નો નિકટનો સંબંધ છે. તેથી જે જે વ્યાધિમાં નં. ૮ તથા નં. ૧૦ ની શરીરમાં તંગી પડે છે, અર્થાત્ એ દવાઓ આપવાની છે તે વ્યાધિમાં સમય જતાં નં. ૧ ની તંગી પણ પડે જ છે તેથી ત્યાં નં. ૮ તથા નં. ૧૦ આપ્યા છતાં લાભ ન જણાય અથવા પૂર્ણ લાભ ન થાય તો આ દવા તરત આપવાની જરૂર રહે છે.

આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિઓ:—

(૧) માનસ ક્ષીણતા (નં. ૫ પણ). શરીરક્ષીણતા, અત્યંત અશક્તિ અને અવયવોની અશક્તિ ( General debility અને atonic conditions ). અવાળું તથા ચહેરાની ફીકાસ. (૨) જ્વરાદિ ક્ષીણતા આણનાર વ્યાધિઓ શમી ગયા પછી. તેમજ ક્ષીણતા આણનાર વ્યાધિમાં ક્ષીણતા થતી અટકાવવા, સવાર સાંજ વચ્ચે એક એક ડોઝ. (૩) જે દરદીને ગળામાં અથવા ઓચી ઉપર ગાંઠા થતા હોય તેના ઘણાખરા વ્યાધિઓ (Scrofulous tendency ). (૪) સર્વ જૂના થયેલા વ્યાધિઓમાં અને ખાસ કરીને ગ્રંથિના સોજામાં આ એકલું અથવા વચ્ચે વચ્ચે અપાય છે ( નં. ૧૦ પણ ). ( ૫) હઠીલા વ્યાધિઓમાં. ( ૬ ) અસ્થિના ભાગના વ્યાધિમાં ( નં. ૩ જુઓ ). ( ૭ ) નં. ૮ જ્યાં સૂચવાયું છે પણ તે લાગુ નહિ પડે તો આ અપાય છે. ( ૮ ) જે વેદના ગરમી અથવા ઠંડીથી વધે છે, જે વેદના રાત્રિના ભાગમાં વિશેષ થાય છે તેમ જ ખરાબ હવામાં વધારે જણાય છે, શરીરના ઉંડાણમાં થતી હોય છે અથવા જેમાં કીડી ચાલતી હોય

તેવો ખરજ અથવા ઝઝણી આવે છે. (૯) એલબ્યુમેન ગમે તે અવયવમાંથી નીકળતું હોય છે તો તેમાં આ અકસીર ઉપાય છે. ( એલબ્યુમેન અથવા સપેતી એ પાણીજેવો પણ કંઇ ઘટ્ટ પદાર્થ છે અને તેને ઉનો કરવામાં આવે છે તો તે સાફ ધોળો થઇ ઘન થઇ રહે છે. ) તેમ જ મૂત્રમાં ફોસ્ફેઇટ જતું હોય તો. (૧૦) પીળાશ પડતી અથવા ધોળી પોપડી ત્વચાના ગમે તે ભાગમાં બંધાતી હોય તો ત્યાં.

ખાસીએતઃ—ટાઢથી, રાત્રિએ, વિચાર કરતાં, જમ્યા પછી, હાલવાચાલવાથી, ઋતુના ફેરથી અને ભીનાં થવાથી વ્યાધિની વૃદ્ધિ થવી. સુઇ રહેવાથી સારૂં લાગવું.

શ્વાસનલિકાની અવ્યવસ્થા થઇ થયલો દમ, શ્લેષ્મ, ક્ષયની ઉધરસ તથા ક્ષયની સંગ્રહણી, ગમે તે કારણથી શરીરનું સુકાઇ જવું, સહેજ સહેજમાં થાકી જવું, ગ્રંથિઓનો જીર્ણ વરમ, હાથ ધ્રૂજવા [ નં. ૬ ], અર્શ ( નં. ૩ સાથે ), સારણ, નઠારી ઉધરસ, વૃષણમાં પાણી ભરાવું ( hydrocele—જો નં. ૯ નહિ કામ કરે તો ), જીર્ણ ટાઢીયો તાવ, માને દુધ નહિ આવવું, અથવા ઓછું આવવું, હઠીલો સાંધવા, અને દાંતનો દુઃખાવો ઇત્યાદિ વ્યાધિમાં આ ક્ષાર દિવસમાં એક બે વાર વચ્ચે વચ્ચે લેવાનો હોય છે.

આ ક્ષાર નીચેના વ્યાધિઓ તથા ચિન્હોમાં વપરાય છેઃ—સ્મરણ શક્તિની ક્ષીણતા, મિથ્યા માનસ ચિન્તા, રીસાળ સ્વભાવ [ બાલકોમાં ], ઓછી સમજણ શક્તિ, નિરાશા, વ્યથાની માનસ અસર [ નં. ૬ ખાસ જોવો ], વૃદ્ધાવસ્થાને લીધે આંખે અંધારાં આવવાં તથા ચકરી આવવી, ઉપર ચઢતાં આવતાં ચક્કર, દાંત આવતાં થતા દસ્તઆદિ સઘળા વ્યાધિઓ, માથાના ઉપલા ભાગમાં બરફ મુકયું હોય તેમ કીડી ચાલે તેવું ભાન, ખટાશ ખાવાથી થતી શિરોવેદના, પેટની વેદના વગેરે ( નં. ૧૦ સાથે ), ગળું પડવું, સાંજના ભાગમાં માથામાં ખરજ આવવી, તાલ પડી જવી; મોતીયો પડવો, આંખે ઝાંખ મારવી, આંખનાં પોપચાં ઉધાડાં રહેવાં ( નં. ૮ પછી ), ઘણો પ્રકાશ નહિ સહન થવો, આંખના કૃષ્ણ મંડલપરનું ચાંદું, આંખ આવી પછી તેના પરિણામમાં ફુલું પડવું ( નં. ૯ જોવો ), સ્ક્રોફ્યુલસ પ્રકૃતિવાળાના આંખના તમામ વ્યાધિઓ ( નં. ૧૦ સાથે ), ( એમનાં ચાંદાંમાં

૧૨xથી નીચી પાવર નહિ આપવી ), કાનની આસપાસના અસ્થિનો દુઃખાવો, નાકની દાંડી ઠંડી બરફજેવી લાગવી, શ્લેષ્મ ( જ્યારે નાકમાંથી સપેતી જેવો પદાર્થ રસરૂપે નીકળતો હોય ત્યારે ), છીંક બહુ આવવી ( શ્લેષ્મના આરંભમાં ), શ્લેષ્મ થવાની તથા નસકોરી ફુટવાની ખાસીએત હોવી, નાકમાં થતા મસા, બપોરે ફુટતી નસકોરી; ચહેરાપર ખીલ થવા, ફીક્કો ચહેરો; સવારે મોંમાં ખરાબ સ્વાદ લાગવો, જીભ સુઝેલી તથા બહેર મારી ગયેલી હોવી તથા તેના ઉપર ઝીણી ફોડલી હોવી; ગળું પડવું [ ૩૦x ], દાંત આવતાં વિલંબ થવો, દાંત આવતાં જ્વરવિના આવતી આંચકી [ ૧૨x ], દાંત આવતાં આંખ દુઃખવા આવવી ( ૨x નો ક્ષાર બહારથી ચોપડવો ) ઉલટીથી દાંત આવવા ( ૧૨x ), મોટી ઉધરસ [૧૨x], નાકમાં મસા [ ૩૦x; ૪૦૦x ], દાંતનું વહેલાં પડી જવું, અવાળું સુઝેલા અથવા ધોળા પુણી જેવા હોવા; રાત દિવસ બેઠેલો સાદ, વાત કરતાં કરતાં વારંવાર ખખરી બાઝે અને તેથી થુંકવું પડવું, ચોરીઆનો જીર્ણ વરમ; રક્તાશયની નીચે બળતરા થવી અને પેટમાં વાયુનો સંચય થવો, અજીર્ણ [ નં. ૧૦ સાથે જમ્યા પછી ], જે જઠરની વેદના જરા પણ ખાવાથી વધે છે તે, છોકરૂં વારંવાર ધાવ ધાવ કરે અને તેને વમન થાય તેમાં, ઠંડુ પાણી અથવા આઇસક્રીમ ખાધા પછી થતું વમન; પેટ બેશી ગયેલું દેખાય, સુકતાન; પેઢુમાં વાયુને લીધે આવતી આંકડી ( નં. ૧૦ સાથે ), વાબળ, ઉનાળાના દસ્ત, ફલો ખાવાથી થતો અતિસાર, કરમ થવાની ખાસીએત અટકાવવા, પિત્તપાષણ તથા પથરી બંધાતાં અટકાવવા, અર્શ [ નં. ૩ સાથે ], પાયુસ્થાનનું ભગંદર [ નં. ૩ સાથે ], બંધકોશ, સારણ, ઉંઘમાં પીશાબ થઇ જવો [ નં. ૧૧ ], પીશાબની વારંવાર હાજત થવી, ખાંડ, શાકર, ખાવાથી થયેલો મધુમેહ, અતિશય પીશાબ થવો, બ્રાઇટનો વ્યાધિ [ પીશાબમાં એલ્બ્યુમેન જવું, એમાં નં. ૬ સાથે ], જીર્ણ પ્રમેહ; વૃષણવૃદ્ધિ તથા કોથળીની વૃદ્ધિ, પીશાબમાં ફોસ્ફેટ જવાં, વૃષણમાં જલસંચય; ગર્ભસ્થાનની નબળાઈ, ગર્ભસ્થાનનું વલણ તથા ભ્રંશ ( નં. ૩ ખાસ ઉપાય ), અતિશય કામવૃત્તિ, ઋતુ પ્રાપ્તિના સંધિમાં કામવૃદ્ધિ, પ્રદર, અનાર્તવ, બહુ નાની ઉમરમાં રજોદર્શન થવું, દર પખવાડીએ ઋતુ પ્રાપ્તિ થવા, વહેલો ઋતુ દેખાવો તથા રજોદર્શન અધિક પ્રમાણમાં અને વિશેષ દિવસ થવું, ધાવણ

બાળક નાનું છતાં રજોદર્શન થવું, અતિશય મોડો ઋતુસ્રાવ થવો અને કાળાશપર લોહીનું નીકળવું, ઋતુ પ્રાપ્તિના સમયમાં અતિશય વેદના થવી, યોનિ પ્રદેશમાં બળતરા થવી, સ્તનમાં ગ્રંથિની કઠણતા થવી; ધાવણ બગડી જવું અથવા ધાવણ ઓછું આવવું ૬x, સગર્ભા સ્થિતિમાં સર્વ અવયવોમાં અશક્તિ જણાવી; બગાસાં આવ્યાં કરવાં, બળખામાં એલબ્યુમેન જેવો રસ નીકળવો, શ્વાસનું રૂંધન થવું, સાદ બરાબર રાખવા વારંવાર થુંકવાની-બળખો કાઢવાની જરૂર જણાવી, ભગંદરની સાથે છાતીની વેદના, ક્ષય રોગની શરૂઆત, ક્ષયવાળા દરદીની જીર્ણ ઉધરસ, કપાળે અને ગળાપર અતિશય પરસેવો થવો, રક્તાભિસરણ બરાબર વેગથી નહિ થવું, રક્તાશયથી ફડક, શ્વાસ લેતાં રક્તાશયની આસપાસ તીક્ષ્ણ વેદના થવી, મેરૂદંડ વળી જવો; હાથના નખના મૂળમાં ગટકા ભરવા, જે સાંધિવા ઋતુના ફેરફાર થતાં વધે, વસંતમાં સારો થાય અને શરદમાં પાછો ઉપડે તે, અવયવો બહેર મારી જવા અને તે ભાગમાં કીડી ચાલતી હોય તેવું ભાન થવું, પગમાં ગોટલા, રાંટા પગ, બાળક ચાલતાં નહિ શીખતું હોય તો, ઔપદંશિક ચાંદાં; કળતર [૧૨x, ૬૦x, ૪૦૦x] [નં. ૯, ૬, ૧૨ જોવા ]. જે ન્યૂરેલજીઆ [ કળતર ] રાત્રે શરૂ થાય અને અમુક વખતને અંતરે જણાયા કરે, અસ્થિના ભાગમાં થતું કળતર, સુસ્તી [ નં. ૬ ], દાંત આવતાં થતી આંચકી, સર્વ પ્રકારની આંચકી ( નં. ૮ પછી ), ફેફરૂં, તન્દ્રા-ખાસ કરીને વૃદ્ધ માણસોમાં, સવારમાં બહુ નિદ્રા આવવી, બાળકોનું રાત્રે ચમકીને જાગી ઉઠવું, પથારીમાં વારંવાર પાસુ બદલવું પડવું, જ્વર પછી રાત્રિએ થતો અતિશય પરસેવો,જીર્ણ જ્વર; ત્વચામાં આવતી ખરજ, મેદવૃદ્ધિ, વૃદ્ધ સ્ત્રીઓને થતી યોનિકંડુ, મસા, પેનક્રિઆસના વ્યાધિઓ, તમાકુનું વ્યસન ( ૫x ) વગેરેમાં આ ઔષધ વપરાય છે.

સગર્ભા સ્ત્રી છેલ્લા દહાડા જતા હોય ત્યારે બે માસ સુધી જો દરરોજ ( ૧૦ ગ્રેઈન ) આ ઔષધ લે છે તો તેને અવતરનાર પ્રજાના સ્નાયુઓ દૃઢ અને બલવાન્ થાય છે, અસ્થિ મજબુત થઇ રહે છે અને તે છોકરાને ઉપરના વ્યાધિઓ થવાનો સંભવ ઓછો આવે છે.

આ ઔષધ ૩x થી ૬x સુધીનું સાધારણ રીતે વપરાય છે. છતાં ૩૦x થી ૨૦૦x સુધીનું વાપરવાથી પણ ઘણા ચમત્કારી

પરિણામો જણાયા છે. ડૉ. સુસ્લર ઘણે અંશે ૬x નું વાપરતા હતા. ઘણા લાંબા વખત સુધી અને મોટા પ્રમાણમાં એટલે એલોપથી પ્રમાણમાં આ દવા દરદીને આપ્યા જ કરવામાં આવે છે તો પ્રસંગે મૂત્રપિંડની ચુંક થાય છે અને નાની પથરી બંધાય છે.

આ ક્ષારની અપેક્ષાવાળા દરદીનો ચહેરો તપખીરીયા રંગનો અથવા મેલો ધોળો હોય છે. ઘઉં વર્ણનો ચહેરો, કાળી આંખ અને કાળા વાળવાળાને આ વિશેષ અનુકૂળ ઔષધ છે. સુકાઈ ગયેલી કન્યાની શિરોવેદનામાં નં. ૮ પછી આ ક્ષારની અપેક્ષા રહે છે. ક્ષયમાં નં. ૧ પછી નં. ૧૨ આપવામાં આવે છે.

---

# પ્રકરણ ૨.

## (નં. ૨ કેલ્શ્યમ સલ્ફેઇટ. CALC. SULPH.)

### નામો વગેરે..

આ ઔષધને કેલ્કેરીઆ સલ્ફ્યુરિકા, કેલ્શીઆઇ સલ્ફસ, કેલ્સ્યમ સલ્ફેઇટ, જીપ્સમ, પ્લાસ્ટર ઓફ પારિસ હરસોડઆદિ નામોથી ઓળખાવાય છે, અને રસાયનશાસ્ત્ર $CaSo_4$ એ પ્રમાણે એને લખે છે. એ તૈયારરૂપે સીલેનાઇટ, જીપ્સમ આદિ સ્થિતિમાં છે અને પોતાથી ૪૦૦ ગણા પાણીમાં નાંખવાથી એ ઓગળી જાય છે. એલ્કોહોલ અથવા નાઇટ્રિક એસિડ કે હલકા હાઈડ્રોકલોરિક એસિડથી એ ઓગળી જતો નથી. કેલ્શ્યમ કલોરાઇડ અને હલકો ગંધકનો તેજાબ એ બેને મિશ્રણ કરવાથી એ બનાવી શકાય છે. આ સ્થિતિમાં એ અહિં ઔષધરૂપે વપરાતું નથી પણ એના પર સશાસ્ત્ર વિધિ કરવાથી એ અહિં વાપરવાના ઔષધરૂપે થઈ શકે છે.

### ગુણસ્વભાવ.

આ ક્ષાર પિત્તમાં જણાય છે અને ત્યાં પણ જાથુક રૂપમાં હોતો નથી. એ યકૃત્માંથી પિત્તમાં આવે છે અને ત્યાં ક્ષીણ થયેલા રુધિરના અણુઓમાંથી જલનું શોષણ કરી તેને નાશ કરવાનું કામ કરે છે. જ્યારે યકૃત્માં આ ક્ષાર અપેક્ષિત પ્રમાણથી ન્યૂન થઇ જાય છે ત્યારે એ નકામા થયેલા રુધિરના અણુઓનો નાશ તરત થતો નથી અને તેથી રુધિરમાં એ અણુઓની સંખ્યા વધી જાય છે અને આમાંથી કેટલાક અભ્યંતર ત્વચા તથા બાહ્ય ત્વચાના ભાગમાં નીકળે છે અને તેથી વિવિધ સ્ફોટ તથા શ્લેષ્માદિ થાય છે.

આ ઔષધનો ખાસ સંબંધ પરૂ સાથે છે. ગડ, ગુમડ, ક્ષય, મરડો આદિ ગમે તે વ્યાધિમાં અભ્યંતર વા બાહ્ય પડમાં ક્ષત થઇ પરૂ થાય છે ત્યારે તેને રૂઝવવાનું કામ આ ઔષધ કરે છે. આને વ્રણવિરોપણ ઔષધ કહીએ તો ચાલે તેમ છે. શરીરના ગમે તે ભાગમાં લોહી મિશ્રિત પરૂ, પીળા રંગનું પરૂ થાય અને પરૂ અલ્પ સમયમાં નીકળી જવું જોઇએ તેમ ન થતાં તે ભાગ પાકયા જ કરે તો ત્યાં આ ઔષધ આપવાથી વિરોપણ ક્રિયા તરત શરૂ થાય છે. આ ઔષધ નં. ૧૨ ની સાથે સંબંધવાળું છે. નં. ૧૨ પકાવવાના કામમાં આવે છે. જ્યાં પકાવવાની જરૂર હોય છતાં તે પાકતું નહિ હોય તો ત્યાં નં. ૧૨ આપવાથી તરત પાકે છે અને પરૂ બહાર નીકળે છે. જેટલો સડો હોય છે તેટલું પરૂ બહાર નીકળી જવાની જરૂર છે. પણ તે નીકળતાં છતાં જો બંધ નહિ થતું હોય તો ત્યાં આ નં. ૨ વપરાય છે. આથી નં. ૧૨ ની પછી આનો પ્રયોગ કરવાનો છે એ સ્પષ્ટ છે. તેમ જ આ શાસ્ત્રનો એ સિદ્ધાન્ત છે કે જે ક્ષાર જે વ્યાધિને મટાડે છે તે જ ક્ષાર તે વ્યાધિને થતો અટકાવે છે. તેથી આ નં. ૨ આપતાં વગર પાકયે ગડ, ગુમડ આદિ મટે છે—પણ તે કયારે કે પાકની ક્રિયા શરૂ થતા પૂર્વે આ અપાય છે તો જ. આથી શીતલા આદિમાં આનો પ્રયોગ પૂર્વથી કરાય છે તો પરૂ બહુ થતું નથી અને તેને લીધે આવતો જ્વર પણ ન્યૂન આવે છે.

આ સાથે શરીરસ્થ સંયોજકજાલ ઉપર પણ એની અસર છે. ક્ષયના પાછલા ભાગમાં સખત બંધકોશ થાય છે, ક્ષયવાળા દરદીને પગના તળીઆમાં દાહ થાય છે, ત્યારે આ ઔષધ અપાય છે. તેમ જ શ્વાસનળીનો વરમ થઇ ઉધરસ થાય છે તેમાં જ્યારે પીળો, ઘટ્ટ બળખો અથવા પરૂવાળો બળખો પડે છે અથવા લીલાસ પડતો બળખો પડે છે અથવા બળખો બહાર નીકરતાં મોંમાં ગળ્યો સ્વાદ જણાય છે તો તે સર્વમાં આ ક્ષાર વપરાય છે. ઉંડાં ચાંદાંમાં આ અકસીર ઉપાય છે.

## આ ઔષધને સુચવનાર ચિન્હો:—

(૧) પાકતું અટકાવવા. (૨) પાકેલામાં પીળો જાડો રસ નીકળવો. (૩) લોહીમિશ્રિત પરૂનું ગમે તે ભાગમાંથી વહેવું. (૪) ત્વચાના વ્યાધિમાત્રમાં પીળી પોપડી બંધાવી. (૫) જીભ જાડી

દેખાવી અને ઉપર માટીનો થર પાથર્યો હોય તેવું જણાવું. [૬] મોમાં ખારો સાબુના જેવો અથવા ગળ્યો સ્વાદ લાગવો.

ખાસીએત—જળમાં કામ કરવાથી, ધોવાથી વ્યાધિની વૃદ્ધિ થવી અથવા શમી ગયેલાં ચિન્હો પાછાં જણાવાં.

## આ ઔષધ નીચે પ્રમાણેનાં ચિન્હોમાં અને વ્યાધિમાં વાપરવામાં આવે છે.

મનની અસ્થિરતા એટલે ઘડીમાં એક વિચાર આવે, અને વળી ક્ષણમાં તે વિચાર ફરી જઈ બીજો જ વિચાર આવે, સ્મરણશક્તિનો એકાએક થયલો લોપ; આંખ ઉંડી પેશી ગઈ છે એવું જેમાં ભાન થાય તથા ઉબકા સખત આવતા હોય એવી શિરોવેદના, આખા માથાનો દુઃખાવો અને તેમાં કપાળના ભાગમાં અધિક વેદના, ગળું પડવું, સખત ઉબકાસહ ચકરી આવવી; આંખના કૃષ્ણમંડલમાં ઉંડું ચાંદું, આંખ આવવી અને તેમાં ઘટ્ટ પીળા ચીપડા નીકળવા, આંજણી, અર્ધ પદાર્થ દેખાવો ( hemiopia ); કાન પાકી તેમાંથી પીળું પરૂ નીકળવું; શ્લેષ્મની તૃતીય દશા એટલે રસ પાકી જઈ જાડો પીળો અથવા લોહીમિશ્રિત બળખો નીકળવો; દાતણ કરતાં અવાળુમાંથી લોહી નીકળવું, અવાળુપર ફોડલી થવી, જઠરના વ્યાધિઓમાં મેવો, ચહા અને લીલા રંગના ખારા શાકની ઇચ્છા થવી, ઉબકા આવ્યા કરવા, પેટમાં બળતરા થવી; ઝાડામાં લોહી સહિત પરૂ પડવું, યકૃતના ભાગમાં દુઃખાવાની સાથે નબળાઇ, ઉલટી અને પેટમાં દુઃખાવો થવો, પાયુનો ભાગ બહાર નીકળી આવવો; પુરુષોને પીશાબમાં ધાત જવી; હડીલી ખપરી બાઝવી; સંધિવા; વૃદ્ધ માણસોનું કળતર, દિવસના નિદ્રા આવ્યા કરે અને રાત થઇ એટલે નિદ્રા નહિ આવે; પગના તળીયાનો દાહ, ત્વચાના વ્યાધિમાત્ર—જ્યારે તેમાં પીળી પોપડી બાઝે ત્યારે; અને આ શિવાય દરેક જાતના વ્રણ કે જેમાં રૂઝાવાની જરૂર હોય અને પરૂ નીકળતું બંધ નહિ થતું હોય-જેમકે ઓઠ પાકવા, ચોરીઆ આવવા, ગાંડ પાકવી, મરડો, સ્તન પાકવાં, આંતરડામાં અથવા પેટમાં વ્રણ થવું, ગડ, ગુમડ આદિ સર્વમાં જ્યારે પીળું પરૂ અથવા લોહીમિશ્રિત પરૂ નીકળે ત્યારે ( તથા તે થતું અટકાવવા નં. ૫ ની પછી ) આ ઔષધ વપરાય છે.

જીર્ણ વ્યાધિઓમાં એલોપથી ચિકિત્સા પછી, ટયુબરક્યુલસ વ્યાધિઓમાં, અવાળુપર બોઇલ ( આમાં આ અકસીર ઉપાય છે. ),

બીજાં ઔષધોથી નહિ સારી થતી શિરોવેદના, ચાંદામાંથી પાણી ઝર્યા કરવું, પેનક્રીઅસ, યકૃત્ અને મૂત્રપિણ્ડના વ્યાધિઓમાં નં. ૧૧ પછી, મજ્જાતન્તુઓ વિશેષ લાગણીવાળા થઇ જવા (૩૦x), વૃદ્ધ મનુષ્યોનું કળતર તથા મજ્જાતન્તુની વેદના ( ૧૨x ), સખત સ્ટીમ્યુલંટની ઇચ્છા થયા કરવી (૬૦x, ૪૦૦x), વગેરેમાં આ વપરાય છે.

ક્ષત, ચાંદાં વગેરેમાં આ ઔષધ બહાર લગાડવામાં પણ આવે છે. બને ત્યાંસુધી કોરૂં તે ભાગમાં દાબવું સારૂં છે. તેમ ન બને તો વેસેલાઇનમાં મલમ કરી તે લગાડવો, ખાવાને માટે સામાન્ય રીતે ૬x અને ૧૨x ની પાવરનું વપરાય છે પણ આંખમાંથી પરૂ નીકળતું હોય તો ત્યાં ૩x વાપરવું વિશેષ સારૂં છે.

નં. ૫નું ઔષધ કામ કરતું બંધ થાય ત્યારે આ ઔષધનો સમય શરૂ થાય છે. હોમીયોપથીમાં વપરાતા હેપાર સલ્ફને મળતુ આ ઔષધ છે પણ તેના કરતાં આ ઘણું ભારે કામ કરે છે—આ વધારે વેગથી કામ કરે છે અને ઉંડાણમાં વધારે કામ કરે છે. કળતરમાં એ નં. ૮ ની તીક્ષ્ણ વેદના અને નં. ૬ ની બહેર મારી જવાની સ્થિતિ એ બેની વચ્ચેની ભૂમિકામાં વપરાય છે એટલે અતિતીક્ષ્ણ વેદના નહિ હોય તેમ જ તે ભાગમાં મજ્જાતન્તુઓ આઘાતને ન પામ્યા હોય તો ત્યાં આ અપાય છે.

# પ્રકરણ ૩.

## નં. ૩. ( કેલ્શ્યમ ફ્લોરાઇડ. CALC. FL. )

### નામોવગેરે.

આ ઔષધને કેલકેરીઆ ફ્લોરિકા, કેલ્શ્યમ ફ્લોરાઇડ. કેલ્શીઆઇ ફ્લોરિડમ, કેલ્કેરીઆ, ફ્લોરેટા, ફ્લુઓર સ્પાર, ફ્લોરાઇડ ઓફ લાઇમ આદિ નામો અપાય છે અને રસાયનશાસ્ત્રમાં $CaF_2$ એ સંજ્ઞાથી લખાય છે. એમાં લગભગ ૫૮.૨૧ ભાગ કેલ્શ્યમ આવે છે. પાણીમાં એ ક્ષાર ભળી જતો નથી પણ ગંધકનો તેજાબ જો એના પર રેડીએ છીએ તો એનું પૃથક્કરણ થઇ હાઇડ્રોફ્લુઓરિક એસિડ છુટું પડે છે.

## ગુણસ્વભાવ

અસ્થિની સપાટીના ભાગમાં તથા દાંતનો જે બહારનો ચળકતો ભાગ છે તેમાં એ રહે છે, અને તે સાથે શરીરસ્થ સંયોજકજાલના સ્થિતિસ્થાપક રેશામાં એ રહેલો છે. આ સ્થિતિસ્થાપક એટલે સંકોચ વિકાસ પામનાર રેશા ત્વચા, રક્તવાહિની શિરાઓ, સંયોજકજાલ વગેરેમાં રહેલા છે. એ સંયોજકજાલ ( Connective tissue ) શરીરના ઘણાખરા ભાગમાં છે પણ તેનું યથાર્થ જ્ઞાન શારીરશાસ્ત્રના પાકા અભ્યાસવિના થવું કઠિન છે. એના એક અવયવરૂપ આ સંકોચ કરનાર રેશાઓ છે. સંકોચ વિકાસ પામનાર સર્વ પદાર્થોનું વિકાસ પામ્યા પછી સંકોચાવાનું જે સામર્થ્ય છે તે આ ક્ષારને લીધે જ છે. આથી જ્યારે એ ક્ષાર ન્યૂન થઇ જાય છે ત્યારે એ સામર્થ્ય જતું રહે છે અને તેથી એ સર્વ અવયવો ઢીલા ઢમ થઈ પહોળા થઇ પડી રહે છે. આ હેતુને લીધે આંતરડામાં મળનો સંચય થયા કરતો હોય અને એ સંકોચાઇ તેને બહાર કાઢવા અસમર્થ હોય, મૂત્રકોશ ભરાઇ જઇ તેનાથી મૂત્ર બહાર કઢાતું નહિ હોય, સૂતિકાનું ગર્ભસ્થાન પ્રસવ પછી સંકોચાવું જોઇએ તે સંકોચાતું નહિ હોય, રક્તવાહિની શિરાઓ ઢીલી થઈ વિકાસ પામી રહે અને સંકોચાતી નહિ હોય, વગેરે વિવિધ સ્થળે સંકોચ કરવાનું અસામર્થ્ય જ્યાં જણાય ત્યાં એ વપરાય છે. આ ક્ષાર આહારમાંથી આમ થતા એલ્બ્યુમેનસાથે મળી તેમાંથી આ સંકોચક પોટાને ઉત્પન્ન કરે છે અને તેથી નષ્ટ થઇ ગયેલું સંકોચાવાનું સામર્થ્ય તે તે અવયવને આપે છે. વળી રસવાહિશિરાવ્યૂહમાં ( Lymphatic system ) જ્યારે આવી શિથિલતા થઇ રહે છે ત્યારે એ ભાગમાંનો ઘન થયેલો પસીજન ( solid exudation ) પુનઃ પાતળો થઇ અભિસરણમાં ચાલતો નથી અને તેથી ત્યાં અતિકઠિણતાવાળો થઈ રહે છે.

આ સ્વભાવને લીધે આ ક્ષાર નં. ૧ની સાથે અસ્થિના વ્યાધિઓમાં મળતો છે, નં. ૧ સામર્થ્યસામાન્ય આપનાર હોવાથી આ ક્ષારને મદદ કરનાર છે; રક્તવાહિની શિરાના સંકોચક બલમાં નં. ૪ની સાથે મળતો છે, અગર જો તેના કરતાં અતિવેગથી એ કામ કરે છે, અને વિકાસતા આણનાર નં. ૮ થી વિરુદ્ધ છે.

આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિઓ આ પ્રમાણે છે:—

(૧) જીભ ઉપર કાતરા પડી જવા. (૨) પથ્થર જેવા કઠણ સોજા, તથા જીર્ણ સોજા ( નં. ૧૦ ). (૪) ત્વચાના કોઇ પણ ભાગમાં ચીરા પડવા. (૪) ઘટ્ટ, પીળો અથવા લીલો પણ કણી પડતો બળખો પડવો. (૫) અસ્થિના ઉપરના ભાગમાં વ્યાધિ થવો, વાગવું વગેરે. (૬) પાયુ, ગર્ભસ્થાન વગેરેનો સ્થાનભ્રંશ. (૭) અવયવની, ખાસ કરીને સ્નાયુની પ્રશિથિલ સ્થિતિ અર્થાત્ વિકાસ પામી રહેલી સ્થિતિ. (૮) ફિડલપર ગજ ખરાબ રીતે ઘસવાથી જેવો ચીરતા હોઇએ તેવો અથવા ઘંટીના જેવો અવાજ થાય છે તેવો અવાજ દરદીને સંભળાતો હોય અને તેની નિદ્રાને ખલેલ પહોંચતું હોય તો તે ગમે તે વ્યાધિમાં હોય તોપણ આ ક્ષારને સૂચવે છે.

ખાસીઓતઃ—ભેજવાળી હવામાં વ્યાધિનો વધારો થવો, અને સેક કરવાથી અથવા દાબવા ઘસવાથી સારૂં લાગવું.

આ ક્ષાર આ વ્યાધિઓ તથા ચિન્હોમાં વપરાય છે:—

અસ્થિમાત્રની સપાટીના વ્યાધિમાં ( નં. ૧ સાથે ), અસ્થિના ભાગમાં વાગ્યું હોય તો ત્યાં, દાંત આવતાં દાંત હાલી જતા કે પડી જતા હોય તો, અસ્થિભાગમાં કઠણ ગાંઠો થાય તો તેમાં, પાકેલા ભાગની આસપાસ સખત ધાર બંધાય તો તેમાં વપરાય છે. પ્રસવ સમયે ગર્ભસ્થાનને સંકોચવામાં, અર્શ, રક્તવાહિની શિરાઓનો વિકાસ ( aneurism, varicose veins ), બંધકોશ ( નં. ૩. અને ૧૨ ), અતિઆર્તવ, મોતીઓ ( નં. ૩–૩૦x ), નાક સીકાઇ જાય તેવો શ્લેષ્મ, ગળાના કાકડાનું વધવું, રક્તાશયવૃદ્ધિ, વૃષણવૃદ્ધિ. ગર્ભસ્થાનનું વલણ તથા ભ્રંશ, આંખનાં પોપચાં નીચે પડેલાં જ રહેવાં, આંજણી, પાયુસ્થાનમાં, હાથપર અને પગપર કાતરા અથવા ચીરા પડવા, ઉટાંટીયું, વાયુસ્રાવ વગેરે વ્યાધિઓમાં અકસીર ઉપાયરૂપે વપરાય છે.

આ શિવાય નીચે પ્રમાણેનાં કેટલાંક ચિન્હો અને સ્થિતિઓમાં પણ આ ક્ષાર વપરાય છે:—મૂર્છા આવી જાય એવી પાછલે પહોરે થતી ઉલટીની સાથેની શિરોવેદના કે જે સાંજના ભાગમાં સારી થાય; વિશેષ જોવામાં આવવાથી આંખે ઝાંખ વળવી; મોઢું ઘણું સુકાવું, દાં-

તના વ્યાધિઓ, બાળકોના અસ્થિની દુર્બલતા, હેડકી, અતિશય પીશાબ થવો અને વારંવાર હાજત થવી અથવા થોડો જ પીશાબ થવો અને તે વાસ મારતો અને અતિ પીતરકત હોવો, વૃષણમાં જલ ભરાવું, ઉપદંશ, જીર્ણ ઉપદંશ (૪૦૦x), કઠણ ચાંદી, સ્તનમાં સખત ગાંઠા, જીર્ણ ટચકીયું, રસોળી, અસ્થિનો સડો, અસ્થિશોફ, આખો દિવસ અને વિશેષ કરીને સવારે સુસ્તી અને અશકિત લાગવી, ભયંકર સ્વમાં આવવાં અથવા નવીન દેખાવો તથા સ્થાનો દેખાવાં, જીભ સુકી અને તપખીરીયા રંગની થવી, ભૂરી નસોનું સુઝી જવું, અસ્થિ ઉપરના વ્યાધિઓ, વગેરે. સૂતિકાનું આ ખાસ ઔષધ છે.

આ ઔષધની ઉંચી પાવર ખાસ કરીને અસ્થિના વ્યાધિમાં સારો લાભ કરે છે. ૬x થી એ વાપરવું સારૂં છે. ડૉ. સુસલર ૧૨x ની પાવરનું વાપરવા ભલામણ કરે છે. બને ત્યાં બહાર લગાડવામાં પણ એ લેવું જ એવી ભલામણ કરવામાં આવે છે (જેમકે ચીરા, આમણ નીકળવી, અર્શ, અસ્થિમાં વાગવું, રસોળી વગેરેમાં). તેમાટે વીશ ગ્રેઇન દવા અર્ધ ગ્લાસ પાણીમાં નાંખી રૂ, લિન્ટ વગેરે બોળી પોતાં મુકવાં અથવા વેસેલાઇનમાં નાંખી મલમ બનાવવો.

આ નં. ૩ ક્ષારનાં માનસ ચિન્હો તથા ગળાનાં ચિન્હો હોમીઓપથિક કેલ્શિઅમ કાર્બ૦ને મળતાં છે અને નિદ્રાનાં ચિન્હો ફ્લુઓરિક એસિડનાં ચિન્હોને મળતાં છે. આના તથા હોમીઓપથિક ફોસ્ફરસ, મર્કયુરી, રૂટા, ઓરમ, સિલિકા વગેરેનાં ઘણાં ચિન્હો સમાન છે. વ્રણમાં આ ક્ષાર નં. ૧૨ ની પછી આપવામાં આવે છે અને શ્લેષ્મ વિકારોમાં નં. ૯ પછી અપાય છે.

---

# પ્રકરણ ૪.

---

## નં. ૪, ( ફેરમ ફોસ્ફેઇટ. FER. PHOS. )

### નામોવગેરે.

ફેરમ ફોસ્ફોરિકમ, ફેરોસો—ફેરિક ફોસફેઈટ, ફેરિઆઇ ફોસ્ફસ, ફોસફેઈટ ઓફ આયર્ન, લોહનું ફોસફેઈટ ઇત્યાદિ આ ક્ષારનાં નામો છે અને રસાયનશાસ્ત્રમાં $Fe_3 (Po_4)_2$ એ સંજ્ઞાથી એ

લખાય છે. હીરાકસી અને સોડીઅમ ફોસ્ફેટને અમુક પ્રમાણમાં મિશ્રણ કરવાથી એ ક્ષાર તૈયાર કરાય છે. તૈયાર થયેલા ગઠ્ઠાને ગાળી લેવામાં આવે છે અને પછી તેને ધોઈ નાંખી સુકવવામાં આવે છે અને વાટીને બારીક ભૂકારૂપે કરવામાં આવે છે. એ ભૂકો હવા લાગવાથી ભુરાસના આભાસવાળો થાય છે અને એમાં વાસ કે સ્વાદ હોતો નથી. એ ભૂકો પાણી કે દારૂમાં મળી જતો નથી પણ એસિડમાં મળી જાય છે. આના ઉપર વિશેષ ક્રિયા સશાસ્ત્ર કરી એ ઔષધરૂપે તૈયાર કરાય છે.

## ગુણસ્વભાવ.

રુધિરના લાલ કણના ( Blood Corpuscles ) રંજક પદાર્થમાં—લાલ કરનાર પદાર્થમાં આ ક્ષાર રહેલો છે. પ્રત્યેક જાતિનો પોટા ( સેલ ) એલ્બ્યુમેનમાંથી રચાય છે અને એલ્બ્યુમેનમાં આ ક્ષાર રહેલો છે તેથી એ પ્રત્યેક પોટામાં આવે છે. લોહ અને લોહના વિકારોમાં એક ખાસ સ્વભાવ આ છે કે શ્વાસમાં ગ્રહણ કરેલી હવામાંથી એ ઓક્સીજનને ગ્રહણ કરી લે છે. શરીરમાં રહેલું લોહી ઓકસીજનને આવી રીતે ગ્રહણ કરી પછી શરીરમાં થતા અભિસરણદ્વારા એને સર્વ સ્થાને પહોંચાડે છે અને આ ક્રિયા લોહ અને પોટાસ્યમ સલ્ફેટના પરસ્પરના આકર્ષણથી સતત ચાલ્યા કરે છે. તેથી આ ક્ષારની ન્યૂનતા થયે શરીરમાં પૂરતું ઓકસીજન મળતું નથી અને તેને લીધે વિવિધ વ્યાધિઓ—મુખ્યત્વે કરીને જ્વર થાય છે. સ્નાયુમાં આ ક્ષારની ન્યૂનતા થાય છે તો તે શિથિલ થઇ જાય છે અને રક્તવાહિની શિરાઓમાં એની ન્યૂનતા થયે તે વિકાસ પામેલી રહે છે અને પ્રસંગે અદૃઢ થઇ ત્રુટે છે તેથી તેમાંથી લોહી બહાર નીકળે છે. આંતરડાના એક ભાગવિશેષના સ્નાયુના ભાગમાં ( Villi ) આ ક્ષારની ન્યૂનતા થાય છે ત્યારે તે શિથિલ થઈ જવાથી દાસ્ત વધા જ કરે છે અર્થાત આતસાર થાય છે, અને આંતરડાના ભાગમાં જ આ ન્યૂનતા થાય છે ત્યારે આંતરડાની મળને આગળ ઠેલવાની શક્તિ જતી રહે છે તેથી બંધકોશ થાય છે. આ સ્વભાવ તથા ગુણોને અવલંબીને આ ક્ષારનો આ શાસ્ત્રમાં ઉપયોગ કરાય છે. આ ક્ષારને જ્વરારિ ક્ષાર અથવા સ્નાયુદૃઢીકરણ ક્ષાર નામ આપ્યું હોય તો તે યથાર્થ છે. તમે તમારો હાથ સૂર્યના સખત તડકામાં થોડી વાર રાખી મૂકશો તો તમને જણાશે કે તે ભાગમાં

લોહીનો સંચય વધારે થયો છે અર્થાત્ ગરમીને લીધે તે ભાગની રક્તવાહિની શિરાઓ પહોળી થઇ તેમાં લોહી વધારે ભરાયું છે અને તેથી ત્યાં લાલાસ દેખાય છે તથા સોજાજેવું દેખાય છે. વળી તે ભાગને જો તમે દાબશો તો ત્યાં વેદના જણાશે અને તેની ઉષ્ણતા ત્યાં થર્મોમિટર મુકશો તો અધિક જણાશે. આ ચાર ચિન્હો લાલાસ, સોજો, ઉષ્ણતા અને સ્થાનિક વેદના—ના સમુદાયને વરમ (Inflammation) નામ આપવામાં આવે છે. આવો વરમ અથવા સોજો સૂર્યના તાપથી બહાર જ થાય છે તેમ નથી પણ શરીરના અંદરના તથા બહારના સર્વ ભાગોમાં વિવિધ કારણોથી થાય છે અને તે તે ભાગને લઇને તેને અંગ્રેજી વૈદ્યકશાસ્ત્રમાં જૂદાં જૂદાં નામો આપવામાં આવે છે—જેમ કે રક્તાશયનો વરમ તે કારડાઇટિસ, ફેફસાનો વરમ તે ન્યુમોનીયા, ફેફસાના પડદાનો વરમ તે પ્લુરસી, વૃષણનો વરમ તે ઓરકાઇટિસ-મોઢું આવવું, મુખનો વરમ થવો તે સ્ટોમેટાઇટિસ, વગેરે. પણ આ સર્વ વરમ જ છે અને તેથી ઓળખવા ભલે તેનાં ભિન્ન ભિન્ન નામો આપવાં પણ ચિકિત્સા માટે આ શાસ્ત્રમાં એ નામો સર્વ વ્યર્થ છે. એ વરમમાત્રનું ઔષધ—પ્રથમ ભૂમિકાનું ઔષધ આ નં. ૪ છે (દ્વિતીય ભૂમિકાનું નં. ૫ છે). વરમ થઇ તેમાં સોજો સહજ થવા માંડયો હોય અને તેમાં પાણી કે એલબ્યુમેન ભરાયું નહિ હોય તે વરમની પ્રથમ ભૂમિકા છે, અને એ ભરાય છે કે તેની દ્વિતીય ભૂમિકા ગણાય છે. ઘણું કરીને પ્રથમ ભૂમિકાથી દ્વિતીય ભૂમિકા તરત જ ઘણાખરામાં થાય છે અને તેથી નં. ૪ની સાથે નં. ૫ આપવાનું તરત જ આવે છે. ઘણાખરા વ્યાધિઓમાં કોઇ કોઇ ભાગમાં વરમ થાય છે જ. જ્વર એ ઘણા વ્યાધિઓના પરિણામરૂપે આવે છે અને ઓકસીજનની પુરતી થતાં ઘણાખરા વ્યાધિઓમાં લાભ થાય છે. આ સર્વ વિચારનારને સહજ જણાય તેમ છે કે આ નં. ૪ અને નં. ૫ આ શાસ્ત્રનાં પ્રધાન ઔષધ છે. અજ્ઞાનતાને સેવન કરવી એ ખોટું જ છે અને વૈદ્યને દૂષણરૂપ છે; ગમે તે ઔષધ લેવું તે કરતાં ઔષધવિના રહેવું એ સર્વથા સારૂં છે, એ સઘળું ખાસ લક્ષમાં રાખવાનું છે. છતાં આ બે ઔષધોના ગુણસ્વભાવ જોતાં એમ કહેતાં અડચણ નથી કે માણસ વગર વિચાર કરે આ નં. ૪ અને નં. ૫ ને જો આપ આપ કરે તો તે સોએ પચાશ ટકા જેટલા વ્યાધિને મટાડી શકે તેમ છે. વગરવિચારે ઔષધ

આપવું એ ભૂલ છે પણ તાત્પર્ય એ જ કે આ બે ઔષધો ઘણુ-ખરા વ્યાધિમાં વપરાય છે.

આ ક્ષારની બીજી અસર રક્તવાહિની શિરાઓ ઉપર છે. એ શિરાઓની દીવાલમાં આ ક્ષાર ન્યૂન થાય છે ત્યારે એ લોહીના દબાણને સહન કરી શકતી નથી અર્થાત્ તૂટે છે અને તેમાંથી લાલ લોહી બહાર નીકળે છે. જો આ ક્ષાર આપવામાં આવે છે તો એ શિરાઓનો બાંધો દૃઢ થઇ જાય છે તેથી એ લોહી નીકળતું બંધ થાય છે. આથી ગમે તે સ્થાનમાંથી—નાકમાંથી, ફેફસામાંથી, ઉલટીમાં, અર્શમાં, મરડામાં, આર્તવમાં, વાગવાથી કે વરમથી કે વ્યાધિથી—ગમે તે હેતુથી સ્વચ્છ લાલ લોહી બહાર નીકળે તો તે આ ક્ષારને આપવાનું સૂચવે છે. વળી આ ક્ષારનો બીજો સ્વભાવ સંકોચ કરવાનો છે. આ સામર્થ્ય નં. ૩ માં વધારે છે પણ રક્તવાહિની શિરાઓને સંકોચ કરવાનું બલ આ ક્ષારમાં છે. તેથી આ ક્ષારથી એ શિરાઓ સંકોચાઈ જાય છે એટલે પણ નીકળતું લોહી બંધ થાય છે. આ સંકોચવાના સ્વભાવને લીધે આ ક્ષાર અવયવની શિથિલતામાં વપરાય એ સ્વાભાવિક છે.

આ ક્ષારનાં સૂચક ચિન્હો તથા સ્થિતિ આ પ્રમાણે છે:—

( ૧ ) રક્તપોટા ( Blood-cells ) ની ન્યૂનતા (એમાં રતાસ આણવા). કોઇ પણ રક્તનો વ્યાધિ. આ ક્ષાર રક્તાભિસરણને વ્યવસ્થિત કરે છે. ( ૨ ) કોઇ પણ સ્થળે રુધિરનો જમાવો, વરમ અને જ્વરમાત્ર. ( ૩ ) સ્નાયુના રેશાની શિથિલતા. ( ૪ ) જીભ સાફ હોય અને લાલ હોય અથવા જીભની વચ્ચે લાલ લીટી દેખાતી હોય. ( જો કાળાશ પડતી રક્તિમા હોય તો નં. ૪ અને નં. ૫ વારાફરતી લેવાનું સૂચવાય છે. ) ( ૫ ) ચહેરો લાલાશ મારતો હોય અને બોચીના ભાગમાં ઠંડીનું ભાન થતું હોય. ( ૬ ) અજીર્ણ ખોરાક ઉલટીમાં નીકળવો. ( નં. ૧ જોવો. નં. ૪ અને નં. ૧૦ ભેગા અપાય છે ). ( ૭ ) સાફ લાલ અને તરત ગંઠાઇ જતું લોહી કોઈ પણ ભાગમાંથી નીકળવું. ( નં. ૯ અને નં. ૬ પ્રસંગે વારાફરતી લેવાનાં ઔષધો છે ). નાનાં બાલકોમાટે આ એક પ્રધાન દવા છે.

ખાસીએત:—જે વેદનાઓ હાલવા ચાલવાથી વધે અને બહાર ઠંડા પાણીનું પોતું મુકવાથી આરામ જણાય, તેમ જ જે ઠંડી લાગવાથી થયેલી હોય.

**આ ઔષધ નીચેનાં ચિન્હો તથા વ્યાધિમાં વપરાય છેઃ--**

હિંમત જતી રહેવી અને નિરાશા લાગવી; જેમાં ઉંઘી ઉઠયા પછી સારૂં થાય, નાની વસ્તુ મોટા પર્વત જેવી લાગવી. મસ્તિષ્કમાં લોહીનો જમાવ અને તેથી થતા સંનિપાત વાનો ચાળો વગેરે; મસ્તિષ્કમાં લોહીનો જમાવ થવાથી નિદ્રા જતી રહેવી ( ૩૦x ), દારૂ પીવાથી થતું ગાંડપણ, ક્રોધની માઠી અસર; લોહીના જમાવથી થતી શિરોવેદના કે જેમાં કોઇ હથોડા મારતું હોય તેવું લાગે અને જે માથાની જમણી બાજુએ વધારે જણાય, સખત તાપને લીધે થતી અવ્યવસ્થા ( નં. ૪ પછી નં. ૧ આપવું ), બાલકોની શિરોવેદના [ આમાં આ ખાસ ઉપાય છે ], ચક્કર આવવા ( લોહી માથાપર ચઢવાથી ), આંખ લાલચોળ થવી, આંખ દુઃખવા આવવી ( નં. ૫ સુદ્ધાંત ), આંખમાં રેતીનું-કાંકરીનું ભાન થવું, આંજણી ( આરંભમાં ); શરદીથી થતો કાનનો દુઃખાવો, કાનમાં શળ નાંખવી, ફડક ફડક થવું, શ્લેષ્મ અને ઉધરસમાત્ર ( આરંભમાં ), છાતીની બળતરા, નસકોરી ફુટવી, અવાળુ ચઢવા, ચોરીયા, ગળામાં ચાંદાં, સાદ બેસી જવો; દુધનો અભાવો થવો, પાણીની તરસ વધારે લાગવી, વારંવાર સ્ટિમ્યુલન્ટ ( કોફી, દારૂ, વગેરે )ની ઇચ્છા થવી, અજીર્ણ ( નં. ૧૦ સાથે ), ઉલટીમાં લાલ લોહી નીકળવું, અજીર્ણના દસ્ત, શરદીથી થતો અતિસાર, મરડો ( નં. ૫ સાથે ), અર્શ, આમળુ નીકળવાનો હેવા, આંતરડાનાં કૃમિ તથા સુતરના તાંતણાજેવાં કૃમિ, પીશાબની વારંવાર હાજત થવી, પીશાબમાં લોહી પડવું. દિવસના ભાગમાં સહેજ સહેજ પીશાબ વારંવાર થયા કરવો, પીશાબ બંધ થઈ જવો (Ischuria) (ખાસ કરીને ગરમીને લીધે બાલકોમાં), અતિશય પીશાબ થવો; વીર્યસ્ખલન, રજોદર્શનસમયે આવતી ચુંક, ત્રણ ત્રણ અઠવાડીએ આર્તવ દેખાવો, અતિઆર્તવ, યોનિવરમ, યોનિશુષ્કતા, સગર્ભાને થતું વમન (નં. ૯ ખાસ છે), લુખી ઉધરસ, શ્વાસરૂંધન, પડખાની શળ, ખખરી બાઝવી, રકતાશયવૃદ્ધિ, રકતાશયની ફડક, શિરાઓનો સોજો, ટાઢને લીધે બોચી રહી જવી, સંધિવા, હાથેલી ઉની લાગવી; આળસ આવ્યા કરવું, પાછલે પહોરે ઝોકા આવ્યા કરવા, વગેરે; સર્વ પ્રકારના જ્વરમાં, તેમ જ ન્યુમોનીયા ( ત્રિદોષ ), મરડો આદિ સર્વ પ્રકારના વરમમાં, લચકમાત્રના આરંભમાં, ત્વચાના રોગના આરંભમાં, તેમ જ પાકવું હોય તેમાં મારતા ગટકાની વેદના

અટકાવવા આ ઔષધ વપરાય છે. કડણુ, ફુલેલાં અર્શથી થતી ભારે વેદના આ ક્ષારથી [ ૨x ] પાંચ મિનિટમાં ઓછી થઈ જાય છે. આ સર્વ અટકાવવા પણ આ જ ક્ષાર વપરાય છે.

આ ક્ષાર શારીરવૃદ્ધિ કરે છે, બલ આપનાર છે, દસ્તને સાફ આણે છે. નબળાઇ આણનાર વ્યાધિમાત્રમાં કે જ્યાં રક્ત બગડે છે તેમાં, જઠરની મંદતામાં અને પાચનક્રિયા વધારવામાં આ ક્ષાર ઉપયોગી છે.

ડો. સુસ્લર આ ક્ષારની ૬xથી ૧૨x સુધીની પાવરની ભલામણુ કરે છે, અને તેમાં સાધારણુ ઉપયોગમાં ૧૨x લેવાનું સૂચવે છે. ૧૨x થી નીચેની પાવરનું એ ઔષધ રાત્રિના ભાગમાં આપવામાં આવે છે તો એ પ્રસંગે ઉંઘમાં વિક્ષેપ કરે છે. જ્યાં એ ઔષધ બહાર લગાડી શકાય તેમ હોય છે,–જેમકે આંખઉપર પોતાં મૂકવામાં, વાગ્યાઉપર ચોપડવામાં, નસકોરી ફુટતી હોય ત્યાં દાબવામાં વગેરે– ત્યાં એને તે પ્રકારે લગાડવાની પણ જરૂર છે. શ્લેષ્મ, ગ્રીષ્મના વ્યાધિઓ, પ્રમેહઆદિમાં ૨૦૦xનું વાપરવાથી વહેલો આરામ થયેલો બીજા ડાકટરો જણાવે છે.

આ ક્ષારની ન્યૂનતા થયે ઘણું કરીને નં. ૫ની ન્યૂનતા તરત જ થાય છે, તેથી તત્કાળ આ ક્ષારનો ઉપયોગ કરાયો હોય તો ઠીક છે, નહિ તો એની સાથે નં. ૫ પણુ વારાફરતી ઘણે ખરે પ્રસંગે આપવાની જરૂર રહે છે.

આ ક્ષાર નં. ૪ હોમીયોપથીના એકોનાઇટને મળતો છે. અર્થાત્ એકોનાઇટનું કામ એ સારે છે. એકોનાઇટ તથા જેલ્સેમ૦ની મધ્યમાં રહેલો આ ક્ષાર છે. એકોનાઇટ જે કામ કરે છે તેનું કારણુ એ જ છે કે એમાં આ ક્ષાર રહેલો છે. શરીર સુકાવવામાં–પાંડુરોગમાં ચાઇનાનું કામ આ સારે છે અને તેનું કારણુ કે ચાઈનામાં પણુ આ ક્ષાર રહેલો છે. ચાઇના જે વૃક્ષમાંથી તૈયાર કરાય છે તે વૃક્ષ લોહવાળી જમીનમાં જ ઉગતું જણાય છે. શ્વસનયંત્રના વ્યાધિમાં લોહ તથા ફોસ્ફરસ એ બંને કરતાં આ ક્ષાર અતિઘણો ગુણ કરનાર છે. વળી બેલાડોના, બ્રાયોનિયા અને આરનિકાનાં ચિન્હો પણુ નં. ૪ નાં ચિન્હો સાથે મળે છે. પાંડુરોગમાં નં. ૧ ની પહેલાં અથવા પછી નં. ૪ આપવો. અર્શમાં નં. ૩ અને મધુમેહમાં નં. ૧૧ ની સાથે આ પણુ આપવાની જરૂર રહે છે.

# પ્રકરણ ૫.

## નં. ૫. ( કાલિ. મ્યૂર. KALI. MUR. )*

### નામો વગેરે.

પોટાશ્યમ ક્લોરાઇડ, કાલિ ક્લોરેટમ, કાલિ ક્લોરાઇડમ, પોટાસિઆઇ ક્લોરાઇડમ, ક્લોરાઇડ ઑફ પોટાશ ઇત્યાદિ આ ક્ષારનાં નામો છે, અને એની રસાયનશાસ્ત્રની સંજ્ઞા KCl છે. પોટાશધાતુનો બીજો ક્ષાર પણ થાય છે કે જેનું નામ કાલિ ક્લોરિકમ અથવા પોટાશ ક્લોરસ છે અને જેની રસાયનશાસ્ત્રસંજ્ઞા $KClO_3$ છે, પણ એ ક્ષારથી આ ક્લોરાઇડ ઑફ પોટાશ ભિન્ન ક્ષાર છે. પૃથ્વીમાં કારનેલાઇટ નામના ખનિજના રૂપમાં આ ક્ષાર નીકળે છે અને શુદ્ધ પોટાશ્યમ કારબોનેટ સાથે હાઇડ્રોક્લોરિક એસિડ મેળવવાથી એ કૃત્રિમ રીતે પણ તૈયાર થઇ શકે છે. આ ક્ષાર પોતાથી ત્રણ ગણા પાણીમાં અથવા દ્વિગુણ ઉના પાણીમાં ભેળવવાથી ઓગળી જાય છે અને દારૂમાં ઓગળતો નથી.

### ગુણસ્વભાવ.

શરીરમાં આ ક્ષારની સ્થિતિ રક્તના અણુઓમાં, સ્નાયુમાં; મજ્જાતન્તુ અને મસ્તિષ્કના પોટામાં અને પોટાવચ્ચે રહેલા પ્રવાહી પદાર્થમાં છે. આ ક્ષારને લીધે નવા મસ્તિષ્કના પોટા ઉત્પન્ન થાય છે. શરીરમાં જેમ ઇંડાની સપેતીજેવો એલ્બ્યુમેન નામનો પદાર્થ છે કે જેની સાથે નં. ૧ને રાસાયનિક પ્રીતિ છે તેવો જ એક ફાઇબ્રિન નામનો બીજો પદાર્થ છે. એ ફાઇબ્રિન રંગે ધોળો છે ( દુધ જેવો શ્વેત છે ), અને એ જ શ્લેષ્મ થયા પછી પડતા શ્વેત બળખામાં, પ્રદરમાં, ફોલ્લીમાંથી નીકળતા ધોળા રસમાં, વગેરેમાં દેખાય છે. પરૂ નહિ હોય અને શ્વેત વર્ણનો દેખાય એ આ ફાઇબ્રિનની નિશાની છે. એ ફાઇબ્રિન સાથે આ નં. ૫ના ક્ષારને ખાસ પ્રીતિ છે. એ ફાઇબ્રિન શરીરમાં આવશ્યક પદાર્થ છે અને તેની વ્યવસ્થા આ ક્ષાર કરે છે. જ્યારે આ ક્ષારની ન્યૂનતા થાય છે ત્યારે એ ફાઇબ્રિનને શરીરમાં કામે લગાડનાર કારીગરના અભાવને લીધે એ નકામો થઈ રહે છે અને તેથી શરીરપ્રકૃતિ એને બહાર કાઢવા યત્ન કરે છે અને

* આ ક્ષારોનો ઉચ્ચાર " કૅલિ " થાય છે પણ કાલિ શબ્દનો પ્રચાર ઘણે સ્થલે જોવાથી અત્ર તે રાખ્યો છે.

તેથી શ્લેષ્મરૂપે. પ્રદરરૂપે, પીશાબવાટે, ફોલ્લાવાટે વગેરે ગમે તે પ્રકારે એ બહાર નીકળે છે. પણ એ સર્વ એ જ સૂચવે છે કે એને કામે લગાડનાર કારીગર રજાપર છે માટે તેને મોકલો, અર્થાત્ નં. ૫ શરીરમાં જોઇએ છે. ફાઇબ્રિન વિષ નથી પણ શરીરને ટકાવનાર આવશ્યક પદાર્થ છે. એ જ ફાઇબ્રિન જ્યારે સુકાઈ જાય છે ત્યારે ધોળી પોપડી તે ભાગમાં બાઝે છે, એ પણ નં. ૫ને જ સૂચવે છે. આ સાથે આ ક્ષાર યકૃતનો ઉત્તેજક છે. તેથી યકૃતની મંદતાથી થતા સઘળા વ્યાધિઓમાં–અજીર્ણ, મિષ્ટાન્ન ખાવાથી થતો અપચો, શિરોવેદના, ધોળા દસ્ત, ઉલટીમાં ધોળા પદાર્થનું નીકળવું–ઇત્યાદિ સર્વમાં ઔષધરૂપ છે. વરમમાત્રમાં આરંભમાં નં. ૪ અપાય છે. પણ વરમમાં જે સોજો થાય છે તેમાં અલ્પ સમયમાં જ પાણી અને પાણીસાથે ફાઇબ્રિન ભરાય છે તેથી વરમમાત્રની આ દ્વિતીય ભૂમિકામાં આ ઔષધ અપાય છે. શરીરના કોઈ ભાગમાં ઉના પાણીથી કે દેવતાથી દાહ થાય છે ત્યારે તે ભાગનું ફાઇબ્રિન બળી જાય છે. આ નં. ૫ એલ્બ્યુમેનસાથે મળી નવા વિશુદ્ધ ફાઇબ્રિનને ઉત્પન્ન કરે છે તેથી દાહમાત્રમાં એ ઔષધરૂપે વપરાય છે. આ જ હેતુથી વિશુદ્ધ પિત્તને પણ એ ઉત્પન કરે છે માટે વિકારી થયેલા પિત્તના વ્યાધિઓમાં પણ એ વપરાય છે. આ ક્ષારમાં હાઇડ્રોક્લોરિક એસિડ રહ્યુ છે ( જે એ ક્ષાર શરીરમાં ગયા પછી પૃથક થાય છે ) તે જન્તુઘ્ન છે તેથી આ ક્ષાર ન્યુમોનિક પ્લેગ વગેરે સૂક્ષ્મજન્તુજન્ય વ્યાધિઓમાં સારી અસર કરે છે. ( આ કામ ડો. વોકરના મતપ્રમાણે નં. ૭ વધારે સારી રીતે કરે છે કેમકે તેમાં ગંધકનો તેજાબ છે. )

આ ક્ષાર નં. ૪ પછી ઘણી વાર અપાય છે. શિરાઓને અતિશય સંકોચવાનું સામર્થ્ય આ ક્ષારમાં છે. એ યકૃતસંબંધમાં નં. ૧૧ થી વિરોધી છે. નં. ૧૧ અધિક પિત્તને વ્યવસ્થામાં આણે છે અને નં. ૫ યકૃત્ અને પ્લીહપર અસર કરનાર હોવાથી પિત્તને કાઢે છે. કોમળ અવયવના સોજામાં આ નં. ૫ અપાય છે અને અસ્થિ વગેરેના સોજામાં નં. ૧ તથા નં. ૩ અપાય છે. ગાંઠ જો પોચી હોય તો નં. ૫ અને અતિકઠણ હોય તો નં. ૩ તથા નં. ૧ અપાય છે. વરમમાં આ ક્ષાર પછી નં. ૭, ૧૨ અને ૨ આપવાનો યોગ આવે છે. નં. ૫નું રાજ્ય મટે છે એટલે નં. ૨નું અથવા નં. ૭નું શરૂ થાય છે.

**આ ક્ષારના સૂચક ચિન્હો તથા સ્થિતિઓ આ પ્રમાણે છે.—**

(૧) કફપ્રકૃતિ. (૨) શરીરના કોઇ પણ અવયવમાંથી નીકળતું લોહી કાળું તથા ગઠ્ઠાવાળું હોવું. (૩) લોહીમિશ્રત આમ પડવો, અથવા ધોળો દસ્ત થવો. (૪) દુધ જેવું અથવા ડોળું મૂત્ર. (૫) કોઇ પણ સ્થલેથી જાડો ધોળો રસ નીકળવો અથવા ધોળી પોપડી ઉખડવી. (૬) યકૃતની મંદતા તથા પ્લીહનો સોજો. (૭) આંખ મોટી અને બહાર નીકળતી જણાવી. ( જો આંખની નીચે કાળો ભાગ દેખાય તો તે નં. ૧૦ ને સૂચવે છે. ) (૮) વરમ અને સોજા માત્ર અને તેમાં ખાસ કરીને અતિસખત નહિ એવી ગાંઠ. ( જીર્ણ ગ્રંથિશોફમાં નં. ૧ ) (૯) પથારીમાં સુવાથી પથારીની ગરમીથી વધતું કળતર. (૧૦) કોઇ પણ અવયવની વૃદ્ધિ. (૧૧) જીભ ઉપર જાડો ધોળો થર. (૧૨) વરમની દ્વિતીય ભૂમિકા. ( ૧૩ ) એસિડથી ઉલટી એટલે એલ્કેલાઇન સ્થિતિ. [ આમાં નં. ૯ પણ પ્રસંગે સૂચવાય છે.] (૧૪) રસવાહિની શિરાના વ્યાધિ.

ખાસીએતઃ—જઠર અને પેઢુની વેદના ઘીવાળાં મિષ્ટાન્ન ખાવાથી વધે છે અને વાની તથા કળતરની વેદના ગતિથી વધે છે.

**આ ક્ષાર નીચેના વ્યાધિઓ તથા ચિન્હોમાં અપાય છેઃ**

બંધકોશ, તાત્કાલિક થયેલી ગાંઠ, જીર્ણ ઉપદંશ, કુમળી ચાંદી, પ્રમેહ, ટાઇફોઇડ નામનો જ્વર, રતવા, ઉટાંટીયું, ડિપ્થેરીઆ નામનો ભયંકર વ્યાધિ, ફેફરૂં, મરડો, સાદ બેસી જવો, ઓરી અથવા ગોબરૂથી જણાતા પરિણામો, ગાલ પચોરીઆ, રક્તાશયનો પડદો, ફેફસાનો પડદો, આંતરડાનો પડદો ઇત્યાદિ સર્વના વરમોની દ્વિતીય ભૂમિકા, વૃષણવૃદ્ધિ, કોથળીનું જાડું થવું (Elephantiasis of the Scrotum), રાફી, જીર્ણ રસોળી, કૃષ્ણમંડળનું સપાટીપરનું ચાંદું ( ઉંડા ચાંદા માટે નં. ૨ છે), આંખ દુઃખવા આવી તેમાંથી ધોળા ચીપડા નીકળવા, ખીલ, મસા, દાઝવું, શ્લેષ્મ, શ્લેષ્મમાં નાક સુકાવું, ઉધરસ, કાનની અંદર સોજા થવાથી થયેલી બહેરાસ, કમળો ( નં. ૧૧ વાપર્યા પછી ), ઠંડીથી થયેલો કમળો, પિત્તને લીધે થતી શિરોવેદના, અતિસાર, ધોળા દસ્ત, થુથીયું, લોહીનું વમન, પ્રદર, ત્રિદોષ, હડખાઇ ઉધરસ [ નં. ૮ સાથે ], હૃદયની ફડક, મોતીઓ [ નં. ૩ ની પછી ], ઉંઘ આવતાં કાનમાં અવાજ સંભળાવો, પાછલે પહોરે નસકોરી ફુટવી, બંધકોશ સહિત કડવો સ્વાદ, કૃમિ [ નં. ૧૦ સાથે ], અર્શ, પીશાબમાં યુરિક

એસિડ, અનાર્તવ અથવા અતિ મોડો આર્તવ, અતિ વહેલો આર્તવ, સૂતિકાજ્વર, રતન ચઢવાં, એમ્બોલિઝમ, સંધિવાજન્ય જ્વર, અસ્વસ્થ નિદ્રા, ત્વક્‌રોગ માત્ર કે જેમાં ફાઇબ્રિન નીકળતું હોય; મસા. શીતળા કાઢવાથી થતી હાનિ, વગેરે.

આ ક્ષાર ૬xથી ૧૨x પાવરનો ડૉ. સુસ્લર પ્રથમ વાપરતા પણ પછીથી ૩x, ૪x વધારે પસંદ કરતા+. હાઝરામાં, સંધિવા વગેરેમાં બને ત્યાં બહાર પોતારૂપે લગાડવામાં પણ વપરાય છે અને મોઢાના વ્યાધિઓમાં કોગળા કરવામાં પણ વપરાય છે. એક ગ્લાસ પાણીમાં ૩x ના ક્ષારના ૧૦ થી ૧૫ ગ્રેઇન નાખી કોગળા કરવામાં વાપરવો. )

આ ક્ષાર નં. ૫ ને હોમીયોપથીમાં મળતાં આવનાર ઔષધો તે બ્રાયોનિયા, મર્ક્યુરી, એપિસ, થુજા, સ્પોનજીઆ, આયોડિન, પલ્સેટિલા, રહસ, અને સલ્ફર છે. ઉપદંશમાં આ નં. ૫ ની પછી નં. ૭ તથા નં. ૧૨ આપવામાં આવે છે. હોમીયોપથીમાં જે ભાગ સલ્ફર ભજવે છે તે ભાગ જીવનરસાયનમાં નં ૫ ભજવે છે. એની અસર ઉંડી છે અને એનું વલણ બહાર કાઢવાનું છે. ગાળે ગાળે આપવાના ઔષધરૂપે પણ એ વપરાય છે અને એ બીજાં ઔષધને અસર કરવા તૈયારી કરી આપે છે. આ ક્ષાર પછી ઘણીવાર નં. ૨ આપવાનો હોય છે, નં ૫ થી શરૂ કરાયેલો આરામ નં.૨ પૂર્ણ કરે છે.

---

# પ્રકરણ ૬.

## નં. ૬ ( કાલિ ફોસ. KALI PHOS ).

### નામો વગેરે.

પોટાશ્યમ ફોસ્ફેઇટ, પોટાસિઆઇ ફોસ્ફસ, ફોસ્ફેઈટ ઓફ પોટાશ ઇત્યાદિ આ ક્ષારનાં નામ છે અને એની રાસાયનિક સંજ્ઞા $K_2 HPO_4$ છે. પોટાશ હાઇડ્રેઇટ અથવા પોટાશ કારબોનેઇટની સાથે ફોસ્ફોરિક એસિડ મિશ્રણ કરવાથી એ તૈયાર કરાય છે. એ

---

+ કેટલાક ડાકટરો ૧૨xથી ૩૦x સુધીનો વિશેષ પસંદ કરે છે.

જલમાં ઓગળી જાય છે અને દારૂમાં ઓગળતો નથી. એના પર શાસ્ત્રિય ક્રિયા કરી ઔષધરૂપે વાપરવાના રૂપમાં એ તૈયાર કરાય છે.

ગુણસ્વભાવ.

શરીરસ્થ સર્વ પ્રવાહી પદાર્થો અને અવયવોમાં એ રહેલો છે અને ખાસ કરીને મસ્તિષ્ક, મજ્જાતન્તુઓ, સ્નાયુ અને રક્તમાં તથા પોટામધ્યે રહેનાર રસોમાં એની સ્થિતિ છે. શારીર અવયવરૂપ થઇ રહેનાર સર્વ પદાર્થો અતિઆગ્રહથી આ ક્ષારને રાખે છે અને સર્વ પુષ્ટિ આપનાર પ્રવાહી પદાર્થોમાં પણ એ રહે છે તેથી એની આવશ્યકતા સ્પષ્ટ થાય છે. પદાર્થોને ઓકસીજનવાળા કરવાની શારીર ક્રિયાઓ, શ્વાસ પ્રશ્વાસમાં થતો બે ગાસનો વિનિમય અને રક્તમાં થતા રાસાયનિક ફેરફારો તથા ચરબીને સાબુરૂપમાં લાવી તેને પુનઃ ઓકસીજનવાળી કરવાની ક્રિયા—આ સર્વ આ ક્ષાર કરે છે. આ ક્ષાર એલ્કલિજાતનો છે. મજ્જાતન્તુઓને આ ક્ષારમાં બોળી રાખવામાં આવ્યા હોય તો તે લાંબા વખત સુધી પોતાના સામર્થ્યથી રહિત થતા નથી અને એ સામર્થ્યને પૂર્ણપણે સાચવે છે એ પ્રયોગથી સિદ્ધ થયું છે. વળી મૂત્રમાં જે કાલિફોસ વહ્યું જાય છે તેનું પ્રમાણ કોઇ પ્રયોગથી ઓછું કરવામાં આવે છે તો તેથી શરીરમાં એવી સ્થિતિ ઉત્પન્ન કરી શકાય છે કે તે શરીર ટાઇફસ નામના જ્વરની સામે ટક્કર ઝીલે છે. આથી સ્પષ્ટ થાય છે કે આ ક્ષારમાં વિષમયતા થતી અટકાવવાનું બલ છે. આ ક્ષાર શારીર અવયવોની થતી ક્ષીણતા અટકાવે છે.

આ આખું શરીર યંત્રવત્ ચાલે છે અને તેની કમાન મજ્જાતન્તુઓ છે. એ તન્તુઓનું મૂળ મસ્તિષ્ક તથા મેરૂદણ્ડમાં છે. તેમાં મસ્તિષ્કમાં મુખ્યત્વે કરીને બે જાતનો દ્રવ રહે છેઃ એક ભૂરો અને બીજો ધોળો. ભૂરા પદાર્થનો સંબંધ આ ક્ષાર સાથે છે અને ધોળાનો નં. ૮ સાથે છે. ભુરા દ્રવની ન્યૂનતા આ ક્ષારને સૂચવે છે. એ ભુરો પદાર્થ જેમ સર્વ શારીર વસ્તુમાં રાજારૂપ છે તેમ બારે ક્ષારોમાં આ નં. ૬ નો ક્ષાર પણ રાજારૂપ છે. આ ક્ષારના ગુણો એવા ચમત્કારિક છે કે જ્યારે તે બરાબર સમજાશે અને કુશલ પુરુષોને હાથે એ બરાબર વપરાશે ત્યારે. એને અનુભવ કરનાર ડાકટરો જણાવે છે કે, ગાંડાની ઇસ્પીટાલ જગત્માંથી લુપ્ત થઇ જશે. આ હેતુથી જ વિદ્વાન્ ડાકટરો આ ક્ષારને જ ખરૂં "જીવનરસાયન" ( Elixir of Life ) માને છે. ઘણું કામ કરી

થાકી લોથપોથ થઇ જનાર કારીગર વર્ગને-દારૂ તાડી પીવાની જરૂર દૂર કરી આપનાર આ ક્ષાર વિશ્રામ સ્થાનરૂપ છે. આ ક્ષાર મગજ મારી કરનારને નવું જીવન આપે છે, ગૃહકાર્યથી શ્રમિત થયેલી સ્ત્રીઓનું આરામસ્થાન છે, વિદ્યાર્થીઓનું મુખ્ય બલ છે, સગર્ભા સ્ત્રીને ગર્ભસ્રાવ અટકાવી સુખથી પ્રસવ કરાવનાર આ નિર્ભયતામાં સ્થાપનાર છે, ચીડીઆ મનુષ્યોને શાન્ત કરે છે, મનુષ્યોને મિથ્યા ભયવશ થતા અટકાવે છે; શ્રમ દુર કરે છે, સ્મરણશકિત, કલ્પનાશકિત અને વિચારશકિતને વધારે છે અને મસ્તિષ્કને શુદ્ધ તથા શાન્ત રાખે છે. આ ક્ષારની શીશી સદા પાસે રાખવાનું એને વાપરનાર ડાકટરો સૂચવે છે.

વિચારના અણુઓમાં આ ક્ષારની ન્યૂનતા થાય છે ત્યારે નિરાશતા, ચિન્તા, ભય, રડું રડું થવા જેવી સ્થિતિ, વહેમી પ્રકૃતિ, સ્મરણશકિતનો અભાવ, ગાંડપણુ આદિ થાય છે. રકતવાહિની શિરાને ચલાવનાર મજ્જાતન્તુમાં ન્યૂનતા થતાં નાડી વેગવાળી મંદબલથી વહેતી થાય છે; જ્ઞાન તન્તુમાં ન્યૂનતા થતાં વિવિધ આઘાત-પારેલિસિસ-થાય છે અર્થાત્ તે તે ભાગ બહેર મારી જાય છે. ગતિતન્તુમાં (motor nerves) ન્યૂનતા થતાં સ્નાયુની આઘાત સુધીની દુર્બલતા થઇ રહે છે. આથી સર્વ પ્રકારની મજ્જાતન્તુઓની ક્ષીણુતા અને તેથી થતી શરીરના વિવિધ અવયવોના વ્યાપારોની મંદતા આ ક્ષારથી દૂર થાય છે. આ ક્ષારને સૂચવનાર મુખ્ય ચિન્હો આ બે છે:—મજ્જાતન્તુની શિથિલતા અને અપક્ષય.

આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિ આ પ્રમાણે છે.

(૧) લોહી નીકળવું—જ્યારે લોહી પાતળું, કાળું અને નહિ ગંઠાઇ જતું હોય ત્યારે. (૨) અતિશય દુર્ગંધ-પછી તે શ્વાસમાં હોય, દસ્તમાં હોય, પીશાબમાં હોય, ફોલ્લામાંથી નીકળતી રસીમાં હોય કે ગમે તેમાં હોય. (૩) જીભના ઉપર વાસી થઇ ગયેલી રાઈના જેવો તપખરીઓ થર અથવા અવાળુપર પડેલી લાલ લીંટી. (૪) ફીકકો, નિરાશાવાળો ચહેરો, ખાડા પડી ગયેલી આંખ અથવા ચહેરાઉપર ભુગસનું ભાન. (૫) નાડીનો મંદ વેગ. (૬) ઢીલીઢબ સ્થિતિ અર્થાત્ મજ્જાતન્તુની નબળાઈ અને સ્નાયુની શિથિલતા. (૭) લોહીની વિષમય સ્થિતિ.

આસીએત—આ ક્ષારને સૂચવનાર ઘણાં ચિન્હો-ઘણી વેદ-

નાઓ અવાજથી વધે છે, તેમ જ બેઠાં હોઇએ ત્યાંથી ઉઠવાથી, કામ કરવાથી અને સતત મહેનતથી વધે છે. ઠંડીને લીધે સર્વ ચિન્હો વધે છે, અને સહેજસહાજ હાલવા ચાલવાથી, ખાવાથી અને સોબતમાં રહેવાથી સારૂં લાગે છે તથા એકલા રહેવાથી અથવા બેશી રહેવાથી તેમાં ખરાબ લાગે છે. રાત્રિએ બેથી પાંચ વાગતા સુધી થતી ખરજ.

આ ક્ષાર જેમ મજ્જાતન્તુને ઉત્તેજિત કરનાર છે અને તેથી તેમના દ્વારા થતા વ્યાપારને નિયમિત ચાલતા કરે છે, તેમ જ મજ્જાતન્તુ વધારે ઉત્તેજિત થઇ ગયા હોય તો તેને પાછા વ્યવસ્થામાં લાવનાર પણ આ ક્ષાર છે, અર્થાત્ ડાકટરોની પરિભાષામાં કહીએ તો એ Nerve–Stimulant અને Nerve–Sedative બંને છે. આ શાસ્ત્રમાં નં. ૮ અને નં. ૬ એ બે ક્ષારો મજ્જાતન્તુ માત્રના વ્યાધિના ક્ષારો છે. તેમાં રહી રહી થતા ઉપદ્રવો નં. ૮ ને સૂચવે છે અને બહેર મારી જવાની અને શ્રમિત થઇ જવાની સ્થિતિ નં. ૬ ને સૂચવે છે.

આ પ્રકારના ગુણસ્વભાવને લીધે નીચેના વ્યાધિઓ તથા ચિન્હોમાં એ વપરાય છે:—મિથ્યા ભય, ઉદાસી, દુઃખદ શંકાશીલ સ્વભાવ, નિરુત્સાહપણું, ભય તથા વિપત્તિથી થયેલી અસર, ઇન્દ્રિયભ્રમ, મનોભ્રમ, હીસ્ટીરીઆ, ગાંડપણ, સૂતિકાજ્વરમાં તથા બીજા જ્વરમાં થતો સંનિપાત, અતિશય શરમાળ સ્વભાવ, મસ્તિષ્કનું નરમ થઇ જવું; રાત્રિએ ભય લાગવો, ઉંઘમાં વાત કરવી, ચાલવું, સુતાં અથવા બેઠાં પછી ઉઠતાં આવતી ચકરી, મસ્તિષ્કમાં લોહી ન્યૂન થઇ જવું, મસ્તિષ્કનું ડોવાઇ જવું, વિદ્યાર્થીની શિરોવેદના; કાનમાં તમરાં બોલવાં, દૃક્શક્તિની દુર્બલતા, બીઆમણો ચહેરો, આંખઆગળ કાળાં ચકામાં, કાનમાંથી દુર્ગંધ મારતું પરૂ નીકળવું, કાનમાં ખરજ, શ્રવણશક્તિની તીક્ષ્ણતા; નસોકોરી ફુટવાની પ્રકૃતિ, સહેજ પવનમાં રહેતાં છીંકો આવ્યા કરવી, નાકમાંથી પીળી પોપડી નીકળવી, ભુરાસ મારતો ચહેરો, આંખોમાં કુવા પડી જવા. કળતર ( નં. ૮ ), શૂળ, દાઢીના ભાગમાં ચૂંટ, મોં આવવું ( તેમાં જ્યારે દુર્ગંધ મારતો શ્વાસ થાય ત્યારે ), રાખોડીઆ રંગનાં મોંમાં ચાંદા પડવાં, અતિશય થુંક આવ્યા કરવું; સવારમાં જીભ અતિ સુકાવી, જીભપર તપખીરીયા રંગનો થર, જીભની ધારપર રતાશ તથા સોજો થવો; આવાળુમાંથી લોહી નીકળ્યા કરવા-

ની પ્રકૃતિ, કહોતા દાંતની અતિવેદના, દાંત કકડાવવા; ગળામાંથી ખારો બળખો નીકળવો, ઉટાંટીયું [ છેલ્લી ભૂમિકામાં ], જઠરની વ્રાક [ ૧૨x ]. જઠરનું ચાંદું ( ૧૨x ), ખાધાં છતાં અતિશય ભુખ અર્થાત્ વલખા મારતું મોં, ખાલી ગચરકાં આવવાં, મજ્જાતન્તુની શિથિલતાથી થતું અજીર્ણ, ઘેરૂં લીલું અથવા ભુરૂં વમન; વાયુનો જઠરમાં સંચય અને તેથી જઠરનું આધ્માન (૧૨x), અત્યંત શિથિલતા આણનાર અતિસાર, કોલેરા, દુર્ગંધ મારતો વાયુસ્રાવ, ધોળા ચાશ જેવા દસ્ત [૧૨x], દસ્ત થયા પછી આમળુ નીકળવી અથવા એ ભાગ આળો લાગવો, બંધકોશ, તપખીરીઆ રંગનો અને લીલાસ મિશ્રિતદસ્ત, : અર્શ; અતિશય કામવૃત્તિ, નપુંસકપણું, રાત્રિએ વીર્યસ્રાવ, સંભોગ પછી અતિશય થાક, ઉપદંશનું ચાંદું, કાળો દુર્ગંધ મારતો આર્તવ, અત્યાર્તવ, અનાર્તવ, પ્રદર ( પીળો સ્રાવ અને તે દાહ કરતો અથવા નારંગી રંગનો ), આર્તવ પછી કામવિવૃદ્ધિ, છોકરાઓને સહેજ સહેજ પીશાબ અને તે વારંવાર થયા કરવો, મૂત્રાશયની નબળાઈ, મૂત્રનળમાંથી લોહી નીકળવું, બ્રાઇટનો વ્યાધિ, મધુમેહ, કેસરીઆ રંગનો પીશાબ થવો, મૂત્રનલમાં કંડુ, ગર્ભસ્રાવનો સંભવ, સૂતિકાજ્વરસંનિપાત, પ્રસવસમયે કષ્ટ ( ૨x વારંવાર ) [ આ ક્ષારથી પ્રસવ સત્વર થાય છે ]; દમ, ખારો પીળો જાડો દુર્ગંધવાળો બળખો; રક્તાશયની શિથિલતા અર્થાત્ નાડીની મંદતા અને તેથી જણાતાં સર્વ ચિન્હો, ( રક્તાશયની ફડક [ ૪૦૦x ], વચ્ચે વચ્ચે રહી જતી અનિયમિત મંદ નાડ, સર્વ પ્રકારના પક્ષાઘાત, કોઈ પણ અવયવનું બહેર મારી જવું અથવા રહી જવું, હાથપગે ચૂંટ, પગે દાહ થવો, મંદવાડ પછી સ્નાયુની શિથિલતા; સર્વ પ્રકારના કળતર [ નં. ૮ જોવો ], ફેફરૂં [ ૧૨x ], નિદ્રાનો અભાવ; નિરંતર ચોર, લુટારા, ભૂત, પડી જવું ઇત્યાદિનાં સ્વપ્ન આવવાં, બાલકોમાં રાત્રિનો ભય અને તેથી ઉંઘમાં ચીસ પાડી જાગી ઉઠવું; વિષયનાં સ્વપ્નાં, ટાઇફસ જ્વર, ટાઇફોઇડ જ્વરની શિથિલતા, અતિશય જ્વર, વાસમારતો અતિપ્રસ્વેદ, ચૂંટ અથવા દુર્ગંધ નીકળતા સર્વ ત્વચાના રોગ; ચાહ, કાફી, તમાખુથી થયેલી ખરાબ અસર, વગેરે અનેક વ્યાધિઓમાં આ વપરાય છે. એલોપથી ચિકિત્સા પછી આ પ્રથમ ઔષધ અપાય છે (૩૦x). સ્નાયુ સુકાઇ જવા (૬૦x), રાત્રિએ નિદ્રામાં ચાલવાની ટેવ વગેરેમાં પણ અપાય છે.

આ ક્ષાર સૂતિકામાટે અમૂલ્ય ઔષધ છે. પ્રસવપૂર્વે અને પ્રસવ પછી એ સર્વથા ઉપયોગી છે. "અરગટ" નામની દવાની જરૂર આ ક્ષાર વાપરનારને રહેતી નથી.

સાધારણ રીતે ૩xનો આ ક્ષાર વપરાય છે, અગર જો ૬x તથા ૧૨x અને એથી ઉંચી પાવરનો પણ ફતેહમંદ રીતે વપરાયો છે. ડો. વોન્ડર ગોલ્ટઝ ૧૨xથી ૩૦xની ભલામણ કરે છે અને ૧xથી ૫x સુધીનો ક્વચિતજ વાપરવાની જરૂર જણાવે છે.

હોમીયોપથીમાં પલ્સેટિલા જે મજ્જાતન્તુનાં ચિન્હોને મટાડે છે તેનું કારણ એ જ છે કે એમાં નં. ૬ નો ક્ષાર ઘણા પ્રમાણમાં રહેલો છે. મજ્જાતન્તુને શાન્ત પાડવાના કામમાં આ ક્ષાર હોમીયોપથીના ઇગ્નેશિ૦, કોફીઆ, હાયોસિ૦ તથા કેમો૦ નું કામ સારે છે. મૂત્રકોથળીના વ્યાધિમાં નં. ૬ની પછી નં. ૮ આપવાથી પૂર્ણ આરામ થઈ રહે છે. હેમરેજમાં નં. ૬ પછી નં. ૯ આપવા જરૂર રહે છે.

—:o:—

# પ્રકરણ ૭.

## નં. ૭ ( કાલિ સલ્ફ. KALI SULPH. )

### નામોવગેરે.

કાલિ સલ્ફયુરિકમ, પોટાસ્યમ સલ્ફેઇટ, કાલિ સલ્ફસ, સલ્ફેઇટ ઓફ પોટાશ ઇત્યાદિ આ ક્ષારનાં નામો છે અને $K_2 SO_4$ એ રાસાયનિક સંજ્ઞા છે. જ્વાલામુખી પર્વતમાંથી નીકળતા લાવામાં એ સ્વાભાવિક રીતે રહેલો છે. દશ ગણા ઠંડા પાણીમાં અને ત્રણ ગણા ખખળતા પાણીમાં એ ઓગળી જાય છે.

આ ક્ષાર પ્રથમ તો શરીરસ્થ લોહના અણુઓસાથે મળવાથી શરીરમાં ઓક્સીજન પહોંચાડે છે. આથી જ્વરમાં કે જ્યારે શરીરમાં પૂરતું ઓક્સીજન મળતું નથી ત્યારે આનો ઉપયોગ કરાય છે. આ ક્ષારની મુખ્ય અસર ત્વચાના તથા આભ્યંતર ત્વચાના પોટા ઉપર છે. સારી સ્થિતિમાં એ ત્વચાનાં છિદ્રોમાંથી સૂક્ષ્મ ધારા નીકળે છે જે પરસેવારૂપે જણાય છે. જ્યારે શરીરસ્થ તૈલ વ્યાપારવિનાનું થઇ રહે છે ત્યારે એ બહાર આવી ત્વચાનાં છિદ્રોને બંધ

કરી દે છે તેથી ત્વચાદ્વારા બહાર નીકળી જતું શારીર વિષ અંદર રહે છે. આ ક્ષાર શરીરસ્થ તૈલને બનાવે છે અને તેને બરાબર કામે લગાડે છે. તેથી આ પ્રસંગમાં આ ક્ષાર આપવામાં આવે છે તો એ તૈલ પુનઃ વ્યાપારમાં જોડાવાથી છિદ્રોને બંધ કરતું નથી અને તેથી સ્વેદનક્રિયા બરાબર ચાલે છે. તેથી જ્વરવગેરેમાં જો નં. ૪થી સ્વેદ ન થાય તો આ ક્ષાર આપવામાં આવે છે. આ રીતે આ ક્ષાર સ્વેદક–ડાયફોરેટિક છે પણ તેસાથે રક્તાશયની ગતિને મંદ કરનાર નથી. વળી એનો તૈલસાથેનો જે સંબંધ છે તેથી ગમે તે વ્યાધિમાં કે જ્યાં ચીકણો પીળો પાણી જેવો પદાર્થ બહાર નીકળે અથવા પાતળી ચીકણી પીળી પોપડી બંધાય ત્યાં આ ક્ષાર સૂચવાય છે. એ ક્ષાર પ્રસ્વેદ બંધ થવાથી તથા શીતલા, રતવા, ઓરી વગેરે થોડાં દેખાઇ અંદર શમી જવાથી થતા વ્યાધિમાત્રમાં પણ અપાય છે. આ ક્ષારમાં ગંધકનો તેજાબ રહેલો છે તે જન્તુઘ્ન છે તેથી પ્લેગ, ટાઇફોઇડ જ્વર આદિ જે જે વ્યાધિઓ જન્તુજન્ય મનાય છે તે સર્વમાં આ આપવામાં આવે છે. કેશ અને ખોપરીના ભાગપરની એની અસરને લીધે એ તાલ પડતી અટકાવે છે અને ખોડો મટાડે છે. આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિઓ આ પ્રમાણે છેઃ—

(૧) સૂક્ષ્મ જન્તુથી ( Germs, bacilli ) ઉત્પન્ન થનાર વ્યાધિઓ. (૨) દરદી સાફ ઢગલો થઈ જાય તેવી ( ટાઇફોઈડ ) સ્થિતિ અને રુધિર વિષમય થવાની ( Blood–poisoning ) શંકા જેમાં રહે ત્યાં. (૩) ગુંગળાઇ જવાનું ભાન થાય તથા ખુલ્લી હવામાં સારૂં લાગે. (૪) શુષ્ક ત્વચા–પ્રસ્વેદ નહિ થવો. (નં. ૪ સાથે. આ અંશમાં એ નં. ૬થી તથા નં. ૧૨થી વિરોધી છે.) (૫) પાછલે પહોરે વધવા માંડે અને સાંજસુધી અથવા મધ્યરાત્રસુધી વધતા રહે તેવા જ્વર માત્ર, તથા અન્ય વ્યાધિઓ. (૬) ( શ્લેષ્મ, પ્રદર, કેન્સર, અતિસારઆદિ સર્વમાં ) સાફ પીળો પાતળો અને ચીકણો રસ બહાર નીકળે ત્યારે. અથવા ખુલ્લો રહેતાં લીલો થઇ જાય તેવો રસ બહાર નીકળે ત્યારે. (૭) પીળી પાતળી અને સુકી નહિ પણ ચીકણી પોપડી ઉખડવી. (૮) જીભપર ચીકણો પીળો થર અને પ્રસંગે ધોળી ધાર. (૯) પ્રસ્વેદ લાવવા, ત્વચા ઉખડી જઇ સારી ત્વચા આણવા. (૧૦) ( શીતલા, ઓરી, રતવા આદિ વિવિધ વ્યાધિઓમાં ) શમી ગયેલા દાણા તથા ચકામાંને બહાર કાઢવા. (૧૧)

એક સ્થાનેથી બીજે સ્થાને ભટકતી વાની વેદના. (૧૨) આંતરડાના ભાગમાં અથવા છાતીમાંથી નીકળતા પદાર્થોમાં ગંધકની વાસ. (૧૩) જીભ તથા ત્વચાનો કેન્સર. (૧૪) જઠરના વ્યાધિમાં જ્યારે નં. ૮ સૂચવાયા છતાં તે અસર નહિ કરે ત્યારે. (૧૫) ત્વચાના રોગોમાં આ પ્રધાન ઔષધ છે.

ખાસીએતઃ—સાયંકાલે થતી વૃદ્ધિ અને ખુલ્લી હવામાં થતો આરામ, બંધ ઓરડીમાં થતો વધારો.

આ પ્રકારનાં ચિન્હોઉપરથી જ આ ઔષધ ઘણે અંશે વિવિધ વ્યાધિમાં વપરાય છે. એ વરમની તૃતીય ભૂમિકાનું ઔષધ છે. જ્યારે નં. ૫ કામ કરતું અટકે છે અને રંગ પીળો થાય છે ત્યારે આ સૂચવાય છે. ત્વચાનો કેન્સર, ખોડો, નખ બરાબર નહિ ઉગવા, વાળ ખરી જવા, શરદીને લીધે થયેલું પેટનું આધ્માન [ નં. ૧ બેશી ગયેલા પેટમાટે છે, ) ડાબે પડખે દુઃખાવો થાય તેવો પેઢુમાં વાયુનો સંચય, ઉષ્ણકટિબંધના સામાન્ય ઉપદ્રવો, અજીર્ણ ( નં. ૯ તથા ૫ બસ નહિ થાય તો ), ઇત્યાદિમાં તથા ઉપર જણાવેલાં ચિન્હો જે જે વ્યાધિમાં થાય તે સર્વમાં એ વાપરવામાં આવે છે.

ડૉ. સુસ્લર આ ઔષધનો ઉપયોગ ૧૨ તથા ૬x પાવરમાં સારો માને છે.

ક્ષાર નં. ૭ને ઘણે અંશે મળતું હોમીયોપથિક ઔષધ તે પલ્સેટિલા છે. પલ્સેટિલાનું પૃથક્કરણ કરતાં એમાં નં. ૭, નં. ૬ તથા નં. ૧ રહેલા જણાયા છે.

---

# પ્રકરણ ૮.

## નં. ૮ ( મેગ્નેશિઆ ફ્રૉસ. MAG. PHOS.)

### નામોવગેરે.

મેગ્નેશિઆ ફૉસ્ફૉરિકા, મેગ્નેશિઅમ ફૉસ્ફૉરિકમ, ફૉસ્ફેઇટ ઑફ મેગ્નેશિઆઇ ઇત્યાદિ આ ક્ષારનાં નામો છે અને $MgHPo_4$ $7(H_2O)$ એ એની રાસાયનિક સંજ્ઞા છે. વીલાયતી મીઠું અને સોડાનો ફૉસ્ફેઇટ એ બે મિશ્રણ કરવાથી આ ક્ષાર તૈયાર થાય છે. પાણીમાં એ મહેનતે ઓગળી જાય છે. કેમકે ૩૨૨ ભાગ પાણીમાં

ઘણો સમય આ ક્ષારના એક ભાગને રાખવામાં આવે છે તો તે તેમાં ઓગળી જાય છે. અનાજના દાણામાં આ ક્ષાર રહેલો છે.

### ગુણસ્વભાવ.

આ ક્ષાર સ્નાયુ, મજ્જાતન્તુઓ, અસ્થિ, મસ્તિષ્ક, દાંત અને રુધિરના લાલ અણુમાં રહેલો છે. તેમાં પણ એની મુખ્ય અસર મજ્જાતન્તુમાં તથા સ્નાયુમાં રહેલા શ્વેત રંગના જૂથાઉપર છે. એ શ્વેતરેશા ( White fibers ) ને આ ક્ષાર નિયમમાં રાખે છે, અને જે સૂક્ષ્મતત્ત્વના એ રેશા બનેલા છે તે તત્ત્વને આ ક્ષાર એલબ્યુમેનમાંથી બનાવે છે. જ્યારે આ રેશામાં આ ક્ષારની ન્યૂનતા થાય છે ત્યારે એ રેશા સંકોચાય છે અને તેથી આંચકી, તાણ, વંટઆદિ આવે છે. આંતરડામાં તથા મૂત્રાશયમાં રહેલા આ રેશા સંકોચાય છે ત્યારે આંતરડું અને મૂત્રાશય રહી રહીને સંકોચાય છે અને તેથી મળમૂત્ર રહી રહીને થોડા થોડા પ્રમાણમાં તથા પાતળાં નીકળે છે. વળી આંતરડું સંકોચાવા માંડે ત્યારે સાફ સંકોચાઇ નહિ જાય તેમાટે સ્વભાવથી જ તેમાં વાયુ ભરાય છે અને વાયુના દબાણથી તે કંઇક વિકાસવાળું રહે છે પણ એ વાયુને લીધે ત્યાં વેદના થાય છે. આ ક્ષાર ઔષધરૂપે આપવામાં આવે છે કે તરત જ એ રેશાઓ તંગ મટી વિકસિત થઇ રહે છે અને તેથી વાયુસ્રાવ થઇ જાય છે, વાની વેદના મટે છે અને મલમૂત્ર રહી રહીને નહિ નીકળતાં યથાસ્થિતપણે નીકળે છે. છાતીમાં પણ આ રેશાની તંગ દશા થવાથી ભીસાતું હોય તેવું ભાન થાય છે. આ ભાન—"ભીસાતું હોય તેવું ભાન" ( Constrictive feeling ) એ ખાસ કરીને આ ક્ષારને સૂચવે છે. આ પ્રમાણે આ ક્ષાર મોટામાં મોટું Antispasmodic–સ્નાયુશૈથિલ્યકૃત–ઔષધ છે અને તેસાથે અસહ્ય તન્તુવેદનાને મટાડે છે તેથી Anodyne–પીડાશામક–ઔષધનું કામ કરે છે. રક્તવાહિનીમાં રહેલા રેશાને શિથિલ કરવાથી રક્તવહિની સંકોચાતી હોય તો આ ક્ષાર તેને વિકાસ પમાડી તેમાંથી વધારે લોહીનો પ્રવાહ વહેવડાવે છે. આથી આ ક્ષાર મૂત્રલ પણ થઇ શકે છે, અને રુધિરાભિસરણમાં કંઇ બાહ્ય પદાર્થથી પ્રતિબંધ થતો હોય તો તેને દૂર કરે છે. આ ક્ષારને સૂચવનાર વેદના ઘણી વાર પ્રસ્વેદસહ હોય છે અને દરદી લખાઇ ગયેલો જણાય છે. દરદી શ્રમિત લોથપોથ થઇ ગયેલો અને ટટાર બેશી નહિ શકે એવી ગમે તે વ્યાધિમાં સ્થિતિ જણાય તો તે બધે પ્રસંગે આ ક્ષારને સૂચવે છે.

આ ક્ષારની અસર શિયાળામાં અને ઠંડીમાં વધારે થાય છે અને તેથી જે વેદનામાં એ સૂચવાય છે તે વેદના ગરમીથી અને દાબવાથી આરામ પામનાર હોય છે.

મજ્જાતન્તુની વેદના ( Nerve-pain ) માટે આ ક્ષારનો નં. ૬ સાથે સંબંધ છે. મજ્જાતન્તુના વ્યાધિમાત્રનો પ્રદેશ આ બે ક્ષારે પોતાવચ્ચે વહેંચી લીધેલો છે. તેથી એ વેદનામાં આ બંનેનો પ્રસંગે ઉપયોગ પડે છે. જે વેદના શીતલતાથી મટે તે નં. ૬ ને સૂચવે છે અને ઉષ્ણતાથી મટે તે નં. ૮ને સૂચવે છે. અજીર્ણમાં આ ક્ષાર ઉપયોગનો છે. વળી નં. ૧સાથે એ સંબંધવાળો છે તેથી જ્યારે નં. ૮ની ન્યૂનતા શરીરમાં થાય છે ત્યારે શરીરયંત્ર નં. ૮ને બદલે નં. ૧ના અણુઓથી પોતાનું કામ લે છે તેથી નં. ૧ની ન્યૂનતા થાય છે. માટે નં. ૮થી સહેજ સહેજ આરામ થાય પણ સાફ સારૂં, એ સૂચવાયા છતાં, નહિ થઇ જાય તો ત્યાં નં. ૧ આપવાની જરૂર રહે છે. આ ક્ષાર નં. ૪ અને નં. ૩થી વિરોધી અસરવાળો છે. નં. ૪ અને નં. ૩ સંકોચ કરવા આપવામાં આવે છે ત્યારે આ વિકાસ કરવાને અપાય છે.

આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિઓ આ પ્રમાણે છેઃ

(૧) આંચકી, તાણ અથવા ગંટ. સ્નાયુની અને મજ્જાતન્તુઓની તંગ સ્થિતિને દૂર કરવા ( Antispasmodic ). (૨) મજ્જાતન્તુની વેદના. અતિશય વેદના. (Anti-pain, anodyne). (૩) પેટમાં વાયુનો સંચય. (૪) જે વેદનામાં બીસનું ભાન થતું હોય અથવા જે વેદના રહી રહીને થતી હોય.

ખાસીએતઃ—જમણી બાજુએ, ઠંડીથી, ઠંડા પવનથી, રાત્રિના પવનથી જે વેદના વધતી હોય અને દબાવવાથી અથવા શેક કરવાથી કે ઉષ્ણુતા લગાડવાથી કે બેવડા વળવાથી જેમાં આરામ થતો હોય તે આ ક્ષારને ખાસ કરીને સૂચવે છે.

આ ક્ષાર નીચેનાં ચિન્હો તથા વ્યાધિઓમાં સાધારણ રીતે વપરાય છેઃ—

ઇન્દ્રિયભ્રમ, રડું રડું થઇ રહેવું, વસ્તુઓને એક સ્થાનેથી બીજે સ્થાને ફેરવ ફેરવ કરદી કરતો હોય તો; રહી રહીને થતી તીક્ષ્ણ શિરોવેદના, ઠંડા પવનથી થયેલી શિરોવેદના, માથું સખત બાંધવાથી આરામ જણાતો હોય તેવી શિરોવેદના. આંખ આગળ તનખા દેખાવા, અતિશય ખોડો, માથાના પાછલા ભાગનો દુઃખાવો, આંખ-

આગળ વિવિધ રંગ દેખાવા, એકને બદલે બે વસ્તુ દેખાવી, ડોળા સંકોચાવા, આંખે મજ્જાતન્તુની નબળાઇને લીધે ઝાંખ મારવી, આલકું જેવું, કળતર, ચૂંટ; કાનમાં ચસકા મારવા, કાનની અંદરના ભાગમાંના વ્યાધિમાત્રમાં [ આ ક્ષારનો વિચાર કરવો ]; ગંધનું ભાન જતું રહેવું, વારાફરતી નાક વહેવું અને બંધ થઇ જવું; ચહેરામાં કળતર—ખાસ કરીને જે કળતર જમણી બાજુનું હોય, બપોરપછી બે વાગે અને રાત્રે પથારીમાં સુવાથી વધતું હોય; મોઢું વારંવાર વાંકું વળ્યા કરવું, જીભ તોતડાવી, દાંતખીલી, શીતલ જલ પીવાથી અથવા દાતણ અડકવાથી વધતી દાંતની વેદના, દાંતની અતિશય વેદના, દાંત આવતાં થતા ઉપદ્રવો, જ્વરવિના તાજુ થતી થતા; કંઠમાળ [૪૦૦x]; ગળાનું અથવા છાતીનું ભીસાવું, પેટમાં અથવા પેઢુમાં ચુંક, મરડો, ગુલ્મવાયુ, ચત્તા સુઇ નહિ શકાય તેવી પેટમાં કે પેઢુમાં થતી વેદના, પિત્તપાષાણની વેદના કોલેરા કે અતિસારમાં વંટ, અર્શની અતિશય વેદના, રહી રહીને દસ્ત ઉતરવો [ બંધકોશ ], મરડાઇને પાણી જેવો દસ્ત થવો, પેટમાં અથવા પેઢુમાં વાયુનો ગડગડાટ, મૂત્રની અવ્યવસ્થા કે જેમાં રહી રહીને પીશાબ થતો હોય, પીશાબ ઓછો થવો, રાત્રિએ વારંવાર પીશાબ કરવા ઉઠવું પડવું, મૂત્રમાં ફોસ્ફેઇટ પ્રમાણકરતાં વધારે અથવા ઓછાં હોવાં, અતિકામવૃત્તિ; આર્તવ વખતે આવતી ચુંક, સ્ત્રિઅંડમાં કળતર, પીડિતાર્તવ, પ્રસવસમયે રહી રહીને આવતી પીડ [ ૧x વારંવાર ], સૂતિકાજ્વરમાં આંચકી, ગર્ભસ્થાનનો સંકોચ, ઓર રહી જવી; નઠારી ઉધરસ, ઉટાંટીયું, સર્વ પ્રકારની સખત ઉધરસ, હેડકી, દમ; હૃદયશૂલ, રક્તાશયની ફડક, આખે શરીરે ચૂંટ, ખરજ, ક્ષયમાં જ્યારે કેલ્કેરીઅસ ડિપોઝિટ થાય ત્યારે, કેન્સરમાં પ્રધાન ઔષધ [ પ્રથમ ઉંચી પાવરનું અને પછી હલકી પાવરનું ], સાએટિકા, જ્ઞાનતન્તુ અને ગતિતન્તુમાત્રને પુષ્ટિ આપવા અને વ્યવસ્થિત કરવા—વગેરે વિવિધ વ્યાધિમાં એ વપરાય છે.

આ બારે ક્ષાર ઉષ્ણ જલસાથે લેવામાં આવે છે તો ઘણી વહેલી અસર કરે છે અને તેમાં પણ આ ક્ષાર બને ત્યાં સુધી ઉષ્ણ જલસાથે જ લેવા જરૂર છે. અડચણને લીધે પાણીવિના એમ ને એમ કે ઠંડા પાણીમાં લેવામાં આવે તો તેથી એની અસર જતી રહેતી નથી. ડો. સુસ્લર ૬x પાવરનો આ ક્ષાર વાપરવાની ભલામણ કરે છે પણ એ પાવરમાં એ કામ નહિ કરતો જણાય ત્યાં ઘણી વાર ૨x અથવા ૩x વાળો આરોગ્યકર જણાયો છે. ગુલ્મવા-

સુમાં ડા. મોરગન ૩૦x નો વાપરવા ભલામણ કરે છે, પણ સાધારણ મત એવું છે કે જ્યારે હલકી પાવરવાળું ઔષધ કામ નહિ કરે ત્યારે ચઢતી પાવરવાળું વાપરવાથી લાભ થાય છે તેથી તે નિયમની જ ભલામણ ઘણુંખરા કરે છે.

આ ક્ષારના વિરૂદ્ધ ઔષધમાં નં. ૪ અને નં. ૩ છે અને તે જ પ્રમાણે બેલાડોના, જેલસેમ, લેકેસિસ પણ વિરૂદ્ધ છે. તેથી નં. ૮ ના અધિક પ્રમાણુથી જણાતી અગવડતા એ વિરૂદ્ધ ઔષધથી શમે છે.

વેદનામાં આ પ્રમાણે ચિકિત્સા કરાય છે:—

નં. ૫: જે વેદના દાબવાથી અને ગરમીથી વધે તેમાં. નં. ૧:—નં. ૮ જેવાંજ ચિન્હો, પણ વધારેમાં એ કે તે ભાગ બહેર મારી ગયા જેવો લાગે.

નં. ૭: અમુક અંતરે થયા કરતી વેદના.

નં. ૯: અમુક અંતરની સાથે અમુક સમયે જ પાછી થતી વેદના

નં. ૪: ઠંડીથી આરામ થતી વેદના.

નં. ૬: પ્રત્યેક વંટ, વેદના પછી દરદી વિશેપ દુર્બલ થયેલો જણાય ( નં. ૮ નો દરદી દેખાઇતો ઠીક જણાય છે: )

---

# પ્રકરણ ૯.

---

## નં. ૯. ( નેટ્રમ મ્યુર. NAT. MUR. ).

### નામોવગેરે.

નેટ્રમ મ્યુરિએટિકમ, સોડિઅમ ક્લોરાઇડ, ક્લોરાઈડ ઓફ સોડિઅમ, કોમન સોલ્ટ, ટેબલ સોલ્ટ, મીઠું ( લવણ ) ઇત્યાદિ આ ક્ષારનાં નામો છે અને NaCl એ રાસાયનિક સંજ્ઞા છે. જગતમાં સર્વત્ર એ નીકળે છે અને પોતાથી ત્રણ ગણા પાણીમાં એ ઓગળી જાય છે. દારૂમાં એ ઓગળી જતું નથી. પાણીમાં નહિ ઓગળી જનારા એવા ઘણા પદાર્થો જેવા કે નં. ૧ નો ક્ષાર આદિ મીઠાના પાણીમાં ઓગળી જાય છે.

### ગુણસ્વભાવ.

શરીરના ઘન અને પ્રવાહી સર્વ અવયવમાં આ ક્ષાર રહેલો છે

અને એનું મુખ્ય કામ તે તે વસ્તુમાં રહેલા જલની વ્યવસ્થા રાખવાનું છે. સોડિઅમ નામની ધાતુના ત્રણ ક્ષાર આ શાસ્ત્ર વાપરે છે–ક્લોરાઇડ, ફોસ્ફેઇટ અને સલ્ફેઇટ, અને એ ત્રણની અસર સારી રીતે ધ્યાનમાં રાખવાજેવી છે. સોડિઅમ ક્લોરાઈડ એટલે નં. ૯ તે તે પદાર્થમાંથી પાણી જતું ન રહે અને તે શુષ્ક થઇ નહિ જાય તેમ વ્યવસ્થા કરે છે; તેમ જ એક સ્થળે જલનો સંચય અધિક થાય અને બીજે સ્થળે જલ ઓછું થઇ જાય તેમ થવા દેતો નથી. નં. ૧૦ એટલે ફોસ્ફેઇટ લેક્ટિક એસિડને પૃથક્કરણ કરી શરીરમાં કંઇક પાણીને ઉત્પન્ન કરે છે અને સલ્ફેઇટ એટલે નં. ૧૧ વધેલા પાણીને બહાર કાઢી નાંખે છે. તેથી પાણીને નિયમમાં રાખવું એ નં. ૯ નું કામ છે, બહાર કાઢી નાંખવું એ નં. ૧૧ નું અને પાણીને ઉત્પન્ન કરવું એ નં. ૧૦ નું કામ છે. આથી સ્પષ્ટ સમજાય છે કે નં. ૯ અને નં. ૧૧ આ અંશમાં વિરોધી છે, છતાં પ્રસંગે બંનેનો સાથે—વારાફરતી ઉપયોગ કરવામાં આવે છે, કેમકે જે ઉપયોગી જલ છે તેને સંગ્રહી રાખવું એ નં. ૯ નું કામ છે, અને નકામા જલને બહાર કાઢી નાંખવું એ નં. ૧૧ નું કામ છે. વળી શરીરના પ્રત્યેક પોટામાં ( Cell ) સોડા રહેલું છે. વિવિધ પોટાની અથવા સેલની વચ્ચે રહેલા પ્રવાહી પદાર્થમાં સોડિઅમ ક્લોરાઇડ છે. એ સોડિઅમ ક્લોરાઇડમાંના ક્લોરાઇનને સેલમાં રહેલું સોડા આકર્ષે છે અને તેથી સેલમાં સોડિઅમ ક્લોરાઇડ થાય છે અને એ જલને આકર્ષે છે અને તેને લીધે એ સેલ મોટું થાય છે અને પછી વિભક્ત થઇ નવા સેલને ઉત્પન્ન કરે છે. આ પ્રકારની ક્રિયાને લીધે જ્યારે સેલની સંખ્યા કોઇ પણ ભાગમાં અથવા આખા શરીરમાં ( જેમકે પાંડુરોગમાં ) ન્યૂન થાય છે ત્યારે નં. ૯ આપવાથી નવાં સેલ રચાય છે. જો સેલની વચ્ચે રહેલા પ્રવાહી દ્રવમાંનું સોડિઅમ ક્લોરાઇડ સેલમાં આકર્ષી લેવાતું નથી તો એ સોડિઅમ ક્લોરાઇડ પોતાના સ્થાનમાં જલને આકર્ષે છે અને તેથી તે ભાગમાં જલનો સંચય વધારે થાય છે અને આવી રીતે જલોદર આદિ વિવિધ, અધિક જલને સૂચવનાર વ્યાધિઓ થાય છે. આ અધિક જલવાળી સ્થિતિમાં દરદીને ખારા પદાર્થો ખાવાની ઇચ્છા થાય છે અને એ ઇચ્છા આ ક્ષારની ન્યૂનતા સૂચવે છે. આહારમાં વધારે મીઠું ખાવામાં આવે તો તેથી આ તંગી દૂર થતી નથી કેમકે એ પ્રકારનું મીઠું તે મનુષ્યોનો આહાર છે, સેલનો આ-

ક્ષાર નથી. સેલ તો આ ઔષધરૂપ ક્ષારને ( નં. ૯ ને ) જ ગ્રહણ કરી પચાવી શકે છે. સેલવચ્ચેના પ્રવાહીમાં વધેલું મીઠું ઘણી વાર મુખમાં ખારાશનું ભાન કરાવે છે તેથી એ ભાન પણ આ ક્ષારને જ સૂચવે છે.

જ્યારે આ ક્ષારની ન્યૂનતા થાય છે ત્યારે શરીરના વિવિધ અવયવોમાંથી—આંખ, આંતરડું, મુખઆદિમાંથી, જલ વહે છે અને રસપડમાં જલ ભરાય છે, તેથી તે સર્વ પણ આ ક્ષાર આપવાથી મટે છે. આ રીતે મુખમાંથી પાણી વહેવું, આંખમાંથી પાણી ઝરવું, પાણીજેવો અતિસાર થવો ઇત્યાદિ જલની અવ્યવસ્થાના સર્વ વ્યાધિમાં આ ઔષધરૂપ છે.

આ ક્ષારમાં ક્લોરાઇન આવવાથી એવડે શરીરમાં હાઇડ્રોક્લોરિક એસિડ થાય છે તેથી અજીર્ણ, જન્તુહનનઆદિ કામમાં પણ એ ઉપયોગી છે.

હોમીયોપથીના નિયમથી જોતાં આ પ્રમાણે છેઃ મર્યાદા ઉપરાંત મીઠું ખાવામાં આવે તો આ પ્રકારનાં ચિન્હો થાય છેઃ-(૧) સ્વરરજ્જુ જાડી થઈ બહેર મારી જાય છે અને સાદ ઘણું કરીને બેઠેલો જ રહે છે. (૨) ફીકો અને મીણીઓ ચહેરાનો દેખાવ; તે સાથે ત્વચાની શુષ્કતા કે જે પરસેવો છૂટવી થતાં જતાં રહે છે. (૩) બંધકોશ અથવા જીર્ણ અતિસાર. (૪) ચરબીની વૃદ્ધિ. (૫) રુધિરનું પાતળું થઈ જવું, રક્તાભિસરણ ધીમું થવું અને શરીરની ઉષ્ણતા કમી થવી. (૬) ખોડો, ત્વચાના વિવિધ વ્યાધિઓ, ગડ, ગુમડ વગેરે. તેથી આ સર્વ વ્યાધિઓ તથા ચિન્હો આ નં. ૯ ને સૂચવનાર હોમીયોપથીના નિયમ પ્રમાણે થઇ રહે છે.

આ ક્ષાર શારીર અવયવોના ફેરફાર—એકબીજામાં રૂપાન્તર સત્વર કરે છે અને ( મૂત્રમાં ) યુરીઆને બહાર કાઢે છે અને તેથી કરીને ગાંઠ, આંતરડાં અને ત્વચાના વ્યાધિમાં એ ઔષધરૂપ થઈ પડે છે. એની અસર રક્તનો જલીય ભાગ તથા લાલ અણુઓ, રસવાહિની શિરાવ્યૂહ ( Lymphatic system ), પચનેન્દ્રિયનું શ્લેષ્મપડ, યકૃત્ અને પ્લીહપર ખાસ કરીને છે. યકૃત્ તથા પ્લીહ અને પચનેન્દ્રિયના સ્નાયુને એ ઉત્તેજિત કરે છે અને દઢતા આપે છે. ક્વીનાઇનની માઠી અસરને તરત જ શમાવે છે તથા દંશઉપર ખાસ ઔષધ છે. કીડી, મંકોડા, વીંછી આદિના દંશપર એ લગાડવામાં આવે છે તથા ખાવામાં અપાય છે તો તેની દના શમીને

જાય છે. સર્પદંશમાટે એનો પ્રયોગ કરેલો કોઇ સ્થલે દૃષ્ટ નથી છતાં વીંછીના દંશઉપર અકસીર ઉપાય તરીકે ચાલે છે. સર્પદંશઉપર એની અસર બધી હકીકત જોતાં હોવાનો ઘણો સંભવ દેખાય છે છતાં તે પ્રયોગથી સિદ્ધ કરવી જોઇએ. સગર્ભા સ્ત્રીના તથા રજસ્વલાના અવયવના વ્યાપારસંબંધના ઘણા ખરા વ્યાધિઓમાં આ ક્ષાર જ ઉપાયરૂપ છે.

આ ક્ષારને સૂચવનાર ચિન્હ તથા સ્થિતિઓ આપ્રમાણે છેઃ—

(૧) જીભ સ્વચ્છ અથવા પાતળા થરવાળી હોવી અને બાજુએ પરપોટાજેવું દેખાવું, અથવા સાફ સુકી અને દાઝી ગયા જેવી દેખાવી અને અતિશય પાણી શરીરના ગમે તે સ્થાનમાંથી વહેવું. (૨) અતિશય થુંક આવવું, જલમય અથવા સહેજ મ્યુકસથી મિશ્રિત ઉલટી થવી અથવા અતિશય તૃષા લાગવી. (૩) રુધિર અથવા દૂધ અતિશય પાતળું પાણીજેવું થવું. (૪) અતિશય તંદ્રા અથવા નિદ્રા. (૫) આંખ, મોઢું, પેટઆદિ ગમે તે ભાગમાંથી અતિશય પાણી નીકળવું, અને તેસાથે ઇતર ભાગમાં સુકાશ જણાવી. (૬) ત્વચાના રોગમાં જે ફોલ્લી થાય તેમાં સ્વચ્છ પાણી ભરાવું અથવા ચૂંટ આવવી અથવા સાફ પાતળી પોપડી ઉખડવી. (૭) અમુક કાલને અંતરે, નિયમિત સમયે વેદના થયા કરવી. (૮) કવીનાઇન અને ઝેરી દવાના દીર્ઘ સેવનથી થયેલા ઉપદ્રવો. (૯) ઝાડા અથવા પીશાબ પછી બળતરા થવી. (૧૦) રક્તાભિસરણની મંદતા જેથી હાથપગ ટાઢા લાગવા અથવા નાડીનો ધબકારો આખા શરીરમાં સંભળાવો. (૧૧) શરીરના ગમે તે એક ભાગમાં શુષ્કતા અને બીજામાં અતિશય પાણી વહેવું. (૧૨) શરીરબહાર નીકળતા પદાર્થો–જેવા કે પરસેવો, મૂત્ર, થુંક વગેરેમાં ખારાશ હોવી, ખારો સ્વાદ મુખમાં લાગવો, મીઠાની ઇચ્છા થવી.

ખાસીએતઃ—દરીઆકીનારે અથવા ખારાશવાળી હવામાં જે વ્યાધિઓ વધે, જે સવારમાં અને ઠંડી હવામાં વધે અને સાંજના ભાગમાં જેમાં વિશેષ મીઠું ખાવાની ઇચ્છા થાય તેમાં સુધારો જણાય, તે આ ક્ષારને સૂચવે છે.

આ ક્ષાર એટલા બધા વ્યાધિઓમાં વપરાય છે કે તેનો ખ્યાલ અનુભવથી જ આવી શકે તેમ છે. એમાંથી કેટલાક વ્યાધિઓ તથા ચિન્હો નીચે પ્રમાણે છેઃ—ભવિષ્યની નિરાશા, નિરુત્સાહપણું (જેમ

જેમ આશ્વાસન આપીએ તેમ તેમ તે વધે), સંનિપાત, અતિશય ક્રોધશીલતા, દારૂથી થતો વાનો ચાળો, ઉદાસી; અતિશય શિરોવેદના કે જેને લીધે આંખ ગળે, માથું ધ્રુજવું, આધાશીશી ૧૨x (નં. ૧૧), ફેફરૂં (૪૦૦x અને ૨૦૦૦x, નં. ૫ પછી) આર્તવસમયે થતી શિરોવેદના, હથોડા મારતા હોય તેવી શિરોવેદના, લુ લાગવી, ખોડો, તાલ પડવી (૧x ઉપર લગાડવું), આંખે ઝાંખ વળવી, આંખમાં છારી બાઝવી અથવા ફુલું પડવું (ટીપાં પાડવામાં તથા ખાવામાં) આઇરીસનો વરમ, વાંચતાં ઝાંખ વળવી એટલે અક્ષરો એકબીજામાં પેશી જતા દેખાવા, કૃષ્ણ મંડલપરનાં ચાંદાં (સ્ક્રોફ્યુલસ), ક્ષયશીલ દરદીના આંખના વ્યાધિઓ, આંખ ગળવી, ખીલ (નં. ૫ ખાસ ઉપાય છે), આંખના સ્નાયુની નબળાઇ (ખાસ ઉપાય છે); આંખનું જલ વહી જવાની જે નળી છે તેનો સંકોચ થઇ તે બંધ થઇ જવી (Stricture of lachrymal duct); ચાવતાં કાનમાં ચીરાતો હોય તેવો અવાજ થવો; કર્ણકંડુ, કર્ણશૂલ; જીર્ણ શ્લેષ્મ તથા તત્કાલના શ્લેષ્મમાં પાણી વહે તે સ્થિતિમાં, કાનમાં પોપડી બંધાઇ જવી, નીચે વળતાં અથવા ઉધરસ ખાતાં નસકોરી ફુટવાનો હેવા, એક તરફનું નાક બંધ થઇ જવું; બરો મૂતરી જવો, થુલીયું (થુંક બહુ આવતું હોય ત્યારે, નહિ તો નં. ૫), જીભપર વાળ હોય તેવું ભાન થયા કરવું, દાંતની શિથિલતા, ગળાના ભાગમાં ભીસ અને શૂલ, દમ ચઢવો (૪૦૦ x અને ૨૦૦૦ x એક વાર અઠવાડીયામાં આપવાથી ઘણીવાર મટી જાય છે), ખાધા પછી હૃદયઆગળ બળતરા થવી, પેટમાં બળતરા થવી, દસ્ત અને મૂત્ર પછી બળતરા થવી, બંધકોશ (૪૦૦x), પાણીજેવો અતિસાર, મલની શુષ્કતા, અતિશય પીશાબ થવો, પીશાબમાં લોહી નીકળવું, નપુંસકપણું, પીશાબ રોકી નહિ શકાવો, વહેલો દેખાતો આર્તવ, આર્તવની પીડા તથા અવ્યવસ્થા, રજોદર્શન પૂર્વે થતી ઉદાસી (૩૦x), વૃષણકોશની કંડુ, અંતર્મળ, યોનિકંડુ; યોનિની શુષ્કતા, પ્રદર, ગર્ભસ્થાનના અવયવોના વ્યાધિઓ; નાડી ઝડપથી ચાલવી તથા વચ્ચે વચ્ચે અટકી જવી તથા ડાબી બાજુએ સુવાથી વિશેષ અવ્યવસ્થિત થવી, પક્ષાઘાત, અવયવોનું રહી જવું, હીસ્ટીરીઆની નબળાઇ, વારંવાર શ્લેષ્મ થઇ આવવો, અતિશય નિદ્રા આવ્યા કરવી અથવા તંદ્રા જણાવી, રાત્રિએ અતિશય પ્રસ્વેદ થવો, કવીનાઇનના અતિશય સેવન પછી આવતો

તરીઓ તાવ; ચોથીયો તાવ, ત્વચાના જીર્ણ રોગો, ત્વચાના રોગ-માત્ર જેમાં પાણી નીકળતું હોય અથવા બળતરા થતી હોય અથવા સુકાપણું લાગતું હોય, શિલસ્થ, ખરજવું; દંશ, જલોદર આદિ જલસંચય દર્શાવતા વ્યાધિઓ, પાંડુરોગ, સારી રીતે ખાતાં છતાં સુકાતાં જવું, રસવાહિની શિરાગૂહની ગ્રંથિના વ્યાધિઓ—વગેરે વગેરે.

સર્વ વ્યાધિ જેમાં ઉપર બતાવેલાં સૂચક ચિન્હોમાંથી કોઇ મળે ત્યાં આ ક્ષાર આપો જોવો. આ ક્ષાર શરીરમાં રહેલા નકામા થયેલા પદાર્થોને જલદ્વારા બહાર કાઢી નાંખવામાં ઉપયોગી છે.

આ ક્ષાર અને નં. ૧૧ નો વિવેક બરાબર કરવાની જરૂર રહે છે કારણ કે બંનેમાં ઘણાં ચિન્હો સમાન હોય છે મુખમાં કડવું, વાસ મારતું અને મ્યુકસવાળું પાણી આવ્યા કરવું એ નં. ૯ નું ચિન્હ છે, ને નં. ૧૦ ના ચિન્હમાં પણ મુખમાં પાણી આવવાનું છે પણ તે ખાટું અને દાહ કરતું હોય છે.

ડૉ સુસ્લર ૬x પાવરનો આ ક્ષાર વાપરતા. હોમીયોપથી સંસ્થાના ડાકટરોનો અભિપ્રાય ૩૦xથી ઉંચી પાવરનો જ સર્વદા વાપરવાનો છે. ડૉ. વોન્ડર ગોલ્ટઝ ૧x થી ૩x અને ૪૦૦x તથા ૨૦૦૦x નો વાપરવાની ભલામણ કરે છે. બને ત્યાં એ બહાર તથા અંદર બંને સ્થાને વાપરવો—એટલે ચોપડવામાં, પોતાં મૂકવામાં. ટીપાં પાડવામાં, કોગળા કરવામાં ઇત્યાદિ રીતે પણ જ્યાં વાપરી શકાય ત્યાં વાપરવો અને ખાવાનો તો મુખ્ય છે જ.

રજસ્વલાને થતો માથાનો દુઃખાવો જો અધિક રજસ્ નીકળતું હોય તો નં. ૭ને સૂચવે છે અને પ્રમાણથી ન્યૂન રજસ નીકળતું હોય તો નં. ૯ને સૂચવે છે. જન્તુથી થતા દંશમાં નં. ૪ તથા નં. ૬નો ઉપયોગ પણ નં. ૯ની સાથે થાય છે. નં. ૯ને મળતું હોમીયોપથીમાં લાઇકોપોડિઅમ છે અને નં. ૯ની અસરને પૂર્ણ કરવા ઘણી વાર એની જરૂર પડે છે. લાલ રક્તવાહિનીમાંના જલના સમીકરણમાટે નં. ૯ જોઇએ છે અને ભૂરી રક્તવાહિનીમાંના જલની વ્યવસ્થામાટે નં. ૧૧ ની જરૂર પડે છે. ખોરાકમાં અધિક મીઠું ખાવાથી થતી અસરને હોમીયોપથીમાં ફોસફરસ દૂર કરે છે અને ખારા પાણીથી સ્નાન કરવાથી થતી અસરને દૂર કરવા આર્સેનિક વપરાય છે. શ્લેષ્મપડનો સિલ્વર નાઇટ્રેટથી દાહ થયો હોય તો તેની અસરને નં. ૯ દૂર કરે છે.

———:૦:———

# પ્રકરણ ૧૦.

## નં. ૧૦. ( નેટ્રમ ફોસ. NAT. PHOS. )

### નામો વગેરે.

નેટ્રમ ફોસ્ફોરિકમ, સોડિઅમ ફોસ્ફેટ, નેટ્રિ ફોસફસ, ફોસ્ફેટ ઓફ સોડા ઇત્યાદિ આ ક્ષારનાં નામો છે અને $Na_2HPO_4 12(H_2O)$ એની રાસાયનિક સંજ્ઞા છે. સોડિઅમ કારબોનેટ—પાપડીઓ ખારો અને ઓર્થો ફોસ્ફોરિક એસિડ ભેગાં કરવાથી આ ક્ષાર બને છે. એમાં સ્વભાવથી જલના ૧૨ અણુપુંજ રહે છે. પોતાથી ૭ ગણા ટાઢા પાણીમાં અને એવડા ઉના ખખળતા પાણીમાં એ ઓગળી જાય છે, દારૂમાં ઓગળતો નથી. આ દવાને ઔષધરૂપે વાપરવામાટે એના પર હોમીયોપથીના નિયમથી ક્રિયા કરવામાં આવે છે. આ ઔષધને સખત બુચ દીધેલી શીશીમાં રાખી મૂકવું સારૂં છે.

### ગુણસ્વભાવ.

આ ક્ષાર રુધિર, સ્નાયુ, મજ્જાતન્તુ અને મસ્તિષ્કના પોટામાં ( સેલમાં ) તથા સેલોના મધ્યમાં રહેલા પ્રવાહીમાં રહેલો છે. આ ક્ષારની મુખ્ય અસર લેકટિક એસિડ અને યુરિક એસિડપર છે. એ બે ખાટા પદાર્થનું એ પૃથક્કરણ કરી નાંખે છે અને તેથી રુધિરમાં વધેલી ખટાશ તથા તજ્જન્ય ઉપદ્રવ તરત જ શમે છે. આથી ખાટા પદાર્થો ખાવાથી, ખાંડ સાકર ખાવાથી તથા દુધથી જે વ્યાધિઓ થાય છે તે સર્વને આ ક્ષાર શમાવે છે. બાલકો કે જેનો આહાર મુખ્યપણે દુધ અને ખાંડશાકરનો હોય છે તેને માટે આ જ ઔષધ છે અર્થાત્ તેમના ઘણુખરા વ્યાધિમાં માત્ર આ ઔષધ બસ થાય છે. આ ક્ષારને લીધે જ રુધિરમાં યુરિક એસિડ વ્યવસ્થામાં રહે છે. આ ક્ષારની ન્યૂનતા થવાથી એ યુરિક એસિડ સોડાસાથે મળી જઇ યુરેટ ઓફ સોડા થાય છે અને પગનો નજળો અથવા સંધિવા વગેરેને ઉત્પન્ન કરે છે. તેથી સંધિવા તથા નજળોમાં અને એને લીધે આવતા જ્વર વગેરેમાં આ ક્ષાર ઉપાયરૂપ છે. વળી પિત્તને જાડું થતું આ ક્ષાર અટકાવે છે અને તેથી કરીને કમળો વગેરે પિત્તજન્ય વ્યાધિને અટકાવનાર છે. કૃમિ ખાસ કરીને લેકટિક એસિડપર જ જીવે છે તેથી કૃમિનો આહાર આ ક્ષાર નાશ કરે છે એટલે કૃમિ ભૂખે મરી જાય છે. તેમ જ શરીરમાં અમર્યાદ લેકટિક

એસિડ નહિ થવા દેવાથી આ ક્ષાર કૃમિને થતાં અટકાવે છે. વળી ચરબીનું પૃથુકૃકરણ પણ આ ક્ષાર કરે છે, તેથી ઘી વગેરે ચરબી-વાળા પદાર્થોથી થતા અજીર્ણાદિ વ્યાધિમાત્રમાં એ અપાય છે. આ ક્ષારને ખાટા એલ્બ્યુમેનસાથે રાસાયનિક સ્નેહ છે તેથી એ એલ્બ્યુમેનસાથે મળી તેને શુદ્ધ રૂપમાં લાવે છે (નં. ૧ને એલ્બ્યુમેનસાથે અને નં. ૫ને ખાટા નહિ એવા એલ્બ્યુમેનસાથે સ્નેહ છે). ચરબીની વૃદ્ધિ થઈ હોય ત્યાં નં. ૬ અને ૭નો પૂર્વે પ્રયોગ જણાવ્યો છે. નં. ૭નો સંબંધ તૈલસાથે હોવાથી એ તૈલને વ્યવસ્થિત કરે છે, નં.૬ ચરબીમાં રૂપાન્તર થયેલું દૂર કરે છે, અને નં.૧૦ ચરબીને સાબુના રૂપમાં આણે છે અને તેથી નવી ચરબી થતી અટકાવી શકે છે. જે જે વ્યાધિમાં એલ્બ્યુમેન નીકળતું હોય તેમાં આ ઉપયોગનો છે. નં. ૧ને ઓગાળી નાંખનાર ખટાશ જ છે અને તેથી નં. ૧ની તંગી ક્યારે થાય છે કે ઘણું કરીને નં. ૧૦ની તંગી થઇ હોય છે ત્યારે. તેમ જ નં.૧૦ની તંગી થવાથી થોડા વધારે વખતમાં નં. ૧ની તંગી પણ થઇ રહે છે. તેથી એ બંને ઔષધો પરસ્પરના સહાયકારક છે. ક્ષયરોગની આરંભની ભૂમિકામાં આ વપરાય છે—જ્યારે કેલ્કેરીઅસ ડિપોઝિટ થાય છે ત્યારે નં. ૮ અને ત્યારપૂર્વે નં. ૧૦. ક્ષય થવાનો સંભવ જેને હોય, જેને બોચીમાં ગાંઠા દેખાતા હોય તેને આ આપવાથી ક્ષયનો સંભવ દૂર થાય છે અને એ ગાંઠા મટે છે. અતિશય સખત નહિ એવી ગાંઠમાં પણ અત્ર કહેલા નિયમથી જ આ ક્ષાર અસર કરનાર છે. પચનશક્તિને દૃઢ કરવા નં. ૪ અને નં. ૧૦ કંઇક સમયસુધી નિયમસર લેવાની જરૂર રહે છે. નાનાં બાલકોની આંખ આવે છે તેમાં નં. ૧૦ બસ છે અને આંચકી વગેરેમાં નં. ૮ની સાથે આ નં. ૧૦ આપવો સારો છે. એ યકૃત્‌ના વ્યાપારને ઉત્તેજિત કરે છે અને જે અવયવો પચનક્રિયામાં કામમાં આવે છે તેને બલ આપે છે. મસ્તિષ્કને અને મજ્જાતન્તુને આ ક્ષાર અદ્ભુત બલ આપનાર ગણાય છે.

આ ક્ષારની અસર અસ્થિ અને ગ્રંથિઓ, ફેફસાં તથા પેઢુમાં રહેલા અવયવોપર પણ છે. થોડા પ્રમાણમાં આ ક્ષારને ત્વચામાં પીચકારીથી દાખલ કરવામાં આવે છે તો તે મોરફાઇન ખાવાની ઇચ્છાને દૂર કરે છે અને તેથી એ ટેવ મૂકાવવાને આ મોટા ઔષધરૂપ છે.

આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિઓ આ પ્રમાણે છે:—

(૧) ખાટો તામ્રજેવો સ્વાદ, ખાટી ઉલટી, ખાટો ગંધાતો પરસેવો ( જ્વર વગેરેમાં ), મૂત્રમાં એસિડની વૃદ્ધિ. (૨) અતિશય લાલ પીશાબ, ખાટો ગંધાતો લીલાશ પડતો અથવા રતાશ પડતો અથવા તેલના જેવો પ્રવાહી ઝાડો થવો. (૩) ઉલટીમાં દહીંના જેવું અથવા ફોદાં ફોદાં જેવું નીકળવું, અથવા દળેલી કાફીજેવી ઉલટી. (૪) જીભ ઉપર પાતળો, ભીનાશવાળો મધના રંગનો થર ( જીભના પાછલા ભાગમાં ), અથવા ક્રીમના જેવો મુખના પૃષ્ઠનો દેખાવ. (૫) શ્લેષ્મપડમાંથી નીકળતા રસનો સુવર્ણના જેવો પીળો અને ક્રીમના રંગને મળતો રંગ, અથવા એ રસથી આસપાસની તથા જ્યાં એ લાગે ત્યાંની ત્વચા આળી થઈ જવી, કંડુસાથે ત્વચાની લાલાશ અથવા પીળી પાતળી પોપડી ઉખડવી. (૬) સર્વ પ્રકારના સંધિવા, ગંડમાળ, ક્ષય અને કૃમિના ઉપદ્રવો. (૭) ધાવણાં બાલકોની આંખ દુઃખવી આદિ વ્યાધિઓ. (૮) ગાંડ ( અતિશય સખત નહિ થયેલી ). ચાંદાં. (૯) પરૂ થવું. (૧૦) ડાબે પડખે સુવાથી વધતી વેદના.

આ ક્ષારના ગુણસ્વભાવ ઉપર જણાવ્યા છે તેઉપરથી એ કયાં કયાં વાપરવો તે વધારે સ્પષ્ટ થાય તેમ છે, છતાં સાધારણ રીતે આ વ્યાધિઓમાં એ વપરાય છેઃ—

નજીવી વાતમાં ચીડીઓ સ્વભાવ, બીકણ પ્રકૃતિ; તાળવાપર થતી શિરોવેદના, એસિડ વધવાથી આવતી ચકરી; આંખમાંથી પીળા ચીકણા ચીપડા નીકળવા, નાનાં બાલકોના વ્યાધિઓ ( દુધ અને ખાંડની અધિકતાથી થતા લેકટિક એસિડને તથા તજ્જન્ય વ્યાધિમાત્રમાં ), બાલકોની આંખ દુઃખવા આવવી (૧૨x), આંખ ગળવી અને બળતરા થવી, કૃમિને લીધે ઝાલકું જોવું, આંખ આગળ તનખા દેખાવા, ખીલ ( જ્યારે તે નાના બ્લિસ્ટર જેવા દેખાય ત્યારે ), ક્ષયના સંભવવાળાની આંખના વ્યાધિઓ (૪૦૦x), આંખ આગળ પડદો નાંખ્યો હોય તેવી ઝાંખ વળવી; કાન બહારથી આળો થવો, બળવો અને ચૂંટ આવવી, નાક આગળ ચુંટ ( કૃમિને લીધે હોય તો ), નાક આગળ દુર્ગંધ મારવી; ચહેરા આગળનું કળતર, ફીક્કો અને ભુરાશ મારતો ચહેરો, મુખમાં તામ્રના જેવો અથવા ખાટો સ્વાદ, જીભના ટેરવાપર વાળ લાગેલો હોય તેવું ભાન થયા કરવું, બોલતાં અચકાઇ જવું; રાત્રે દાંત કકડાવવા; શ્લેષ્મ અથવા ઉધરસમાં પાછળના નસકોરામાંથી ઘટ્ટ પીળો રસ નીકળવો; પિત્તપાષાણ ક્રતો અટકાવવા, જઠરમાં ખટાશની વૃદ્ધિ તથા તેને લીધે થતું ઉપર

દર્શાવેલું વમન, જઠરમાં ખાધા પછી બે કલાકે થતી વેદના, પિત્તની ન્યૂનતાથી ભારે ખોરાક ન પચવો; અતિશય ખટાશથી થતો બંધકોશ તથા અતિસાર, પેઢુમાં ગડગડાટ—જે ડાબે પડખે સુવાથી વધે, દસ્ત ખાટો ગંધાતો અથવા લીલો, કૃમિ, ધોળા રંગના અથવા લીલા રંગના ઝાડા વધારે થવા અને સાથે કોઇક વાર કમળો થવો, હઠીલો બંધકોશ, પ્રમેહની પ્રથમ ભૂમિકા, મધુપ્રમેહ, વારંવાર પીશાબની હાજત થવી અને પીશાબ રહી રહીને મહેનતવડે ઉતરવો, સંધિવાસાથે પીશાબ શ્યામલાલ થવો, મૂત્રાશય હીનબલ થઇ જવું ( Atony ), મૂત્રાશયનો વરમ ( આ ખાસ ઉપાય છે ), ધાતુ પાતળો પાણી જેવો થઇ રહેવો, ઉપસ્થપર ચુંટ આવવી, વૃષણમાં અને તેની રજ્જુમાં તાણજેવું ભાન થવું, ગર્ભસ્થાનમાં નબળાઈ તથા દુઃખાવો, યોનિમાંથી ખટાશવાળો રસ નીકળવો અને તે સાથે વંધ્યાપણું, પ્રદર—જ્યારે તેમાં મધ કે ક્રીમ જેવો રસ નીકળે ત્યારે, સગર્ભાદશામાં સવારે દહીં જેવું વમન થવું; ક્ષય ( આરંભની ભૂમિકા ), દાબવાથી અથવા ઉંડો શ્વાસ લેવાથી વધતી છાતીથી વેદના, રક્તાશયની ફડક અને સાથે શરીરના જૂદા જૂદા ભાગમાં નાડીનો અવાજ સંભળાવો; ગળાની ગ્રંથિનો સોજો, કંઠમાળ, પહોંચી વગેરે સાંધાના ભાગમાં દુઃખાવો, સ્ત્રીસંસર્ગનાં સ્વપ્નાં, દિવસના ભાગમાં પગ ટાઢા લાગે અને રાત્રે તળીઆં બળે, ત્વચા ઉખડી જવી, આખે શરીરે ચેળ, ત્વચાના વ્યાધિમાત્ર—જ્યારે ઉપર દર્શાવેલો રસ નીકળે અથવા પોપડી ઉખડે ત્યારે, બાલકોનું સુકાઇ જવું, દરીઓ લાગે તેમાં, દારૂથી થતો ગાઉટ, વગેરે વ્યાધિઓ. પુરુષને સ્વપ્નામાં વીર્યસ્ખલન થાય તે માટે આ ક્ષાર ૩૦xનો અકસીર ઉપાય મનાય છે.

ડૉ. સુસ્લર ૬x નો આ ક્ષાર વાપરતા; ડૉ. મોરગન ૩૦xનો વાપરે છે. ડૉ. વોન્ડર ગોલ્ટઝ ૧૨x, ૬૦x અને ૪૦૦x એ ત્રણની ભલામણ કરે છે.

---

## પ્રકરણ ૧૧.

### નં. ૧૧. ( નેટ્રમ સલ્ફ. NAT. SULPH.)

નામોવગેરે.

નેટ્રમ સલ્ફેઇટ, સોડિઅમ સલ્ફેઇટ, સોડી સલ્ફસ, ગ્લેબરસ

સોલ્ટ, સલ્ફેઈટ ઓફ્ સોડા ઈત્યાદિ આ ક્ષારનાં નામ છે અને $Na_2\ SO_4\ 10\ (H_2O)$ એ એની રાસાયનિક સંજ્ઞા છે. દરીયાના પાણીમાં, ખારા ઝરામાં, રશિઆના ખારા સરોવરમાં વગેરે વિવિધ સ્થલે આ ક્ષાર તૈયાર રૂપમાં જ મળી આવે છે. સાધારણ મીઠાને ગંધકના તેજાબસાથે મેળવવાથી આ ક્ષાર તયાર થઇ શકે છે.

ગુણસ્વભાવ.

આ ક્ષારની એક મુખ્ય અસર પૂર્વે નં. ૯ ના પ્રસંગમાં જણાવ્યાપ્રમાણે શરીરમાં રહેલા જલપર છે. શરીરમાં ૭૦ ટકા જેટલું પાણી છે અને તેને વ્યવસ્થામાં રાખનાર નં. ૯ છે. જ્યારે રુધિરમાં, વિવિધ અવયવોમાં તથા અન્ય પ્રવાહી પદાર્થોમાં જે પ્રમાણમાં પાણી હોવું જોઇએ તે કરતાં વધારે થાય છે ત્યારે તે વધેલું પાણી વિવિધ ઉપદ્રવ કરે છે. ઉનાળામાં તથા શરદ્ઋતુમાં સખત તાપને લીધે પાણી વરાળરૂપ થઈ ઉંચે ચઢે છે અને તે શ્વાસદ્વારા રુધિરમાં પ્રવેશી જલની વૃદ્ધિ કરે છે. આ વધેલા જલને લીધે અતિસાર થાય છે, વિષૂચિકા (કોલેરા) થાય છે, પિત્તજ્વર આવે છે વગેરે વ્યાધિઓ પ્રતીત થાય છે. તેમ જ નં. ૧૦ લેક્ટિક એસિડને પૃથક્કરણ કરી જલ ઉત્પન્ન કરે છે. જ્યાંસુધી શરીરમાં જોઇતા પ્રમાણમાં આ નં. ૧૧નો ક્ષાર હોય છે ત્યાંસુધી એ નિરુપયોગી પાણીને બહાર કાઢી નાંખે છે અને તેથી પાણીની વૃદ્ધિ થવા પામતી નથી અને તે તે વ્યાધિઓ થતા નથી. પણ એની ન્યૂનતા થવાથી એ જલ શરીરમાં રહી વિવિધ ઉપદ્રવો કરે છે. આ સર્વ ઉપદ્રવ થતા અટકાવનાર તથા થયેલાને શમાવનાર આ નં. ૧૧ નો ક્ષાર છે. ઉનાળામાં તથા શરદ્માં, તેમ જ પિત્તજ્વર, કોલેરા આદિનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે રોજ નં. ૧૧ એક વાર લેવામાં આવે તો તે માણસને એ ઉપદ્રવ થવાનો સંભવ ઓછો આવે છે. તરીઓ તાવ, રીમિટંટ જ્વર, પિત્તજ્વર, ઇન્ફ્લ્યુએનઝા, પિત્તનો અતિસાર, રતવા. કોલેરા, જલોદર ઈત્યાદિ વિવિધ વ્યાધિમાં આ ક્ષાર આ હેતુથી ખાસ ઔષધરૂપ છે.

આ અંશમાં આ ક્ષાર નં. ૯થી વિરોધી અસરવાળો છે. બન્ને ક્ષાર જલને આકર્ષે છે પણ તે જૂદા આશયથી, નં. ૯ ઉપયોગી જલને આકર્ષી તેને બહાર જવા દેતો નથી અને નં. ૧૧ નિરૂપયોગી જલને આકર્ષી તેને બહાર કાઢી નાંખે છે. વળી નં. ૯ જલના આકર્ષણદ્વારા સેલની સંખ્યામાં વધારો કરે છે અને નં. ૧૧ લ્યુકો-

સાઇટમાંથી જલ ખેંચી લઈ તેનું પૃથક્કરણ કરી નાંખે છે. આથી નં. ૧૧ લ્યૂકીમીઆને ( એ વ્યાધિમાં લોહીના રાતા અણુઓ કરતાં શ્વેત અણુઓ વધી જાય છે અને એમાં પ્લીહનો સોજો અથવા રસવાહિનીશિરાવ્યૂહની ગ્રંથિનો સોજો થાય છે ) મટાડે છે.

મૂત્રવાહક નળીના એપિથેલિઅમના સેલનો વ્યાપાર આ ક્ષાર વધારે છે તેથી તેમાં અધિક મૂત્ર રુધિરમાંથી ખેંચાઇ આવે છે. આથી આ ઔષધ મૂત્રલ છે ( Diuretic). નં. ૧૦ મૂત્રપિંડના વ્યાપારની વૃદ્ધિ કરે છે અને તેથી એ પણ કંઇક અંશે મૂત્રલ ઔષધ છે.

આ જ પ્રકારે પિત્તવાહક, પેનક્રીઅસ અને આંતરડું એના એપિથેલિઅમ ( ત્વચા )ના સેલઉપર પણ આ ક્ષારની અસર છે. એ વ્યાપર વધવાથી પિત્ત બરાબર નીકળે છે, નીકળેલું પિત્ત એક સ્થલે સંચિત થઈ ગડબડાટ ન કરતાં આંતરડામાં થઇ દસ્તમાં વહ્યું જાય છે. આથી પિત્તજન્ય વ્યાધિઓ આ ક્ષાર મટાડે છે. નં. ૫ યકૃતને ઉત્તેજિત કરે છે અને પિત્ત વધારે કઢાવે છે, નં. ૧૧ વધેલા પિત્તને શમાવે છે, પિત્તને જાડું થઇ જવા દેતો નથી અને પિત્તવાહક નળી-માંથી નીકળતા પિત્તને બહાર કાઢી પોતાને માર્ગે વહેતું કરે છે. નં. ૧૧ની આ સર્વના મજ્જાતન્તુપર અસર છે.

મૂત્રાશયના જ્ઞાનતન્તુને જાગ્રત્ કરનાર પણ આ જ ઔષધ છે તેથી એ તન્તુઓ જાગ્રત્ થવાથી મૂત્રત્યાગનું ભાન દરદીને થાય છે અર્થાત્ પીશાબ ઉંઘમાં થઇ જતો નથી. મૂત્ર નીકળતું જ-રચાતું જ બંધ થઇ જાય ( Suppression of urine ) તો ત્યાં પણ આ જ ક્ષાર પ્રધાનપણે ઔષધરૂપે વપરાય છે. મધુમેહ પ્રેનક્રીઅસનો રસ ઓછો નીકળવાથી થાય છે તેથી એમાં આ ખાસ ઔષધ છે.

મોટા આંતરડાના ગતિતન્તુ આ ક્ષારની ન્યૂનતાથી શિથિલ થઇ રહે છે ત્યારે એ આંતરડું મળને બહાર કાઢવાની ક્રિયા કરી શકતું નથી. એ સમયે આ ક્ષાર આપવાથી બંધકોશ તથા વાયુની ચુંક થયેલી હોય તે મટે છે.

આ ક્ષાર (૧) ઉપરની ત્વચાના સેલનો ઉત્તેજક છે તથા (૨) જ્ઞાનતન્તુ અને ગતિતન્તુનો ઉત્તેજક છે તથા તેને બલ આપનાર છે તેથી નર્વટૉનિક અને સ્ટિમ્યુલંટ છે.

સૂક્ષ્મતમ જે શરીરસ્થ શિરાઓ (Capillary) છે તેમાંથી લોહી પોતાની મેળે અથવા શસ્ત્રક્રિયામાં અથવા કંઇ વાગવાથી નીકળે છે

અને તે બીજા ઉપાયે બંધ થતું નહિ હોય તો ત્યાં દોઢ ગ્રેઈન સોડિઅમ સલ્ફેટ વાપરવાથી બંધ થાય છે. આ જ હેતુથી અતિઆર્તવમાં આ ક્ષાર ઉપાયરૂપ છે.

આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિઓ આ પ્રમાણે છે:—

( ૧ ) શરીરના કોઈ પણ ભાગમાં જલનો અધિક સંચય ( જેમકે જલોદર, વૃષણની કોથળીપર પાણીવાળો સોજો વગેરે ). (૨) શરીરના કોઈ પણ ભાગમાંથી પીળો પારૂજેવો પદાર્થ નીકળવો અથવા પીળી પોપડી ઉખડવી. (૩) જીભના મૂળ આગળ મેલો લીલાશ પડતો અથવા લીલો અને બદામીમિશ્રિત થર જણાવો, અથવા મોઢામાં કડવો સ્વાદ લાગવો. (૪) લીલાશ પડતો અને પાતળો બળખો નીકળવો ( નં. ૭ પછી ). (૫) લીલો દસ્ત અર્થાત્ પિત્તની અધિકતાવાળો ઝાડો, ઉલટીમાં પિત્ત નીકળવું ( કડવી પીળી ઉલટી થવી ). (૬) આ મૂત્રલ ઔષધ છે. (૭) વારંવાર વાસ મારતો ચીકણો બળખો કાઢવાની જરૂર પડવી. (૮) સવારે પાતળો દસ્ત થવો. (૯) મગજપર લોહી ચઢવાનો હેવા.

ખાસીએત:—કોઈ પણ રૂપમાં પાણી ગ્રહણ કરવાથી વ્યાધિની વૃદ્ધિ થવી, પાણીવાળાં શાકભાજી અથવા મત્સ્ય ખાવાથી વૃદ્ધિ દેખાવી, શરદી અને ભેજવાળા સ્થાનમાં તથા એવી હવામાં વૃદ્ધિ થવી અને સુકી ખુલ્લી હવામાં આરામ જણાવો; તાપને લીધે થતાં ચિન્હો, ડાબે પડખે સુવાથી ચિન્હો વધવાં*. સવારમાં વૃદ્ધિ પામતાં અને સાંજના ૪ પછી આરામ પામતાં ચિન્હો.

આ ક્ષાર રોજ આવતો જ્વર, તરીયો અથવા એકાંતરો તાવ, સાદો જલોદર ( નં. ૯ ), પગનો નજળો, રીમિટંટ તાવ, મધુમેહ, ઇડીમા ( ત્વચા અથવા શ્લેષ્મપડની નીચે પાણી ભરાઇ થયેલો સોજો ), પિત્તને લીધે નિદ્રાનો અભાવ, પિત્તની અવ્યવસ્થા, પીશાબમાં રેતી જવી, પથરી, પિશાબ ઓછો થવો અથવા બંધ થઇ જવો, ઉપદંશ, મેલેરીયાજન્ય મનાતા વ્યાધિઓ, પીળો તાવ, કોલેરા,

* આ પ્રમાણે સર્વ હોમીયોપથીના ગ્રંથમાં આ ક્ષારની આ ખાસીએત ગ્રુનિંગપ્રમાણે આપેલી છે. ડો. સુસ્લર એ ગ્રુનિંગને સ્વીકારતા નથી. ઘણે પ્રસંગે જમણી તરફની શિરોવેદના, જમણે પડખે સુવાથી આવતી ચક્કરી, જમણે પડખે સુવાથી જણાતી પેટુની અવ્યવસ્થા એ સર્વ આ ક્ષારને સૂચવનાર છે.

જમણી બાજુનો માથાનો દુઃખાવો, ઇત્યાદિ વ્યાધિને મટાડે છે.

આ ચિન્હો તથા વ્યાધિમાં એ વપરાય છેઃ—આત્મઘાત કરવાની વૃત્તિ, ક્રોધી પ્રકૃતિ (પિત્તને લીધે), સંગીતથી અને ખાસ કરીને કરુણરસપ્રધાન ગાયનથી વધતાં ચિન્હો (જે સવારમાં વધારે દેખાય છે તે), આશાભંગપણું, પડવાથી અથવા માથાને વાગવાથી થતાં માનસ અવ્યવસ્થાનાં ચિન્હો; જઠરની અવ્યવસ્થાથી થતી પિત્તપ્રયુક્ત ચકરી અથવા ફેર, ઓળતાં વાળ આગળ થતો દુઃખાવો; મોટા બ્લિસ્ટર જેવા ખીલ—જ્યારે દાહક પાણી આંખમાંથી વહે ત્યારે, આંખનાં પોપચાંની ધારઆગળ દાહ, સવારમાં આંખ ચોટી જવી; કર્ણમાં થતો ઘંટાનાદ, વિદ્યુતના જેવી કર્ણશૂલ, આર્તવસમયે ફુટતી નસકોરી, ઔપદંશિક નાસિકાવ્રણ, નાક સીડાઈ જવું, નાક સુકું લાગવું તથા તેમાં બળતરા થવી, ચહેરા ઉપર પાણી ભરાયેલી ફોલ્લીઓ; મુખ ચીકણું અથવા કડવું લાગવું, લાલ જીભ અને બળતરા થાય તેવા ટેરવાપર ફોલ્લા થવા; તમાખુ પીવાથી અને ઠંડી હવાથી સારો થનાર દાંતનો દુઃખાવો, અવાળુમાં બળતરા; શ્લેષ્મવિકારો—જ્યારે ઘણો, જાડો અને ચીકણો ધોળો બળખો પડે અથવા લીલાશ પડતો બળખો પડે ત્યારે, દરેક સાંજરે તૃષા લાગે, પેટ મોટું અને ભારે લાગે અને વારંવાર ઉલટી અથવા ઉબકા થાય, પિત્તનું વમન, પવનની ચુંક (પેઢુમાં) જે સિગમોઈડ ફ્લેક્ષરના ભાગમાં વધારે જણાય અને આહાર ગ્રહણ કરતા પૂર્વે પેટ ખાલી હોય ત્યારે વધારે જણાય, જલોદર, યકૃતના વ્યાધિઓ, કમળો, પેટનો ચડાવો, જમણે પડખે શરૂ થઇ પેઢુના ભાગમાં પ્રસરતી વાયુની ગુંચનો દુઃખાવો, વૃદ્ધ સ્ત્રીઓને પ્રાતઃકાળમાં જણાતો જીર્ણ અતિસાર, ગુદા તથા ઉરૂની વચ્ચેના ભાગમાં મસા જેવા ફોલ્લા; પીશાબમાં પિત્તનું આધિક્ય, ગુરદાનો જીર્ણ વરમ, પીશાબમાં ઇંટના ભૂકાના રંગજેવો પદાર્થ જવો, પીશાબ કરતાં બળવું, અતિશય પીશાબ થવો—ખાસ કરીને મધુમેહમાં, પીશાબસાથે પરૂ અને શ્લેષ્મ જેવો પદાર્થ પડવો, ઔપદંશિક કોનડિલોમેટા, જીર્ણ પ્રમેહ, પ્રમેહ દબાઇ જવો, યોનિના ભાગમાં સોજો તથા ફોલ્લીઓ થવી, ખટાશવાળો પ્રદરનો રોગ, સગર્ભાનું પ્રાતઃકાલનું વમન જો કડવો સ્વાદ સાથે હોય તો; સાદ બેશી જવો, શરદીમાં વધતો દમનો વ્યાધિ, છાતીમાં બળખો બોલ્યા કરવો, છાતીપર હાથ દબાવી રાખવાથી ન્યૂનબલ

જણાતી ઉધરસ, શરદીમાં શ્વાસ લેતાં થતી મુઝવણ; મેરુદંડનો મેનિન્જાઇટિસ ( ખાસ ઉપાય ), ડાબે પડખે શૂલ, નખના મૂલ આગળ વરમ થવો તથા પાકવું, પગની આંગળીઓની કંડુ, સાયેટિકા ( બેઠા પછી અથવા સુતા પછી ઉભા થતાં લાગતો હોય અથવા કોઇ પણ સ્થિતિમાં આરામ ન જણાતો હોય તો ), સંધિવા; ઘુંટણ આગળ ખાસ કરીને શ્રમ જણાવો, આખા શરીરની ધ્રૂજારી, ઉંઘમાં હાથ પગનો સંકોચ વિકાસ થયા કરવો, લખતાં હાથ ધ્રૂજવા; ઉંઘની શરૂઆતમાં ઘણાં સ્વપ્નાં આવવાં અને ભય પામી જાગ્રત્ થવું; આંખ, ખોપરી, છાતી ઇત્યાદિ ભાગમાં મસા થયા કરવા, ખરજવું, ફોલ્લીમાત્ર જેમાં પાણીજેવો પીળો રસ ભરાયેલો હોય તેમાં, ઉરૂના બહારના ભાગમાંનાં ચાંદાં, રતવા, ઘણા લાંબા વખતનું ભગંદર, પહેરેલાં વસ્ત્રો કાઢવાથી આવતી ચેળ, વગેરે. આ ક્ષાર ક્ષયવાળા રોગીને આપવાથી તે ક્ષય આગળ વધતો અટકે છે–ખાસ કરીને આંતરડાનો ક્ષય હોય તો.

બંધકોશ, અમુક અંતરે આવતા જ્વર આદિ ચિન્હો, મધુમેહ, મૂત્રપિણ્ડના વ્યાધિઓ, યકૃત્ના વ્યાધિઓ, પિત્તની કોથળીના વ્યાધિઓ, પેન્ક્રીઅસના વ્યાધિઓ, ગુલ્મ, અતિસાર, કોલેરા, પીશાબ બંધ થવો, એપેન્ડીસાઇટિસ, રતવા, જીર્ણ પ્રમેહ–એ વ્યાધિઓમાં આ પ્રધાન ઔષધ છે. આ ક્ષાર મેલેરીઆને હણનાર છે અર્થાત્ એન્ટીમેલેરીઅસ છે તેથી મેલેરીઅસ જ્વર, શિરોવેદના આદિમાં ખાસ વપરાય છે. આ સાથે દરાજના ઉપર અકસીર ઉપાય છે પણ તે માટે ૬૦૦x અથવા તેથી વધારે પાવરનો લાંબે અંતરે એક એક વાર આપવાનો હોય છે.

આ ક્ષાર નહિ જોઇતો હોય અને ત્યાં આપવામાં આવ્યો હોય છે તો કોઇ કોઇ વાર નસકોરી ફોડે છે.

સાધારણ રીતે ૬x પાવરમાં વાપરવા ડો. સુસ્લર ભલામણ કરે છે. બીજા ડોકટરો ૨xથી ૧૨xસુધીનો તથા પ્રસંગપરત્વે ૩૦x,૬૦x,અને ૪૦૦xનો વાપરે છે.

# પ્રકરણ ૧૨.

---

## નં. ૧૨. ( સિલિકા, સિલિશીઆ. )

## SILICA, SILICEA.

### નામોવગેરે.

સિલિકા, સિલેક્સ, સિલિસિક ઓકસાઇડ, શુદ્ધ ચકમકપાષાણ અથવા ક્વાર્ટ્ઝ, સિલિસિઅસ માટી ઇત્યાદિ આ ક્ષારનાં નામો છે અને $Si\ O_2$ એ એની રાસાયનિક સંજ્ઞા છે. સિલિકા તથા સોડિઅમ કારબોનેટ એ બેને સાથે ઓગાળવાથી એ ક્ષાર તૈયાર થાય છે.

### ગુણુસ્વભાવ.

આ ક્ષાર અંશતઃ રુધિર, પિત્ત, મૂત્રમાં રહેલો છે, સાત ટકા જેટલો ઇંડાની સપેતીમાં રહેલો છે અને ત્વચા, વાળ તથા નખમાં વધારે પ્રમાણુમાં છે. આસાથે શરીરસ્થ સંયોજકજાલમાં રહેલો છે અને તેને લીધે મજ્જારજ્જુ, મસ્તિષ્ક અને મજ્જાતન્તુપર એની અસર થાય છે. અસ્થિ, સાંધા, ગ્રંથિઓ, ત્વચા, શ્લેષ્મપડ આદિ શારીર સકરણુ અવયવોપર આ ક્ષારની અસર છે. એની અસર ઉંડી અને દીર્ઘ સમય રહેનારી છે. જે શારીરબાંધો બરાબર પોષાયેલો નથી ત્યાં આ ક્ષાર અપાય છે.

આ ક્ષારની મુખ્ય અસર પરૂ ઉપર થાય છે. ગડ, ગુમડું, પાઠું, ફોલ્લા આદિ ગમે તે ભાગમાં થયાં હોય ત્યાં પાકવાપર આવે છે તો તે સત્વર પાકી જાય અને પરૂ બહાર નીકળી જાય તે—માટે આ ક્ષાર અપાય છે. પોટિસના સાથે આ ક્ષારનો લેપ થાય છે, પોટિસમાં આ ક્ષાર નાંખી એમિશ્રિત પોટિસ બંધાય છે તો વહેલું પાકી જાય છે. આ સર્વમાં નં. ૫ની ભૂમિકા પછી અને નં. ૨ની પૂર્વે આ ક્ષારનો ઉપયોગ થાય છે. પાકી ગયા પછી અને પરૂ નીકળી ગયા પછી રૂઝ આણુનાર નં. ૨ છે અને સત્વર પકાવવા-માટે નં. ૧૨ છે. જે ગુમડામાં લોહી ભરાયું હોય તેને આ ક્ષાર વિખેરી નાંખે છે અને આ દરદમાં નં.૧ પછી એ અપાય છે. પગનો જીર્ણ નજળો તથા જીર્ણ સંધિવામાં આ ક્ષાર વપરાય છે. પગનો પરસેવો શમી જાય છે તો આ ક્ષાર આપવાથી તે પાછો થાય છે અને તેથી આડકતરી રીતે આમ પરસેવો શમી જવાથી જે જે વ્યાધિ થાય છે તે સર્વમાં ( જેવા કે મોતીયો, પક્ષાઘાત

વગેરે ) એ ઉપાયરૂપ છે. કોઇ પણ વ્યાધિમાં તથા ક્ષયમાં અતિશય પ્રસ્વેદ રાત્રિના ભાગમાં થાય તો તેને આ ક્ષાર મટાડે છે.

આ ક્ષારને સૂચવનાર ચિન્હો તથા સ્થિતિઓ આપ્રમાણે છે:–

(૧) પરૂ નીકળવું અથવા પાકપાર ચઢવું. (૨) જે વેદનામાં ઠંડી અથવા ગરમીથી આરામ નહિ થાય અથવા જે પગે શરદી લાગવાથી થએલી હોય. (૩) પગે વાસ મારતો પ્રસ્વેદ થવો. (૪) રાત્રિએ તથા પૂર્ણિમાના સંધિમાં અને પૂર્ણિમાપર અને ખુલ્લી હવામાં વધારે થતાં તથા ઉષ્ણતા અને પવન વિનાના ઓરડામાં આરામ પામતાં ચિન્હો. (૫) લોહી ગંઠાઈ જવું. (૬) સંયોજકજાલ, બાહ્યત્વચા તથા નખના જીર્ણ વ્યાધિઓ. (૭) પાષાણ જેવા ગડ—ગુમડ. (૮) લાંબા વખતનો પક્ષાઘાત. (૯) અવયવોનું સુકાઈ જવું. (૧૦) આ ક્ષારને લીધે, હાનિકારક પદાર્થોને બહાર કાઢી નાંખવાનું બલ સેલ્સમાં આવે છે.

આ ક્ષાર આ શાસ્ત્રમાં વપરાય છે અને તેનાં ચિન્હો ડૉ. સુસ્લર પ્રમાણે ઉપર સંક્ષેપમાં કહ્યાં છે. તે સાથે હોમીયોપથીસંસ્થામાં પણ આનો ઉપયોગ કરાય છે. અને તે સંસ્થાના અભિપ્રાય પ્રમાણે બીજી બધી વાત બરાબર લઇએ તો જાડા શરીરવાળાનો આ ક્ષાર છે. આ ક્ષાર શરીરમાં ક્ષીણતા થતી અટકાવે છે અને તેથી ગંડમાળ તથા સુકતાનમાં વપરાય છે–ખાસ કરીને અસ્થિના ભાગના વ્યાધિમાં, પગ અતિશય ટાઢા રહે તો ત્યાં, કપાળના ભાગમાં અતિશય પ્રસ્વેદ થતો હોય ત્યાં આ ક્ષાર ઉપાયરૂપ છે. સિલિશીઆનો દરદી નિરુત્સાહ રહે છે, કલાકના કલાકસુધી રડતો રહે છે, વાત કરતાં રડે છે, સહેજ સહેજ ભૂલ થતાં તેને મોટું રૂપ મનમાં આપી પોતાના દોષ જોઇ મનમાં બળ્યા કરે છે, અતિહઠીલા સ્વભાવનો, કજીઆખોર અને મહેનત કરવાને આળસુ હોય છે; ચકરી આવતાં તે આગળ અથવા ડાબે પાસે પડી જાય છે, તેને વારંવાર અને મોટા ફેર આવે છે, રાત્રિના ભાગમાં વિશેષ થતી બોચીથી તે તાળવાસુધીની શિરોવેદના તેને થાય છે; આંખ ઝાંખ મારે છે, ખોપરીનો ભાગ ભાળો રહે છે: કપાળપર અને સાંજના ભાગમાં પ્રસ્વેદ અધિક થાય છે, જથાબંધ વાળ ખરી પડે છે, માથાના ઉપરના ભાગમાં અતિશય ચૂંટ આવે છે, આંખનાં પોપચાં બળે છે; અક્ષર બરાબર દેખાતા નથી, સખત પ્રકાશ આંખ ખમી શકતી નથી, શ્રવણની તીક્ષ્ણતા થાય છે, કર્ણમાં ઘંટાનાદ સંભળાય છે,

ગ્રંથિશોફ તથા નાકની ચૂંટ થાય છે, અને નાકની દાંડી રાતી થાય છે અને ગળે છે, અઠવાડીયાના અઠવાડીયા સુધી શ્લેષ્મની પીડા પહોંચે છે, ચહેરાપર ખીલ થાય છે, ત્વચામાં ચાંદાં તથા વ્રણ થાય છે, ઉષ્ણ આહાર ખાતાં સખત દાંતની વેદના થાય છે, ટાઢું પાણી પીવાથી દાંતનો દુઃખાવો વધતો જણાય છે, અવાળુ પાકે છે, મોં થુંકથી ભરેલું રહે છે, સ્વાદ કડવો વાસમારતો ચીકણો અને ખાટો પણ લાગે છે, રૂચિ બિલકુલ થતી નથી, માત્ર વાસી અથવા ટાઢા પદાર્થોજ ખાવા માગે છે, ભૂખ મરી ગયેલી હોય છે અને તૃષા અતિશય લાગે છે, પેટમાં સીસું ભર્યું હોય તેવો ભાર લાગે છે, બંધકોશસાથે ચુંક નાંખે છે, અતિસાર વિના પેડુમાં વાઢકાપ થાય છે, પેટ ઉનું લાગે છે અને ફુલેલું જણાય છે, પેડુમાં સખત ગડબડાટ થાય છે, જમણે પડખે વેદના થાય છે, દસ્ત કટકે કટકે અને સખત થાય છે. પાયુ મળને બહાર કાઢી શકતી નથી, પાયુના ભાગમાં શૂલ જણાય છે, મૂત્ર બેભાનમાં થઇ જાય છે, મૂત્રમાં પીળી રેતી જણાય છે, ઉનવા બળે છે, રાત્રિએ વારંવાર પેશાબ કરવા જવું પડે છે, વૃષણકોશપર અતિશય પ્રસ્વેદ તથા ચુંટ થાય છે, કામવૃત્તિ વૃદ્ધિ પામે છે અથવા જતી રહે છે, આર્તવ થોડો અને વહેલો દેખાય છે, આર્તવના સમયમાં પગનાં તળીઆં વિશેષ ટાઢાં થાય છે વગેરે. આ સર્વ ચિન્હોમાં આ ક્ષાર વાપરવામાં આવે છે. નાની વયમાં તાલ પડી જવા માડે છે તો તેને ત્યાંથીજ અટકાવે છે.

જે વેદના પ્રકાશ, અવાજ તથા હાલવા ચાલવાથી વધે છે તે આ ક્ષારને સૂચવે છે. અંતરમાં શીતનું ભાન થવું, ઠંડી હવાની અસર થઇ જવી, જેમાં અતિશય ગરમીથીજ આરામ થાય છે તે પણ આ ક્ષારને સૂચવે છે. દીર્ઘ અસ્થિનો સડો, સ્ક્રોફ્યુલસ શરીરનું મોં આવવું, નાક ગળવું, મૂત્ર કોથળીનો જીર્ણ વરમ, દાઝવું ( જો સેપ્ટિક થઇ જાય છે તો ), ગ્રંથિનો સોજો—એટલામાં આ ક્ષાર નં. ૧૦ પછી અપાય છે ( આમાં નં. ૨ પણ જોવો ). પથ્થરનું કામ કરનારનો દમ, નિદ્રા જતી રહેવી ( નં. ૬ પછી ), અર્ધાંગવાયુ, અસ્થિનું ભગંદર. કાન પાકવા, એપોપ્લેક્સી ( ૩૦x વાપરવું ઉત્તમ છે ), અંતર્ગળ ( નં. ૧૧ પછી ), રસોળી ( ૪૦૦xતથા ૨૦૦૦x), ફેફરૂં ( રાત્રિએ જણાતું ), કેન્સર ( નં. ૭ અને નં. ૯ પછી )—આ વ્યાધિમાં આ ક્ષાર વપરાય છે.

આ ક્ષાર કેવા ક્રમથી અસર કરે છે તે હજી નિર્ણય થયું નથી છતાં એનાં ચિન્હો વિસ્તારથી હોમીઓપથીસંસ્થાનાં પુસ્તકોમાં મળી આવે છે. અત્ર ચિકિત્સાપ્રકરણમાં પ્રસંગપરત્વે એનો ઉપયોગ સૂચવાયો છે.

ડૉ. સુસ્લર આ ક્ષારને ૧૨xનો વાપરવા ભલામણ કરે છે છતાં કોઈ કોઇ ૬xનો પણ વાપરે છે. હોમીઓપથીસંસ્થા ૧૨x અને તેથી ઉંચી પાવરનો જ વાપરે છે. ડૉ. વોન્ડર ગોલ્ટઝ ૧૨xથી ૩૦x સુધીનો સાધારણ તથા ૪૦૦x અને ૨૦૦૦xનો પ્રસંગપરત્વે વાપરવાનું જણાવે છે. આ ક્ષાર બહાર લગાડવામાં તથા ખાવામાં એમ બંને રીતે વપરાય છે.

---

## વધારો ૧.

## ક્ષારોનો પરસ્પર વિરોધ.

નં. ૭ તથા નં. ૪ નો નં. ૮ વિરોધી છે અને તે સંકોચ વિકાસના વિષયમાં. નં. ૮ સ્નાયુનો તથા રક્તવાહિની શિરાઓનો વિકાસ કરે છે તથા નં. ૩ અને નં. ૪ સંકોચે છે. નં. ૫ પણ ભૂરી રક્તવાહિનીને સંકોચે છે અને તેથી નં. ૮ તેનો વિરોધી છે. તેથી એવે સ્થળે આમાંથી એક નંબર આપવાથી વિરોધી અસર જણાય તો ત્યાં તેનો વિરોધી આપી જોવો.

આમ છતાં કેટલીક વાર એ વિરોધી ગણાતા ક્ષારો સાથે પણ અપાય છે; જેમકે હાથપર રક્તવાહિની નાડી જાડી થઇ હોય તો ત્યાં એ ચિન્હ આ રીતે થઇ શકે છે: કાં તો લાલ રક્તવાહિની વિકાસવાળી ઢીલી થઈ ગઈ હોય તો લોહીનો તેમાં જમાવ થઇ રહે છે; અથવા તો ભૂરી રક્તવાહિની સંકુચિત થઇ ગઇ હોય તો તેમાં જોઇએ તેટલી ત્વરાથી રક્તનું અભિસરણ થતું નથી અને તેથી તેને લીધે લાલ રક્તવાહિનીમાંથી જે રક્ત ત્વરાથી વહેતું જોઇએ તે ત્વરાથી વહેતું નથી અને તેથી એ રક્તવાહિનીમાં દોષ નહિ છતાં ત્યાં રૂધિરનો જમાવ થઇ રહે છે. અથવા તો આ બંને હેતુઓ સાથે વિદ્યમાન થવાથી એજ ચિન્હ થાય છે. તેથી આ ચિન્હમાં જો પ્રથમ હેતુ હોય છે તો નં. ૪ અથવા નં. ૩ એકનો બસ થાય છે, દ્વિ-

તીય હેતુ હોય તો નં. ૮ એકલો બસ થાય છે; પણ ઉભય હેતુ હોય તો નં. ૪ અને નં. ૮ બંને ત્યાં ચોપડવા પડે છે. તેથી આવી રીતે વિરોધી ગણાતા ક્ષારોનો સાથે પણ ક્વચિત્ ઉપયોગ કરવો પડે છે. સાધારણ મનુષ્યો ઔષધ આપી જોવાથી જ હેતુઓનું નિદાન કરી શકે છે.

નં. ૮ અને નં. ૬ મજ્જાતન્તુના વિષયમાં વિરોધી છે. નં. ૮ ઉત્તેજિતને શાન્ત કરે છે ત્યારે નં. ૬ જીવનશક્તિ વિનાના થએલા એ તન્તુને ઉત્તેજિત કરે છે. ખરૂં જોતાં તો નં. ૧,૪,૫, ૧૧,૯,૬ એ કોઇ કોઇ પ્રકારના ઉત્તેજક ક્ષારો છે અને નં. ૮ એ મુખ્ય શાન્ત કરનાર ક્ષાર છે. તેથી એ અંશમાં એ બધાનો નં. ૮ સાથે વિરોધ ગણાય તેમ છે.

નં. ૫ અને નં. ૧૧ યકૃતના સંબંધમાં વિરોધી જેવા છે. નં. ૫ યકૃતને ઉત્તેજિત કરી અધિક પિત્તને કાઢે છે ત્યારે નં. ૧૧ આંતરડાને ઉત્તેજિત કરી તે પિત્તને આગળ કાઢી નાંખે છે. આથી નં. ૫ થી વધતા વિકારો ઘણીવાર નં. ૧૧થી શમે છે. ૧૦૦ ની અંદર જ્વર હોય તો ત્યાં પણ આ વિરોધનો લક્ષ રાખવો પડે છે.

નં. ૧૧ અને નં. ૯ એ બંને જલના સંબંધમાં વિરોધી જેવા છે. સાધારણ રીતે ક્લોરાઇડ અને સલ્ફેઇટ વિરોધી છે તેથી નં. ૫ અને નં. ૯ એના નં. ૭ અને નં. ૧૧ વિરોધી છે. ફોસ્ફેઇટમાં નં. ૮ બીજા ફોસ્ફેઇટનો વિરોધી છે.

નં. ૧૦ અને નં. ૯ એસિડના પ્રસંગમાં વિરોધી જેવા છે. નં. ૧૦ એસિડને દૂર કરે છે ત્યારે નં. ૯ જઠરમાં જઈ હાઇડ્રોક્લોરિક એસિડને ઉપજાવે છે. આમ છતાં જઠરમાં એસિડિટી વધી હોય ત્યારે આ બંનેનો પ્રયોગ કરાય છે. કારણ કે નં. ૧૦ એ વધેલી એસિડિટીને દૂર કરે છે. પણ કેટલીક વાર એનાથી એસિડિટી દૂર થતી નથી ત્યારે નં. ૯ વડે ઉપજતું હાઇડ્રોક્લોરિક એસિડ મિનરલ એસિડ હોવાથી જઠરના વનસ્પતિ એસિડને દૂર કરે છે. નાડીની અવ્યવસ્થા ઘણીવાર જાઠર એસિડને લીધે થાય છે. ત્યારે આ નિયમથી આ બંનેનો વારા ફરતો અજમાયશ કરવો પડે છે. આ બંને સાથે પણ અપાય છે, જેમકે અતિસારમાં. ખરૂં જોતાં ઉપર જણાવ્યું તેમ વિરોધી ગણાતાં ઔષધો તે તે પ્રકારનો હેતુ પ્રાપ્ત થતાં સાથે પણ આપવાની જરૂર પડે છે. છતાં અત્ર દર્શાવેલો વિરોધ

ઘણીવાર ઔષધની પસંદગી કરવામાં ઉપયોગી છે તેથી જ તેને અત્ર પૃથક્ સ્થાન આપ્યું છે.

જેમ આ ક્ષારોમાં પરસ્પર આવી રીતે વિરોધ છે તેમ એક ક્ષારની ભિન્નભિન્ન પાવરથી પણ વિરોધી અસર થાય છે. ૬xથી વધતાં ચિન્હો તે જ ક્ષારની ૧૨x અથવા ૩૦x વાળી પાવર મટાડે છે અને ૧૨x કે ૩૦x થી વધતી વિકૃતિ ૬x અને ૧૨xથી પણ ( અનુક્રમે ) મટે છે.

આજ રીતે પ્રથમ ડાઇલ્યુશનથી વધતી વિકૃતિ દ્વિતીય કે તૃતીય ડાઇલ્યુશનથી મટી જાય છે અને દ્વિતીય તૃતીય ડાઇલ્યુશનથી વધતી વિકૃતિ પ્રથમ ડાઇલ્યુશનથી અથવા ભૂકાના રૂપમાં જિહ્વાપર તેજ ક્ષાર લેવાથી મટે છે.

## વધારો ૨.

આ ક્ષારોનો ઉપયોગ સરલતાથી કરી શકાય તે અર્થે દ્વિતીય વધારો અત્ર આપવામાં આવ્યો છે. ચહેરાના દેખાવપરથી આ ક્ષારોમાંથી કયા કયા સૂચવાય છે તે સંબંધમાં ડો. વોન્ડર ગોલ્ટઝે પરિશ્રમ કર્યો છે અને એમનો અભિપ્રાય આ પ્રમાણે છે:-

ચીડીઓ સ્વભાવ, ન્યૂન વાઇટેલિટી, ચિન્તાતુર અને ઉદાસ ચહેરો, પ્રસંગપરત્વે ઉશ્કેરાઇ જવું એ સામાન્ય રીતે ફોસ્ફેઇટ દરદીનાં ચિન્હો છે. મૃદુ સુંવાળી ત્વચા, કોમળ વાળ, મૃત્તિકા જેવો ચહેરો, અતિ ત્વરાથી શરીરનું સુકાઇ જવું, આકૃરાવાળી સુઝેલી મુખમુદ્રા, ઉંડી પેશી ગએલી આંખની આસપાસ ભૂરા ચકરડાં એ ફોસ્ફેઇટ દરદીને સૂચવે છે અર્થાત્ એ દેખાવ તથા સ્થિતિમાં એ દરદીને કોઇ ફોસ્ફેઇટ ક્ષાર આપવાનો છે એ દર્શાવાય છે.

ફોસ્ફેઇટ ક્ષારો તે નં. ૧, નં. ૪, નં. ૬. નં. ૮, નં. ૧૦ એ પાંચ ક્ષારો છે. ત્યાં—

નં. ૧:—ચહેરો સુકાયેલો તથા વૃદ્ધ થઇ ગયેલો; ચહેરાની ત્વચા લબડી ગયેલી; નાક, કાન, અને બહાર પડતા બીજા ભાગોનો સ્પર્શ કરતાં ઠંડા લાગે તેવા હોવા; ( સ્ત્રી વર્ગમાં ) કાતરા તથા નાની ફોલ્લી ચહેરા પર હોવી, મુખના ખૂણાઓ આળા હોવા; ઉપરનો ઓઠ મોટો થયેલો હોવો—આ નં. ૧ નાં સૂચક છે. માથું મોટું હોવું અને તે સાથે ગળું દુર્બલ અને અતિશય પાતળું હોવું

પેટ અને પેઢું બટાકા જેવું હોવું અને તે સાથે દુર્બલ સૂકાં પગ હોવા, સાંધાઓ વિરૂપ હોવા, જરાએ શ્રમ કરતાં મુખપર સ્વેદ થઇ આવવો, અસ્વસ્થતાને લીધે વારંવાર સ્થાનાન્તર કર્યા કરવું પણ તેમ કરવામાં નબળાઇને લીધે પ્રાતબંધ થવો, ભૂરી નસો બહાર પડતી દેખાવી અને વધતી જતી હોય તેવો દેખાવ હોવો તથા દરદી શાન્ત દેખાવો એ ચિન્હો પણ નં. ૧ નાં સૂચક છે.

નં. ૪:–ધોળો પુણી જેવો ચહેરો, લાલચોળ આંખ, લાલ નસો બહાર પડતી દેખાવી, ઉતાવળથી ચાલતો શ્રમિત શ્વાસ, કપાળ તથા હડપચીપર જીણી ફોટકીઓ હોવી, ગંદો ચહેરો, અને અસગવડતાનો ભય એ આદિ નં. ૪ નાં સૂચક છે.

નં. ૬:–આ ક્ષારના દરદીની આંખો કાં તો અર્ધ મીંચેલી રહે છે અથવા કાચની માફક ચકચકિત અને ડોળા કાઢતી હોય છે; એનો દેખાવ મૂર્ખ જેવો અને પીધેલ જેવો હોય છે; મુખમુદ્રા શુષ્ક, આંખ ઉંડી પેશી ગયેલી અને ત્વચા ગંદી હોય છે.

નં. ૮:—દુઃખતો, ધોળો, પિશાચ જેવો અને મનુષ્યદ્વેષી ચહેરો, ચિન્તાતુર દેખાવ, મોઢું અને નાકનો ચાળા કરતો દેખાવ, શુષ્ક પાતળું શરીર–આ ક્ષારને સૂચવે છે. એ દરદી આશાનો ભરેલો હોય છે પણ તરત શ્રમિત થઈ જાય છે, એની ગતિ ત્વરિત હોય છે અને વિચાર કરવામાં એ મંદ હોય છે; આખા શરીરથી જાણે વાત કરતો હોય તેમ ચેષ્ટા કરી બોલે છે, એનું હૃદ્બલ ન્યૂન હોય છે, દુઃખ સહન કરી શકવા એ અસમર્થ હોય છે અને બીજાને વશ સહેલથી થઇ રહે છે.

નં. ૧૦:—આખું અસ્થિપિંજર સારૂં રચાયેલું જણાય છે, જાણે સ્નાયુને હાનિ કરીને રચાયેલું હોય તેવું દેખાય છે. એને બીકણપણું, ભય, ચિન્તા આદિ મુખમુદ્રાપર ચિત્રિત થયેલાં જણાય છે. એને નાક અને કાનપર ચળ આવ્યા કરે છે અને એને એ વારંવાર ખજવાળતો દેખાય છે.

સલ્ફેટના દરદીના શરીરનો બાંધો ફોસ્ફેટ કે ક્લોરાઇડના દરદીના જેવા કોમળ હોતો નથી, એના શરીરનો સ્વેદાદિ વાસ મારતો હોય છે, એનો ચહેરો ફીકો હોય છે અને ઓઠ, કાન જેવા બહાર પડતા અવયવો જ માત્ર લાલ જણાય છે; ડોક મસ્તકને ઉંચકી શકવા અસમર્થ હોય તેમ મસ્તક પાછળ વળેલું રહે છે, અને એ દરદી ઘણુંકરીને નીચે ઓસીકે જ નિદ્રા લે છે, અર્થાત્ ઉંચા ઓસીકાપર સુઇ શકતો નથી.

સલ્ફેટ ક્ષારોમાં નં. ૨, નં. ૭ અને નં. ૧૧ છે. ત્યાં—

નં. ૨:—સામાન્ય રીતે નાનાં મોટાં ફોલ્લી ફોટકાં વાળી ત્વચા હોય છે; આંખનાં પોપચાં સુઝેલાં તથા આળાં હોય છે અને ચહેરાપર અને ત્વચાપર સુકું ખરજવું થયું હોય તેવો દેખાવ હોય છે.

નં. ૭: આ દરદી નિરાશ અને દુઃખમાં દબાઈ ગયેલો હોય છે અને તે પ્રમાણે જ તેનો ચહેરો હોય છે, મુખમુદ્રા સુઝેલી તથા ડાબી બાજુ આંખ તરફ વિશેષ સુઝેલી હોય છે; આખું શરીર અને મુખમુદ્રા પીતરંગનાં હોય છે, ઓઠ સુકાયેલા તથા જિહ્વા લાલ હોય છે અને ગરદન સહેલથી હેરવા ફેરવી શકાતી નથી.

નં. ૧૧:—પિત્તપ્રકૃતિ, ક્રોધી સ્વભાવ, સવારે મુખમુદ્રા જમણી બાજુ સુઝેલી હોવી, ફીકો તથા પીળો ઉદાસી ચહેરો (જાણે રાત્રે નીરાંતે નિદ્રા ન આવી હોય તેવો), આંખ ઝાંખી અને ઓઠપરથી ચામડી ઉખડયા કરવી એ આ ક્ષારનાં સૂચક ચિન્હ છે.

કલોરાઇડનો દરદી ફોસ્ફેટના દરદીના કરતાં ઓછો નર્વસ હોય છે અને એનાં સ્વેદાદિ સલ્ફેટના દરદીના સ્વેદાદિના કરતાં ઓછા વાસ મારતાં હોય છેઃ એનો ચહેરો મોટો દેખાય છે તથા ઈડીમાવાળો, ફોટકીવાળો તથા અવ્યવસ્થિત મુખમુદ્રાવાળો હોય છે. એનો સામાન્ય સ્વભાવ પ્રમાદી, એદેલ હોય છે અને શરીરનો બાંધો સારો હોય છે.

નં. ૫:—ગ્રંથિનો સોજો સાધારણ કઠિનતાવાળો હોય છે, એનાં વ્રણ (ચાંદાં) નં. ૯ ના કરતાં વિશેષ ઉંડાં હોય છે અને નં. ૧—ના કરતાં ઓછાં ઉંડાં હોય છે. એનું શરીર પુષ્ટ હોય છે તથા વાળ ખુલ્લા રંગના હોય છે. ચહેરો ચિન્તાવાળો હોય છે. હાલવા ચાલવાથી દરદીને સારૂં લાગતું નથી પણ નકામો એ બેશી શકતો નથી તેથી આંગળીની સાથે રમતો હોય તેમ આંગળી હલાવ્યા કરે છે. એના શરીરમાંથી નીકળતો રસ તાંતણાવાળો હોય છે અને સાફ પાણી જેવો હોતો નથી તથા એના ગાલ સુઝેલા જણાય છે અને પ્રકૃતિ આલસ્ય અને પ્રમાદવાળી હોય છે.

નં. ૯:—એનો ચહેરો ઇડીમાવાળો, ત્વચા ચકચકિત અને સ્નિગ્ધ અને ઘણીવાર પીળી હોય છે; ખીલ તથા લાલ સપાટ ચાંદાં અને તેમાં શ્વેત ડાઘા હોય છે. ચહેરાની ત્વચા વહેલી અસર ધરે છે તથા આંખ પાણીવાળી હોય છે; ઓઠ અને મુખ આગળ બરાઠ જેવું હોય છે તથા શરીરમાંથી નીકળતો રસ પાણી જેવો,

સ્વચ્છ અને દાહ કરતો હોય છે. એકાન્ત સેવનમાં પ્રીતિવાળી પ્રકૃતિ શરીર પાતળું અને શુષ્ક, નિર્વેદવાળો, ઉદાસી અને મૂક સ્વભાવ હોય છે.

નં. ૩:-મુખત્વચા શ્વેત વર્ણની અને મુખમુદ્રાપર તથા આખા શરીરપર ભૂરી નસો બહાર પડતી દેખાતી, ત્વચા કર્કશ અને શુષ્ક ઈત્યાદિ નં. ૩ ના દરદીનાં ચિન્હો છે.

નં. ૧૨;--ફીકકો પીળો ચહેરો, ફાટવાળી ત્વચા, હડપચીપર ફોલ્લી, સ્ક્રોફયુલસ ચહેરો (નં. ૫ ના કરતાં વિશેષ પડતો), સાધારણ રીતે પ્રમાદી પણ ઉત્તેજિત થતાં હઠીલો સ્વભાવ એ આ ક્ષારનાં ચિન્હો છે. શ્રમિત દેખાતા છતાં મજ્જાતન્તુની તીક્ષ્ણ લાગણી તથા જ્ઞાનેન્દ્રિય અતિશય તીવ્ર એ આ દરદીના ખાસ સૂચક છે.

## વધારો ૩.

આ શાસ્ત્રમાં આ ભાગમાં જણાવેલા ૧૨ ક્ષારો ડૉ. સુસ્લરથી આરંભી વાપરવામાં આવતા અને તે અદ્યાપિ પર્યન્ત પ્રધાનપણે ચાલે છે. પણ જેમ આ બાર ક્ષારોનું અસ્તિત્વ રૂધિરમાં જણાયું છે તેમ પાછળથી અન્ય કેટલાક ક્ષારોનું સ્થાયિ અસ્તિત્વ પણ સિદ્ધ થયું છે. એ બીજા ક્ષારો વિશેષ ન્યૂન પ્રમાણમાં હોય છે અને તેથી આરંભમાં જણાયા નહોતા. તેથી જે નિયમથી આ બાર ક્ષારોની ન્યૂનતા થયે તે તે ક્ષાર આપવામાં આવે છે તેજ પ્રમાણે આ બીજા ક્ષારોની ન્યૂનતા થયે તે ક્ષાર આપવા એ પણ આ શાસ્ત્રના નિયમને અનુસરતી જ પદ્ધતિ છે. એ નવા ક્ષારો નહિ અપાવાથી કેટલાક વ્યાધિઓ આ ૧૨ ક્ષારનો પ્રયોગ કર્યા છતાં અસાધ્ય જણાયા છે અને એ નવા ક્ષારોમાંથી તે તે ક્ષાર આપવાથી તે તે વ્યાધિ મટી ગયા છે.

આ નવા ક્ષારો અતિન્યૂન પ્રમાણમાં રૂધિરમાં હોય છે તેથી એની ન્યૂનતા મોડી થાય છે અને તેની અસર પણ ઓછી જણાય છે તથા એ ન્યૂનતા થતા પૂર્વે આ બાર ક્ષારમાંથી કોઇ કોઇની ન્યૂનતા અવશ્ય થયેલી હોય છે, તેથી આ નવા ક્ષારો આ બાર ક્ષાર બરાબર વાપર્યા પછી જો વ્યાધિ સાધ્ય નહિ થઈ રહે તોજ વાપરવાની એના શોધકો ભલામણ કરે છે. તાત્પર્ય કે પ્રથમ ચિકિત્સા

આ ૧૨ ક્ષારોવડે જ કરવી અને તેથી વ્યાધિ નથી જ હઠતો એમ ખાતરી થાય તો પછી જ આ નવા ક્ષારો પ્રતિ દૃષ્ટિ કરવી.

આ નવા પદાર્થોમાં અર્થાત્ ઔષધોમાં લગભગ ૧૦ જણાયા છે. અને તે આ છે. ( ૧ ) આરસેનિક, ( ૨ ) આયોડમ, ( ૩ ) મેન્ગેનીઝ, ( ૪ ) એલ્યુમિના, ( ૫ ) બ્રોમિઅમ, ( ૬ ) બેરિઅમ, (૭) કુપ્રમ, (૮) લિથિઅમ, (૯) ઝિન્ક અને (૧૦) પ્લમબમ. આ દશના ફોસ્ફરસ, ક્લોરિન આદિ સાથેના તથા નેટ્રમ અને પોટાશિઅમ આદિ સાથેના કૅમ્પાઉન્ડરૂપ ક્ષારો તે આ નવા ક્ષારો છે. તેમાં આ દશમાંથી આરસેનિક અને આયોડાઈડના ક્ષારો એ બે મુખ્ય ક્ષારો છે અને બાકીના ૮ અતિ ન્યૂન હોવાથી ગૌણ ક્ષારો છે—અગર જો કોઇ કોઇ વાર એમાંથી જ વાપરવાની જરૂર પડે છે. જેઓ ડાકટરનો ધંધો જ કરતા હોય તેમને માટે એ સર્વ ક્ષારોનો અભ્યાસ કરવાની અને એને સંગ્રહ કરી રાખવાની તથા વાપરવાની આવશ્યકતા છે પણ સાધારણ જનસમાજને એ બધા ક્ષારોનો અભ્યાસ આદિ તેટલા ઉપયોગના નથી. તેથી સાધારણ મનુષ્યોએ તો બે મુખ્ય ક્ષારો જ બારની સાથે વખારેમાં રાખી મુકવા તથા તેના ગુણ સ્વભાવાદિનો અભ્યાસ કરવો વિશેષ ઉપયોગનો છે. આ હેતુથી અત્ર એ બે ક્ષારોનું જ વિવેચન કરવામાં આવે છે.

## આરસેનિક.

આ વર્ગમાં (૧) આરસેનિક એલ્બ, (૨) કાલિ આરસેનિક એ બે મુખ્ય વપરાય છે અને કેલકેરીઆ આરસેનિક, કુપ્રમ આરસેનિક તથા નેટ્રમ આરસેનિક ક્વચિત્ જ કામમાં આવે છે. ત્યાં

## આરસેનિક એલ્બ.

આરસેનિક એલ્બ એને અહિં ૧૩ મો નંબર આપ્યો છે. એ મૂત્રપિંડના, રૂધિરના, મજ્જાતન્તુ તથા મસ્તિષ્ક અને મેરૂદંડના તથા ત્વચાના વ્યાધિમાં વપરાય છે. એને વાપરવાનાં ચિન્હો આ પ્રમાણે છે:—

(૧) દરદી છેક જ લેવાઇ ગયો હોય, (૨) પક્ષાઘાત અને ખાસ કરીને નીચેના અવયવોનો પક્ષાઘાત, (૩) રક્તાશયના વ્યાપારની મંદતા અને તેના પરિણામમાં થતા ઇડીમા આદિ વ્યાધિઓ, (૪) પાંડુરોગ, હીસ્ટીરીઆ આદિ જેના પરિણામમાં વેદના અતિતીવ્ર ભાસે છે, (૫) રૂધિરની વિષમયતા અથવા અવ્યવસ્થિતપણું (૬)

અમુક અંતરે જ થતાં ચિન્હો, અને (૭) જે વેદના અને ચિન્હોમાં ગરમીથી આરામ થાય છે.

## કાલિ આરસેનિક.

આ ઔષધને નં. ૧૪ થી સૂચવ્યું છે. આ ઔષધને સૂચવનાર ચિન્હો નં. ૧૩ નાં ચિન્હોના સમાન જ હોય છે. નં. ૫ અને નં. ૧૩ નાં મિશ્ર ચિન્હો આ નં. ૧૪ ને સૂચવે છે. બધા આરસેનિકના કૉમ્પાઉન્ડનું કામ આ ઔષધ કરી શકશે એવો કેટલાકનો મત છે.

ફેબ્રેરીઆ આરસેનિકની અસર નં. ૧ તથા નં. ૧૩ એ બંનેને મળતી છે. એ દવાનો ઉપયોગ નીચે પ્રમાણે કરાય છે:—

(૧) ગ્રીષ્મના વ્યાધિઓ જેવા કે કોલેરા નોસ્ટ્રસ વગેરે, (૨) નં. ૧ સૂચવાયા છતાં સારો નહિ થતો પાંડુરોગ, (૩) વંશપરંપરાથી પ્રાપ્ત થયેલો ક્ષય તથા સ્કોફ્યુલોસિસ, (૪) ફેફરૂં, (૫) દૃષ્ટ-કારણવિના શરીરની દુર્બળતા થતી ચાલવી, પાચનશક્તિની મંદતા તથા હીસ્ટીરીઆ, (૬) નં. ૧ ની સત્તાના ત્વચાના વ્યાધિઓ જે નં. ૧ થી મટતા નથી તે આ મિશ્રિત દવાથી સત્વર મટે છે.

કુપ્રમ આરસેનિક એ કુપ્રમ અને નં. ૧૩ ને મળતું છે પણ નં. ૧૩ ની સાથે વિશેષ મળતું છે. પેટ, પેઢું અને મજ્જાતન્તુના વ્યાધિઓ કે જેમાં નં. ૧૩ આપ્યા છતાં થતો કોલેપ્સ (દરદીના વિનાશનો સંધિ) અટકાવી શકાતો નથી તથા રક્તાક્ષયનો પક્ષાઘાત એમાં આ વપરાય છે. ખાસ કરીને દરદીને શીત આવે છે અને મૃત્યુની ઝરી છૂટે છે તેવામાં આ વપરાય છે.

નેટ્રમ આરસેનિક એ નં. ૯ અને નં. ૧૩ને મળતાં ચિન્હોમાં અપાય છે. એ બંનેની ભેગી અસર આનાથી થાય છે.

---

## કાલિ આયોડાઇડ.

આનું નામ પોટાશ આયોડાઇડ છે તથા કાલિ જોડ એ નામથી મળી શકે છે. અત્ર આનો નં. ૧૫ મો રાખવામાં આવ્યો છે. આયોડાઈડના સર્વ કૉમ્પાઉન્ડમાં આ મુખ્ય છે અને એને વાપરનાર એવો અભિપ્રાય જણાવે છે કે આયોડાઇડના સર્વ કૉમ્પાઉન્ડનું કામ આ કાલિ જોડ કરી શકશે. એનો ઉપયોગ સ્ત્રીઅંડની શુષ્કતા, મરડો, ગળામાં સુકી ઉધરસ, અંડની અને સ્ત્રીની સ્તનગ્રંથિ-

ની શુષ્કતા, વિવિધ ટ્યુમર (૩૦xનો એક ડોઝ ક્વચિત્ ક્વચિત્), ગ્રંથિની વૃદ્ધિ, અસ્થિવ્રણો, ચેળ, એલેફન્ટયાસીસ આદિમાં એ વપરાય છે. જે ચિન્હો રાત્રિએ વધતાં હોય તે આને સૂચવે છે.

આ ઉપરાંત કેલ્કેરીઆ આયોડાઇડ, નેટ્રમ આયોડાઇડ, પ્લમ્બમ આયોડાઇડ, ઝિંક આયોડાઇડ, બેરીઅમ આયોડાઇડ વગેરે પ્રસંગવશાત્ વપરાય છે પણ તે અનુભવી ડાક્ટરોમાટે વપરાશ છે.

---

આ રીતે આ આવૃત્તિમાં ત્રણ નવાં ઔષધો ખાસ કરીને દાખલ કર્યા છે અને તે આ પ્રમાણેઃ—

નં. ૧૩=આરસેનિક એલ્બ. ( Arsenic alb. )

નં. ૧૪=કાલિ-આરસેનિક ( Kali Arsenic )

નં. ૧૫=કાલિ આયોડાઇડ. ( Kali Jod ).

આ શિવાય અન્ય ઔષધ ( હોમીઓપથી ઔષધ ) તેને નામથીજ તૃતીય ભાગમાં સૂચવેલાં છે.



# ભાગ ૩.

## ચિકિત્સા.

### ઉપોદ્ઘાત.

આ ભાગમાં બધા રોગોની ચિકિત્સા બતાવવામાં આવી નથી કેમકે કેટલાક વ્યાધિઓનું નિદાન કરવું સામાન્ય પુરૂષોને કઠિન છે અને જે મહાવ્યાધિઓ છે તેમાં જાતે ઔષધ લેવું તે કરતાં એ વિદ્યામાં પ્રવીણ ડાકટરની સલાહપ્રમાણે ઔષધ લેવું વધારે યોગ્ય છે. આસાથે એ પણ સ્મરણમાં રાખવું ઘટે છે કે જે સામાન્ય તથા મોટા વ્યાધિ· માટે અત્ર ચિકિત્સા બતાવી છે તે પણ સહજ કંઈ થાય કે ઔષધ લેવા માંડવું એમાટે નથી. સહજ પેટમાં દુખ્યું કે માથામાં વેદના થઇ કે તરત ઔષધ લેવા આરંભવું એ પદ્ધતિ વિવેકીએ પ્રશસ્ત માની નથી. ઘણે અંશે તો શરીર પોતે જ વ્યાધિને નિર્મૂલ કરે છે, અપેક્ષિત તત્ત્વોને આહાર, જલ અને હવામાં ખેંચી લે છે. તેથી સહેજ સહેજ થતાં જે પુરૂષો ઔષધો લે છે તેનું શરીર પછી ગળીઆ બળદ જેવું થઇ રહે છે, તેના શરીરમાં અપેક્ષિત તત્ત્વો આકર્ષવાનું સામર્થ્ય જતું રહે છે. તેથી ઔષધની ખાસ જરૂર જણાય તો જ ઔષધ લેવું એ પ્રથમ સૂચના ઉપયોગની છે. બીજું એ કે એક ઔષધ લેવાથી એક વ્યાધિ મટ્યો હોય તો તેટલા ઉપરથી જ્યારે જ્યારે તેવાં ચિન્હો થાય ત્યારે તે જ ઔષધથી તે વ્યાધિ મટવો જોઇએ એવો નિયમ ખાસ નથી એ ધ્યાનમાં રાખવું ઘટે છે. કેમકે જૂદા જૂદા ક્ષારોની ન્યૂનતા થવાથી પ્રસંગે સરખાં દેખાતાં ચિન્હો થાય છે. દૃષ્ટાન્તરૂપે કપાલના ડાબા ભાગમાં શિરોવેદના ઘણું કરીને યકૃત્ બરાબર કામ નહિ કરે તેને લીધે થાય છે તેથી તે ઘણું કરીને નં. ૫ લેવાથી મટે છે. છતાં કેટલેક પ્રસંગે યકૃત્ વધારે કામ કરે અથવા યકૃતનું પિત્ત આંતરડામાં રહી રૂધિરમાં ભળવાથી તથા પિત્ત ઘનીભાવને પામવાથી પણ એ જ સ્થલે શિરોવેદના થાય છે. તો તેવે પ્રસંગે નં. ૫નું ઔષધ લેવાથી એ શિરોવેદના વધે છે. માટે તેવે પ્રસંગે નં. ૧૧ નું ઔષધ લેવું ઘટે છે. અત્ર તે તે વ્યાધિમાટે જે જે ઔષધો બતાવવામાં આવ્યાં છે તે પ્રાયોન્યાયથી-ઘણું કરીને તે લેવાનાં

છે એમ સમજવાનું છે. એ શિવાય ઇતર ઔષધોનાં ચિન્હો સ્પષ્ટ હોય તો તે ઔષધ લેવાની જરૂર રહે છે અને તેનું સામાન્ય જ્ઞાન દ્વિતીય ભાગમાં કરેલા પ્રતિપાદનથી કરી લેવું ઘટે છે. વળી એક ઔષધ લેવાથી કેમ રહે છે તે અને તો જોવાની જરૂર રહે છે. જો ઔષધ અનુકૂલ પડે છે તો કલાક બે કલાકમાં અને કેટલેક પ્રસંગે—વેદના આદિમાં તો અર્ધ કલાકમાં જ તેની અસર જણાય છે. તેથી જો એક ઔષધ લીધા પછી તે અનુકૂલ જણાય તો તેને યોગ્ય અંતરે ફરી લેવું પણ જો તે પ્રતિકૂલ જણાય તો તેથી ગભરાવું નહિ. એ ઔષધની પ્રતિકૂલતા ઘણે પ્રસંગે સાચા ઔષધને સૂચવે છે. જેમકે નં. ૫ પ્રતિકૂલ જણાય તો તે નં. ૧૧ને સૂચવે છે; નં. ૧૧ પ્રતિકૂલ જણાય તો તે નં. ૯ અથવા નં. ૫ને સૂચવે છે; નં. ૮ પ્રતિકૂલ જણાય તો તે નં. ૪ અથવા નં. ૩ અથવા નં. ૧ અથવા નં. ૬ને સૂચવે છે. તેથી ચિકિત્સા જાણ્યા પછી વિવેકની જરૂર મૂકી દેવી ઘટતી નથી. વૈદ્યવિદ્યા એ અનુમાનવિદ્યા જ ઘણે અંશે છે અને જ્યાંસુધી અંતર જાણવાનું સામર્થ્ય મનુષ્યને નથી ત્યાંસુધી તે આ સ્થિતિમાંથી નીકળે તેમ નથી. અહિં કોઇને લાગશે કે આ બાર ક્ષારો નિર્દોષ માનવામાં આવે છે તો એ પ્રતિકૂલ કેવી રીતે પડે? એનું ઉત્તર એ કે એ ક્ષારો નિર્દોષ છે એમ જે કહેવામાં આવે છે તેનો અર્થ માત્ર એટલો જ છે કે એમાં કોઇ વિષ નથી, એ ક્ષારની આખી શીશી કોઈ ખાઈ જાય તો તેથી તેના પ્રાણ જતા રહે એમ થતું નથી. પણ તેટલા ઉપરથી એવું સમજવાનું નથી કે એ ક્ષારો પ્રતિકૂલ અસર કરતા નથી. જો વિરોધી ક્ષાર લેવામાં આવે છે તો તેથી, જેમ અનુકૂલ ક્ષારો લેવાથી અર્ધ કલાક કે એવા ટુંકા સમયમાં અનુકૂલ અસર પ્રતીત થાય છે તે જ પ્રમાણે, પ્રતિકૂલ અસર પણ તેટલા જ સમયમાં જણાય છે. એ પ્રતિકૂલ અસર એ ક્ષાર લેવાનો બંધ કરી દેવાથી પોતાની મેળે પણ સમય જતાં જતી રહે છે અને અનુકૂલ ક્ષાર લેવાથી સત્વર શમે છે. તેથી ગમે તે ઔષધ આંખ મીચીને લેવાનું આ શાસ્ત્રમાં નથી.

આ વિદ્યામાં ખાસ પ્રવીણતા મેળવવાની ઇચ્છા રાખનારે ચહેરા ઉપરથી નિદાન કરતાં શીખવું ઘટે છે. સામાન્ય મનુષ્યોને આ જરૂર નથી. પણ જે ડાકટરનું કામ કરે છે તેના હાથમાં ઘણા દરદીઓ આવે છે અને તેને ઘણાને દવા આપવાનો યોગ આવે છે; આવા પુરૂષોએ મનુષ્યોના ચહેરા ઉપર ખાસ લક્ષ આપવો. જેને નં. ૯ ખુટે

છે તેવા જીર્ણ વ્યાધિવાળાને બારીકીથી જોવો. તેથી નં. ૯નો ચહેરો તેના લક્ષમાં આવશે. પુનઃ બીજા નં. ૯થી જેને સારૂં થાય છે તેવા દરદીને એમ જ બારીકીથી જોવો. આ પ્રમાણે કેટલાક કેસ જોવાથી નં. ૯નો ચહેરો બુદ્ધિમાં આરૂઢ થાય છે. આ જ પ્રમાણે બીજા ક્ષારો-માટે ચહેરા તપાસવા. આમ થવાથી ચહેરા ઉપરથી જ કયો ક્ષાર ખુટે છે તે સમજવા આ પુરૂષ સમર્થ થાય છે. આને Facial Diagno-sis કહે છે. એ જેને સિદ્ધ થાય તેને દરદીને શું થાય છે તે પૂછ-વાની પણ જરૂર રહેતી નથી, માત્ર ચહેરો જોઈએ સાચા ક્ષારને જ આપી શકે છે. પણ એ સ્થિતિએ પહોંચતા પૂર્વે તે તે ક્ષારની શું શું અસર છે વગેરે નિદાન કરવા જાણવાનું રહે છે કે જે દ્વિતીય ભાગમાં દર્શાવ્યું છે. તે પ્રમાણે તથા આ ભાગમાં વ્યાધિપર દર્શા-વવામાં આવતા ક્ષારો જોઈ ચિકિત્સા કરવી.

ઔષધ લેવાના પ્રકારો પૂર્વે સૂચવ્યા છે છતાં સ્મરણાર્થે તેને સંક્ષેપમાં પાછા કહીએ તો જે વ્યાધિ બહુ બલમાં પ્રતીત થતો હોય તેમાં ઉતરતી પાવરનાં–૩x, ૬x પાવરનાં– ઔષધો લેવામાં આવે છે, અને તે વ્યાધિના બલઉપર અર્ધ, એક, બે, ચાર કલાકને આંતરે લેવાય છે. જો વ્યાધિનું બલ સામાન્ય હોય છે તો દિવસમાં એક વાર ઔષધ લેવું અને પછી બીજે દિવસે, ત્રીજે દિવસે પણ ખાસ જરૂર ન જણાય તો કંઈ નહિ લેવું. એ પ્રમાણે પાંચ છ દિવસ ઔષધવિના જવા દેવા. પછી વ્યાધિ શેષ હોય તો પુનઃ એક વાર લેવું. જ્યારે દીર્ઘ સમયનો સામાન્ય બલવાળો રોગ થાય છે ત્યારે ચઢતી પાવરનાં ૧૨x ૩૦x, ૬૦x વગેરેનાં–ઔષધો સાત દિવસે એક વાર લેવામાં આવે છે. તત્કાલના વ્યાધિમાટે સામાન્ય રીતે ૧થી પાંચ ગ્રેઈનસુધી એક ડોઝમાં આપવામાં આવે છે. કોલેરાજેવા વ્યાધિમાં તથા જે કેસમાં મોટા ડોઝ લેવાની જરૂર જણાય ત્યાં લખ્યા પ્રમાણે મોટો ડોઝ આપતાં અડચણ નથી, નહિ તો એક ગ્રેઇનના ડોઝથી ચાલતું હોય ત્યાં આપેલો મોટો ડોઝ નકામો છે. સહજ અભ્યા-સથી ડોઝની સંખ્યા, ડોઝનું પ્રમાણ આદિ સર્વ સરલતાથી જાણી શકાય છે.

---

## સામાન્ય પ્રકરણ.

કેટલાક સજ્જનની ઇચ્છાને અનુસરી આ પ્રકરણ વધારવામાં આવ્યું છે. પ્રત્યેક વ્યાધિમાં બીજી બીજી વિક્રિયા થતાં તે તે ક્ષા-

રનો ઉપયોગ કરવાની જરૂર પડે છે, છતાં કેટલાક વ્યાધિમાં વિશેષ જોતાં પૂર્વે શી ચિકિત્સા કરવી તે અત્ર સંક્ષેપમાં આપી છે. એ પ્રમાણે ચિકિત્સા કરવાથી આરામ નહિ થાય તો તે તે વ્યાધિનું પૃથક્ પ્રકરણ છે તે જોઈ તેને અનુસરીને ચિકિત્સા કરવી જરૂરની છે. છતાં વ્યાધિ થતાં વાર જ શી ચિકિત્સા કરવી તે આ પ્રકરણથી સ્પષ્ટ થશે એ આશા છે.

(૧) જ્વર (સામાન્ય, આંતરીઓ તથા રીમીટંટ.)

| | | |
|---|---|---|
| નં. ૪ ૬x | —૪ ગ્રેઇન | ૭ ભાગ કરી—અર્ધ અર્ધ ઔંસ બે બે કલાકને અંતરે આપવું. |
| નં. ૧૧ ૬x | —૬ ગ્રેઇન | |
| પાણી | —૩ ઔંસ | |

(૨) જ્વર (૧૦૦° ની અંદર)

| | | |
|---|---|---|
| નં. ૧૧ ૬x | —૪ ગ્રેઇન | ચાર ભાગ કરી દિવસમાં ત્રણ ત્રણ કલાકને અંતરે. |
| પાણી | —૨ ઔંસ | |

(આથી નહિ મટે તો આ જ પ્રમાણે નં. ૫ અને તેથી પણ નહિ મટે તો નં. ૮ અને નં. ૯ મિશ્રિત કરી આપવા.)

(૩) મેલેરીઆ.

મેલેરીઆ જ્વરરૂપે પ્રતીત થાય છે, પણ એટલું જોર નહિ હોય તો માથું દુઃખવું, ચકરી આવવી, પેટમાં દુઃખવું ઇત્યાદિ વિવિધ રૂપમાં જણાય છે. તે સર્વમાટે ઉપરની (૨) પ્રમાણેની ચિકિત્સા કરવી.

(૪) ન્યુમોનિક પ્લેગ.

| | | |
|---|---|---|
| નં. ૪ ૬x | —૬ ગ્રેઇન | ૭ ભાગ કરી એક એક ભાગ દિવસમાં બે બે કલાકને અંતરે. |
| નં. ૫ ૬x | —૯ ગ્રેઇન | |
| નં. ૧૧ ૬x | —૬ ગ્રેઇન | |
| પાણી | —૩ ઔંસ | |
| નં. ૬ ૬x | —૨ ગ્રેઇન | એક પડીકું રાત્રિએ સુતી વખતે જીભપર મુકી ખાઇ જવું. |

| | | |
|---|---|---|
| નં. ૫ ૬x | —૧૫ ગ્રેઇન | પોતાં ગાંઠપર મુકવાં અથવા એક ઔંસ વેસેલાઇનમાં નં. ૫(૬x)ના |
| પાણી | —૧½ ઔંસ | |

પંદર ગ્રેઇન નાંખી તેના મલમની પટ્ટી ગાંઠપર મારવી.

(૫) મરડો, અતિસાર.

| | | |
|---|---|---|
| નં. ૮ ૬x | —૬ ગ્રેઇન | ૭ ભાગ, બે બે કલાકને અંતરે. |
| પાણી | —૩ ઔંસ | |

નં. ૯ ૬x —૪ ગ્રેઇન પાણીમાં કાલવી ડાબી બાજુએ પેઢુપર લગાડવો. આની ખાસ જરૂર છે.

(૬) અજીર્ણનો અતિસાર.

| | | | |
|---|---|---|---|
| નં. ૧ | ૬x | –૪ ગ્રેઇન | ૭ ભાગ, બે બે કલાકને અંતરે. |
| નં. ૧૦ | ૬x | –૬ ગ્રેઇન | |
| પાણી | | –૩ ઔંસ | |

(૭) કૉલેરા.

| | | | |
|---|---|---|---|
| નં. ૬ | ૬x | –૧૫ ગ્રેઇન | ચમચી ચમચી પાંચ કે દશ મિનિટને અંતરે બે કલાક સુધી, પછી અંતર વધારતાં જવું. |
| નં. ૮ | ૬x | –૮ ગ્રેઇન | |
| નં. ૯ | ૬x | –૮ ગ્રેઇન | |
| પાણી | | –૨ ઔંસ | |

(૮) ઉધરસ અને શ્લેષ્મ.

| | | | |
|---|---|---|---|
| નં. ૮ | ૬x | –૬ ગ્રેઇન | ૭ ભાગ બે બે કલાકને અંતરે. |
| પાણી | | –૩ ઔંસ | |

આથી આરામ નહિ થાય તો એ વ્યાધિનું પ્રકરણ ખાસ જોવું.

(૯) મોટી ઉધરસ.

| | | | |
|---|---|---|---|
| નં. ૮ | ૩૦x | –૨ ગ્રેઇન | ચાર ભાગ, ત્રણ ત્રણ કલાકને અંતરે |
| પાણી | | –૨ ઔંસ | |

અથવા કુપ્રમ એસેટિક ૬x એક એક ગ્રેઇન, ત્રણ ત્રણ કલાકે.

(૧૦) કૃમિ.

| | |
|---|---|
| નં. ૧૦ ૬x –૨ ગ્રેઇન<br>પાણી–૨ ઔંસ અથવા<br>વધારે બાળકની ઉમર પ્રમાણે | ચાર ભાગ, ત્રણ ત્રણ કલાકને અંતરે. |

(૧૧) દાંત આવવા.

દાંત આવતાં થતા ઉપદ્રવો–જેવા કે દસ્ત, ઉધરસ, જ્વર વગેરે તે સર્વમાં નં. ૧–૬x–૨ ગ્રેઇન અર્ધ ઔંસ પાણીમાં નાંખી ચાર ભાગ કરી દિવસમાં આપવું અથવા હોમીઓપથીની કેમોમિલા ૬x નામની દવા આવે છે તેની બે બે ગોળી દિવસમાં ત્રણ ચાર વાર આપવી; કેમોમિલાથી ઘણો સારો લાભ સત્વર થાય છે.

(૧૨) વધારો થતાં સૂચવાતાં ક્ષારો.

| | | | |
|---|---|---|---|
| પ્રત્યેક સવારે | વધતાં ચિન્હો | નં. ૯ અથવા નં. ૧૧ | ને સૂચવે છે. |
| ,, પાછલે પહોરે | ,, | નં. ૯ | ,, ,, ,, |
| ,, સાયંકાલે | ,, | નં. ૭ | ,, ,, ,, |
| હવા બદલાવાથી વધતાં | ,, | નં. ૧ | ,, ,, ,, |
| ઠંડી હવાથી | ,, | નં. ૫, નં. ૧૨ | ,, ,, ,, |
| ભેજવાળી હવાથી | ,, | નં. ૧૧ | ,, ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| અમુક અંતરે થતાં ચિન્હો | નં. ૧૧, નં. ૯ | ,, | ,, | ,, |
| ગતિથી વધતાં ,, | નં. ૪, ૫, ૯ | ,, | ,, | ,, |
| સતત ગતિથી વધતાં ,, | નં. ૬ | ,, | ,, | ,, |
| જરા અડકતાં વધારે લાગવું પણ વધારે દાબતાં સારૂં લાગવું તે | નં. ૮ | ,, | ,, | ,, |
| દરીયામાં સ્નાન કરવાથી વધતાં ચિન્હો | નં. ૫ | ,, | ,, | ,, |
| દારૂથી વધતાં ,, | ઝીંક ફોસ. | ,, | ,, | ,, |
| પાણીમાં હાથ મુકી રાખતાં વધતાં. ,, | ફોસ. | ,, | ,, | ,, |

# પ્રકરણ ૧.

## જીભ અને સ્વાદ.

ઘણા ખરા સામાન્ય રોગો, આહારની ગડબડને લીધે થયેલી જઠરની અને આંતરડાની અવ્યવસ્થાથી થાય છે અને જીભ એ વ્યાધિને તથા અનુકૂલ ઔષધને પ્રાયશઃ સૂચવનાર છે તેથી ક્રમ છોડી એનું વર્ણન પ્રથમ કરવું યોગ્ય ધાર્યું છે. જઠરના, આંતરડાના વ્યાધિમાં તથા બીજે સ્થલે જ્યાં જણાવ્યું હોય ત્યાં જીભને તપાસી ઔષધના નિર્ણયપર આવવું સારૂં છે.

(૧) જીભ ઉપર ધોળો થર (Fur) સુકો કે ચીકણો દેખાય તો તે તથા ખાટો, કડવો સ્વાદ નં. ૫ ને સૂચવે છે.

(૨) જીભ ઉપરનો વરમ, લાલાશ, વચ્ચે લાલ લીટી—નં. ૪ ,,

(૩) જીભ ઉપર, અંદરના ભાગમાં અથવા વચ્ચે દેખાતો તપખીરીઆ રંગનો, વાટેલી રાઇના રંગનો થર તથા સવારમાં સુકી લાગતી જીભ નં. ૬ ,,
તેમ જ ખરાબ દુર્ગંધ મારતો શ્વાસ પણ નં. ૬ ,,

(૪) જીભ ઉપર પાણીના જીણા પરપોટા દેખાવા, સ્વાદ જતો રહેવો, સ્વચ્છ ભીની જીભ હોવી, જીભપર વાળ હોય તેવું ભાન થવું તે નં. ૯ ,,
સવારે ઉઠતાં ખરાબ કડવો સ્વાદ તેમ જ સાફ સુકી જીભ પણ નં. ૯ ,,

(૫) જીભઉપર ચીકણો થર અને પ્રસંગે પીળી ધાર તે—નં. ૭ ,,

| | | |
|---|---|---|
| (૬) | ક્રીમના જેવો હેમપીત રંગનો જીભના મૂળપરનો થર, ફ્રોલાસાથે વાળ પડ્યો હોય તેવું ભાન થવું તે અથવા ખાટો સ્વાદ | નં. ૧૦ „ |
| (૭) | મલિન, લીલાશ મારતો જીભના મૂળપરનો થર, કડવાસનું ભાન થવું, મોઢું કડવું લાગવું તે તથા સવારે ઉઠતાં ખરાબ સ્વાદ | નં. ૧૧ „ |
| (૮) | બહેર મારી ગયેલી જાડી દેખાતી જીભ અથવા કીડી ચાલવાથી થતું ભાન તે | નં. ૧ „ |
| (૯) | જીભપર કાતરા પડી જવા તે | નં. ૩ „ |
| (૧૦) | પીળો ચીકણો થર તથા તેસાથે પેઢુમાં દુઃખાવો અને પેટમાં ભાર લાગ્યા કરવો તે | નં. ૮ „ |
| (૧૧) | જીભના મૂળ આગળ પીળો થર તથા ખારો સાબુ જેવો સ્વાદ તે અથવા સુગ આવે તેવો અવર્ણનીય સ્વાદ | નં. ૨ „ |
| (૧૨) | સ્વાદ બીલકુલ જતો રહેવો તે | નં. ૧૨ „ |
| (૧૩) | સ્વાદ જતો રહેવો અને અતિશુષ્ક જીભ લાગવી | નં. ૩ „ |
| (૧૪) | ગળ્યો સ્વાદ | નં. ૧ „ |

---

# પ્રકરણ ૨.

## આંતરબાહ્ય ત્વચામાંથી નીકળતો રસ.

### ( Exudations. )

જીવનરસાયન શાસ્ત્રનો એક સરલ અને સાદો સિદ્ધાન્ત છે કે અમુક અમુક ક્ષારને અમુક અમુક સકરણ પદાર્થ ( organic substance ) સાથે નિકટનો સંબંધ છે તેથી તે તે સકરણ પદાર્થ જ્યાં નકામો પડી બહાર નીકળતો જણાય ત્યાં તેને કામે લગાડનાર, તેને શરીરના અવયવરૂપ કરી રાખનાર ક્ષારની ન્યૂનતા સૂચવાય છે. અને તેથી શરીરના ગમે તે ભાગમાંથી તેવો સકરણ પદાર્થ નીકળે તો તેમાં ભલે વૈદ્યવિદ્યાનિષ્ણાત પુરુષો તે તે વ્યાધિને ભિન્ન ભિન્ન નામો આપે છતાં તેનું ઔષધ એક જ છે. આથી શ્લેષ્મ અને પ્રદરમાં અથવા એવા બે અથવા અધિક, ભિન્ન દેખાતા વ્યાધિમાં એક ચિકિત્સા જોઇ આશ્ચર્ય પામવા જેવું નથી.

(૧) ફાઇબ્રિનવાળો રસ ( ધોળો દેખાતો રસ ). નં. ૫.
(૨) એલ્બ્યુમેનવાળો રસ ( ઘટ્ટ પાણી જેવો જે ઉનો કરવાથી ધોળો થાય છે તે ) નં. ૧.
(૩) પીળો પણ કચ્ચી કણીવાળો નં. ૩.
(૪) હેમપીત નં. ૧૦.
(૫) સાફ પીળો અને ચીકણો રસ નં. ૭.
(૬) લીલો અથવા પીળા પાણીજેવો નં. ૧૧.
(૭) સ્વચ્છ પાણી જેવો નં. ૯.
(૮) લોહીમિશ્રિત પરૂ, અથવા મેલો અને લોહીમિશ્રિત નં. ૨, ૧૨,૧૦.
(૯) બહુ દુર્ગંધ મારતો અથવા સેપ્ટિક નં. ૬.
(૧૦) લોલો નં. ૧૫.
(૧૧) પાણી જેવો વાસ મારતો અને દાહ કરતો આરસેનિક જોડ.
(૧૨) લીલું મ્યુકસ–કેલકેરિઆ જોડ.

આ ધોરણ પ્રમાણે શ્લેષ્મ, મરડો, પ્રદર, ત્વચાના રોગ વગેરેમાં તે તે અવસ્થાએ તે તે ઔષધ પસંદ કરવામાં આવે છે.

---

# પ્રકરણ ૩.

## વેદના અથવા દુઃખાવો.

જ્યાં જ્યાં વેદનાનું કારણ પ્રયત્નથી પણ શોધી કઢાય ત્યાં તે શોધીને તદનુસાર જ ઔષધ લેવું યોગ્ય છે, પણ તે પ્રમાણે ઔષધ લેતાં ન મટે, અથવા કારણનું અનુમાન ન થઇ શકે તેમ લાગે તો ત્યાં આ ક્ષારોની ખાસીએત જે જણાઈ છે તે પ્રતિ જોઇ અજમાયશ કરવો પ્રસંગે લાભ કરે છે અને તેથી જ તે અત્ર જણાવવામાં આવે છે.

(૧) સોજાસાથે દાહરૂપ વેદના, ગમે તે ભાગમાં હોય...નં. ૪. ૮.
(૨) તીક્ષ્ણ, ભાલા ઘોચાતા હોય તેવી, રહી રહીને થતી વેદના.........................................નં. ૮.
(૩) ગરમી લગાડવાથી–ઉનો શેક કરવાથી આરામ પામતી અને ઠંડા પદાર્થ લગાડવાથી વૃદ્ધિ પામતી વેદના.........નં. ૮,
(૪) સહેજ સહેજ હાલવા ચાલવાથી સારી થતી અને વધારે મહેનતથી વધતી વેદના..........................નં. ૬.

(૫) અશક્તિને લીધે જણાતો થાક તથા ચકરી જેવી વેદના નં. ૬.
(૬) જે વેદનામાં કીડી ચાલતી હોય તેવું ભાન થાય, જે રાત્રિએ તથા ખરાબ હવામાં વધે.................નં. ૧.
(૭) દોડતી વેદના એટલે ઘડીએ એક સ્થલે, ઘડીએ બીજે સ્થલે જણાય તેવી, અથવા દુઃખતી બાજુ પર સુવાથી સારી થતી નં. ૭.
(૮) આંતર ભાગમાં બળતરા...આરસેનિક જોડ.
(૯) દાબવાથી વધતી અને ઠંડા પાણીથી સારી થતી......નં. ૫.

—:૦:—

# પ્રકરણ ૪.

## જ્વરચિકિત્સા.

જ્વર આપણી પ્રજામાં અને વૈદ્યકશાસ્ત્ર જોતાં સર્વત્ર એટલો તો સાધારણ વ્યાધિ છે કે તેને માટે વિશેષ વિવેચનની જરૂર રહેતી નથી. જ્વરની ખાસ નિશાની શરીરસ્થ ઉષ્ણતાની વૃદ્ધિ છે. સામાન્ય રીતે મનુષ્યશરીરમાં ૯૮.૪ કે ૯૮.૬ ડિગ્રી જેટલી ઉષ્ણતા રહે છે. કોઇ કોઇને નીરોગ સ્થિતિમાં આથી સહેજ વધતી ઓછી ઉષ્ણતા પણ રહે છે પણ તે જ્વર નથી. નીરોગ સ્થિતિમાં જેટલી ઉષ્ણતા હોય તેમાં વૃદ્ધિ થવી તે જ્વર છે. તેમાં પણ ૧૦૦ ડિગ્રીસુધી ઉષ્ણતા થવી એ સામાન્ય જ્વર છે, ૧૦૦ થી ૧૦૨ સુધી થવી એ વિશેષ જ્વર છે, ૧૦૨ થી ૧૦૪ ડિગ્રીસુધી સખત જ્વર છે અને ૧૦૪ થી ૧૦૬ સુધી થવી એ અતિસખત જ્વર છે. ઉષ્ણ પ્રદેશમાં રહેનારને ૧૦૬ સુધીનો જ્વર જો બે ચાર કલાકમાં ઉતરી જાય છે તો ખાસ હાનિ કરનાર થતો નથી, પણ શીત પ્રદેશમાં રહેનારને તે જોખમ ભરેલો ગણાય છે. જ્વર ક્યાંસુધી વધે તેનું માપ નથી. કોઇ કોઈ વિરલ પ્રસંગમાં ૧૧૬ સુધી પણ જ્વર વધેલો હોય છે. છતાં ૧૦૬ અને તેથી વધારે જ્વર થતાં મગજની અવ્યવસ્થા થવા માંડે છે અને તે દરદીની સ્થિતિ જોખમમાં આવતી જાય છે.

જ્વર આવતાં ઉષ્ણતા વધે છે અને તેસાથે સર્વ અવયવમાંથી નીકળતો રસ તથા જલ ઓછાં થાય છે. તેથી મોં સુકાય છે, તૃષા લાગે છે, બંધકોશ થાય છે, મૂત્ર ઓછું થાય છે, અને તે પીળાશપર કે લાલાશપર થઇ રહે છે. કોઇ કોઇ જ્વરમાં પરસેવો વધે છે

અને કોઇમાં ઓછો થાય છે. સ્નાયુની શક્તિ ઓછી થાય છે અને કોઈ કોઇ વાર આંચકી આવે છે. નાડીનો વેગ વધે છે. શ્લેષ્મગ્રંથિનો રસ વગેરે ચીકણો થાય છે. આઆદિ ચિન્હો ન્યૂનાધિક અંશે સર્વ જ્વરોમાં હોય છે.

જ્વરનાં કારણો વિવિધ અપાય છે, જેવાં કે બંધકોશ, અજીર્ણ, વરમ, તરમ, ઋતુ આદિ, પણ એનું ચોકસ કારણ નિર્ણય થઇ શક્યું નથી.

જીવનરસાયનશાસ્ત્ર સર્વ પ્રકારના જ્વરનું એક સામાન્ય કારણ એ સ્વીકારે છે કે શરીરમાં જ્યાંસુધી જોઇતા પ્રમાણમાં ફેરમ ફોસ્ફેટના અણુઓ હોય છે ત્યાંસુધી જ્વર આવતો નથી તેથી એ અણુઓની ન્યૂનતા સર્વ જ્વરોમાં થાય છે. માટે જ્યાંસુધી જ્વર આવેલો રહે ત્યાંસુધી નં. ૪નું ઔષધ દરદીને સર્વ પ્રકારના જ્વરમાં આપવાનું રહે છે. એ ઉપરાંત જે બીજાં કારણો હોય તેનો વિચાર કરી જે ઔષધ આપવું હોય તે આપવું પણ આ નં. ૪ તો જ્વર ઉતરે ત્યાંસુધી આપ્યા જ કરવો.

## ( अ ) વરમજન્ય જ્વર.

## ( Inflammatory fever. )

શરીરના કોઇ પણ ભાગમાં વરમ થયેલો હોય તો તેને લીધે જ્વર આવે છે અને તેને વરમજ્વર કહે છે. શરીરના કોઇ પણ ભાગમાં રતાશ થવી ( રુધિરનો ધસારો થવો ), સોજો થવો, તે ભાગની ઉષ્ણતા વધવી અને ત્યાં દાહ થવો એનું નામ વરમ છે. એ વરમ ગમે ત્યાં થાય છે તો તેથી જ્વર આવવાનો સંભવ રહે છે. સ્થાનપરત્વે આ જ્વર સાધારણ વા વિષમ થાય છે. આંતરડામાં, ફેફસામાં, યકૃત્ તથા પ્લીહમાં, મસ્તિષ્કના પડદામાં, આ વગેરે વિવિધ સ્થલે વરમ થાય છે તો તેમાં જ્વર આવે છે. આ સર્વ જ્વરમાટે જ્વરચૂર્ણ ( જુઓ પરિશિષ્ટ ૧ ) આપવું અથવા આ પ્રમાણે ચિકિત્સા કરવી; પ્રાથમિક ભૂમિકામાં નં. ૪ એક જ આપવામાં આવે છે તો તેથી વરમ શમે છે અને તે શમતાં જ્વર પણ શમે છે. પણ જો નં. ૪ આપતાં વાર થાય છે અથવા નં. ૪ આપ્યા છતાં તેની અસર થતા પૂર્વે વરમસ્થાનમાં સોજો આવી તેમાં ફાઇબ્રિન પદાર્થ ભરાય છે તો નં. ૪ ની સાથે નં. ૫ આપવો પડે છે. સાધારણ રીતે વરમજ્વરમાં આ બેનો સાથે જ ઉપયોગ શરૂ કરાય છે. પછી

એ કાર્બોલિનવાળો પદાર્થ પોતાનું કામ કરતો થઇ જાય છે તો તેમ, નહિ તો તેને સ્થાને પીળો પદાર્થ થાય છે. એ દશામાં નં. ૪ અને અને નં. ૭ આપવામાં આવે છે અને જો તે પાકે છે તો નં. ૪-ની સાથે નં. ૧૨ તથા છેવટે નં. ૨ આપવામાં આવે છે. તાત્પર્ય કે આ જ્વરપ્રકારનો ખાસ ઉપાય નં. ૪ છે અને વરમની ચિકિત્સા ગડગુમડાંની જે ચિકિત્સા થાય છે તે પ્રમાણે વધારેમાં કરવાની હોય છે.

આ જ્વરમાં જો લવારો બકારો વગેરે મસ્તિષ્કની ભારે વિક્રિયા દેખાય તો નં. ૬ આપવાની જરૂર રહે છે. જ્વર મટી ગયા પછી પણ નં. ૪ થોડો વખત લેવાની જરૂર રહે છે કેમકે એથી તે વરમસ્થલના અવયવો દઢતાને પકડે છે.

આ ઉપરાંત સેકવગેરે જે એલોપથીપદ્ધતિપ્રમાણે કરાય છે તે આમાં પણ કરવામાં આવે છે અને વરમસ્થળે, જે ઔષધ અંદર ખાવામાં લેવાય છે તે જ પાણીમાં અથવા વેસેલાઇન કે લેનોલાઇન વગેરેમાં કાલવી ચોપડવામાં આવે છે.

આહારવિહારના નિયમો વ્યાધિપરત્વે હોવાથી સર્વ પદ્ધતિમાં સમાન જ છે, આ ક્ષારોના સંબંધમાં ખાસ કરી નથી પણ વ્યાધિને અંગે જે કરી હોય છે તે સર્વએ પાળવાની હોય છે.

## ( આ ) ટાઢીઆ અથવા આંતરીઆ તાવ.

( Ague, intermittent fevers. )

આ તાવમાં પ્રથમ ટાઢ આવે છે અને ત્યાર પછી ધીમે ધીમે શરીર ઉનું થતું જાય છે અને ટાઢ શમતી જાય છે; શરીર જેટલું ઉનું થવાનું હોય તેટલું થઇ રહે છે એટલે ટાઢ સાફ શમી જાય છે. થોડા કલાક ઉનો તાવ રહે છે અને પછી પરસેવો થઇ ઉનો તાવ ઉતરી જાય છે. આ જ્વર ૨૪, ૩૬ કલાકમાં અવશ્ય ઉતરી જાય છે અને સાધારણ રીતે ૧૨ કલાકમાં ઉતરે છે. પછી ઉતરી ગયા પછી કાં તો તાવ શમી ગયેલો રહે છે, અથવા બીજે દિવસે પુનઃ ટાઢ વાઈ જ્વર ભરાય છે અને પૂર્વવત્ ઉતરે છે. આમ થાય તો તેને નિત્યજ્વર, રોજનો તાવ આદિ નામો અપાય છે. જો એક દિવસ જ્વર વિનાનો રહે છે અને બીજે દિવસે પુનઃ જ્વર આવે છે તો તેને એકાંતરીઓ અથવા તરીઓ તાવ કહે છે. એ પ્રમાણે બે દિવસ વચ્ચે તાવ વિનાના જાય છે અને પછી જ્વર આવે છે તો

તેને ચોથીઓ તાવ કહે છે. કોઇ કોઈ પ્રસંગે નિયમસર અંતર વચ્ચે જતો નથી પણ ઉતરીને ગમે ત્યારે તાવ પાછો ભરાય છે તો તે અનિયમિત તાવ કહેવાય છે. કોઇ કોઇને અઠવાડીયું, પખવાડીયું, ૨૧ દિવસ વચ્ચે સારા જાય છે અને પછી ટાઢ વાઇ તાવ નિયમસર ભરાય છે; આ પણ આ જાતના તાવમાં જ ગણાય છે.

આ પ્રકારના જ્વરનું ઉત્તેજક કારણ એલોપથીસંસ્થાના ડાક્ટરો એક જાતના સૂક્ષ્મ જંતુઓ છે એમ જણાવે છે. પણ હોમીયોપથી તથા જીવનરસાયનશાસ્ત્રના વિદ્વાનો તે સ્વીકારતા નથી. એ સૂક્ષ્મજન્તુઓ થાય તેમાં ના નથી પણ એથી જ્વર આવે છે એમ એમનું માનવું નથી. એ પુરૂષો તો સખત ગરમી અને તેથી ઉંચું ચઢી શ્વાસપ્રશ્વાસમાં પ્રવેશતું જલ જ કારણ માને છે. જ્યારે આ પ્રકારે શ્વાસપ્રશ્વાસદ્વારા જલનો શરીરમાં પ્રવેશ થાય છે ત્યારે રુધિરના અણુઓમાં તથા રુધિરના પ્રવાહી ભાગમાં જલનો સંચય વધે છે અને તેથી જોઇએ તેટલું ઓકસીજન શરીરમાં દાખલ થઇ શકતું નથી, અને તેથી પછી આ જંતુઓ દાખલ થતાં આ જ્વરનાં ચિન્હો થાય છે. આમ હોવાથી જ ઉંચા પ્રદેશમાં જઇને રહેવામાં આવે છે તો આ જ્વર પોતાની મેળે નિવૃત્ત થાય છે તથા જેના શરીરમાં અધિક પ્રમાણમાં થતા જલને બહાર કાઢી નાંખનાર નં. ૧૧ નો ક્ષાર હોય છે તે મેલેરીઆવાળી જગામાં રહે છે છતાં તેને જ્વર આવતો નથી. આ પ્રકારનું કારણ આ જ્વરમાટે માનવામાં આવે છે એટલું જ નહિ પણ આખી Germ-theory-જન્તુપ્રક્રિયા-આ શાસ્ત્ર આ રૂપે જ માને છે. કોલેરા, પ્લેગ વગેરે સર્વ રોગોમાં શરીરમાં જન્તુઓ થાય છે પણ તે, તે રોગનાં આરંભક કારણ નથી. રોગનાં કારણ બીજાં હોય છે અને તે કારણોનો વ્યાપાર થતાં શરીરના વિવિધ ધાતુઓમાં સડો થાય છે જેથી તે તે જન્તુઓ ઉત્પન્ન થાય છે અને બહાર થયેલા જન્તુઓ અંદર પ્રવેશી જીવે છે તથા વૃદ્ધિને પામે છે. એ સંબંધી અત્ર ચર્ચા કરવાનું કારણ નથી, માત્ર એ પ્રક્રિયા જણાવવી જ બસ છે. ડો. કેરી તો એમ પણ માને છે કે જીવનરસાયનશાસ્ત્ર જે પ્રકાશ પાડે છે તેનો પ્રસાર થતાં અંધકારની નિવૃત્તિ થયે જે સેગ્રિગેશન વગેરેનું તોફાન વિશ્વમાં ચાલે છે તેવા ગાંડપણનું ચિન્હ એક પણ રહેશે નહિ.

આ જ્વરનાં ચિન્હો ઉપર દર્શાવ્યાં છે તે ઉપરાંત દરદીને માથાપર ભારનું ભાન થાય છે, પેઢુના ભાગમાં ચુંક નાંખે છે, દસ્ત

અધિક થાય છે અથવા બંધકોશ થઇ જાય છે, માથું દુઃખે છે, તૃષા લાગે છે, મૂત્ર ઓછું થાય છે, શ્વાસ ટુંકો લેવાય છે, જીભપર થર દેખાય છે, ત્વચા રૂક્ષ લાગે છે વગેરે વિવિધ સહચારી ચિન્હોમાંથી એક વા અધિક થાય છે.

આ સર્વ જ્વરોમાં ( ચોથીઆ તાવ સિવાય ) આ નિયમથી ચિકિત્સા કરવીઃ—નં. ૪ અને નં. ૧૧ ( 3x કે 6x ) આપવાં; તેમાં નં. ૪ જ્વર હોય છે ત્યારે, અને નં. ૧૧ એ ટાઢીયા તાવનું ખાસ ઔષધ છે તેથી જ્વર ઉતરી ગયા પછી પણ એ ચાલુ રાખવાનો રહે છે. આથી નહિ મટે અને રોજ જ્વર આવ્યા કરે તો salol ( સેલોલ ) ના બે બે ગ્રેનનું પડીકું સવાર સાંજ આપવું અને આ નં. ૧૧ નું ઔષધ ચાલુ જ રાખવું.

આ સાથે બંધકોશ દેખાય તથા જીભપર ધોળી છારી દેખાય તો નં. ૫, ખાટી ઉલટી થાય તો નં. ૧૦, અને પેટમાં ચુંક નાંખે તો નં. ૮ વધારામાં અપાય છે. નં. ૬ મસ્તિષ્કની અવ્યવસ્થા માટે. બહુ સુસ્તી લાગવી, અતિશય તૃષા, બહુ મૂતરી જવો, સવારે ૧૦, ૧૧ વાગે જ આવતી ટાઢ, પરસેવો થવાથી મટી જતી શિરોવેદના એ નં. ૯ ને સૂચવે છે, પ્રચ્છન્ન ટાઢીયો તાવ પણ નં. ૯—ને સૂચવે છે; જ્વર ઉતરી ગયા પછી અશક્તિમાટે નં. ૧ ક્વીનાઇન વધારે લેવાયું હોય છે અને તેને લીધે પેટમાં બળતરા, બહેરાશ વગેરે લાગે છે તેનો ઉપાય નં. ૯ છે. રાત્રે સાત વાગે તથા સવારે નવ વાગે આવતી ટાઢ નં. ૮ ને સૂચવે છે. દરદીની લોચપોચ સ્થિતિ નં. ૮ ની સૂચક છે.

ચોથીઆ તાવમાટે નં. ૪ અને નં. ૯ આપવામાં આવે છે. જ્વરવિનાના દિવસોમાં માત્ર નં. ૯ આપવો. એ એનું ખાસ ઔષધ છે. સર્વ જ્વરોમાં પરસેવો નહિ થાય તો તે લાવવામાટે નં. ૭ અપાય છે. જે તાવ ઉતરી જઇ અઠવાડીયું પખવાડીયુ વચ્ચે સારૂં જાય છે તેવા જ્વરો ઘણીવાર નં. ૧૧થી જો અટકતા નથી તો તેમાટે નં. ૧૩-Arsenic ( આરસેનિક ) અને China ( ચાઇના ) આપવા પડે છે અથવા જન્તુઘ્ન તરીકે નં. ૫ આપવાની જરૂર રહે છે.

આ એવ્યુજ્વરોમાં દુધ, છાશ વગેરે પિત્તનો પ્રકોપ કરનાર પદાર્થો ખાવામાં નહિ લેવા. પાણી પીવાની તૃષા લાગે તો તે પીવામાં

લેશ પણ અડચણ નથી. ઘણા ડાકટરો પાણી તો પીવાની જ ભલામણ કરે છે.

મેલેરીઅસ તાવ તથા મેલેરીઆ માત્ર માટે નં. ૧૧ ઓષધ છે. જીર્ણ મેલેરીયામાટે નં. ૬, નં. ૨ ઉપાય છે, મેલેરીઆથી થતી બહેરાશમાટે આર. જોડ તથા મેલેરીઆના પ્રીવેન્ટિવ તરીક આર. જોડ ૨x ખાસ વપરાય છે.

## ( ઈ ) સાદો જ્વર.

### ( SIMPLE FEVER. )

આ તાવમાં પરિશિષ્ટ પ્રથમમાં જણાવેલું જ્વરચૂર્ણ આપવું. જો જ્વર માત્ર ૧૦૦ ડીગ્રી જેટલો હોય તો તે ઘણુંવાર યકૃતના વ્યાપારની મંદતાથી આવે છે માટે તેમ લાગે તો નં. ૫ અથવા નં. ૧૧ આપી જોવા. જીર્ણ તાવમાં જો મોં સુકાતું હોય, દાંતપર છારી બાઝેલી જણાય, અને વાનો ચાળો જણાય તો તે નં. ૬ સૂચવે છે.

## ( ઉ) પિતજ્વર, સતતજ્વર, રીમિટંટ ફીવર.

### ( Remittent fever. )

આ જ્વર ઘણું કરીને ટાઢ વિના જ આવે છે અને એનું ખાસ લક્ષણ એ છે કે એક તાવ રહે છે અને તે ઉપર બીજો આવે છે. જેમ ટાઢીઓ તાવ વચ્ચે સાફ ઉતરી જાય છે તેમ આમાં તાવ સાફ ઉતરી જતો નથી; પણ માત્ર દિવસમાં એક વાર અને વખતે બે ત્રણ વાર પણ ચઢઉતર માત્ર થાય છે. આ અવધિઓ તાવ ગણાય છે અને ૭ દિવસ, ૧૪ દિવસ, ૨૧ દિવસ, ૨૮ દિવસ સુધી ચાલે છે. ઘણું કરીને ઉતરી ગયા પછી પાછો આવતો નથી છતાં કોઈ કોઈ વાર એનું રૂપાન્તર થઈ આંતરીઓ તાવ થાય છે, તેમ આંતરીઆ તાવમાંથી આ રૂપ પણ થઈ જાય છે. આ તાવમાં દરદીના આહારવિહારની સંભાળ રાખવાની જરૂર હોય છે. ઘણે પ્રસંગે આ જ્વરમાં યકૃતમાં લોહીના સંચય થાય છે અને પ્લીહનો વરમ થવાનો ઘણો સંભવ આવે છે. તેમ જ સતત જ્વર ભરેલો હોવાથી રક્તાશય, ફેફસાં, શ્વાસનલિકા આદિમાં પણ વિકાર થવાનો પ્રસંગ આવે છે. આ જ્વરમાં ઉતાવળ કરી તાવ ઉતારવાની ઉપરાછાપરી દવા આપવામાં આવતાં લાભ કરતાં નુકશાન વિશેષ થાય છે. તેથી એલોપથીસંસ્થાના ડાકટરો જો કુશલ હોય છે તો બીજી ક્રિયા ન

થવા દેવામાટે સંભાળ રાખતા રહે છે અને એ જ્વરને હાંકી કાઢવા ધમપછાડ કરતા નથી.

આ શાસ્ત્રના નિયમપ્રમાણે આ જ્વરમાં જ્વરચૂર્ણ આપવું (જુઓ પરિશિષ્ટ ૧), અથવા નં. ૪ અને નં. ૧૧ ના પાંચેક ડોઝ દિવસમાં આપવા. આ તાવમાં ડાઇલ્યુશનની પદ્ધતિથી ઔષધ લેવાથી સારો લાભ થાય છે. ઘણીવાર એક દિવસ આ પદ્ધતિ પ્રમાણે ઔષધ આપવાથી જ્વર વધારે વધતો અટકી જાય છે કૃમિની શંકા થતાં નં. ૧૦ અપાય છે. ખાસ જરૂર વિના આ જ્વરમાં જુલાબ આપવામાં આવતો નથી. નં. ૧૧ જ જરૂર હોય છે તો જુલાબ આણે છે. જીભ ઉપર થર કાયમ રહેતો જણાય છે તો નં. ૫ પ્રસંગ પરત્વે અપાય છે, પણ મુખ્ય ચિકિત્સા માત્ર નં. ૪ અને નં. ૧૧ આપવાની જ છે.

પાંચ સાત દિવસ આ જ્વર રહે છે તો વખતે આંતરડામાં પછી બગાડ થવાની શંકા રહે છે તેથી એલોપથીસંસ્થા સેલોલ (salol) નામનું ઔષધ આપે છે. તે આ ચિકિત્સા સાથે આપતાં વાંધો નથ. સેલોલના બે બે ગ્રેઇનનાં ત્રણ પડીકાં આ દવાના ડોઝના અંતરના ગાળામાં દિવસમાં આપવા એ સારૂં છે.

આ પણ મેલેરીઅમ જ્વર છે તેથી દૂધ અને છાશ આપવાનો ચાલતો પ્રચાર ઘણા દરદીમાં નુકશાનકારક જ વર્ણન કરેલો દેખાય છે.

## (૯) ટાઇફોઇડ નામનો જ્વર.

(Enteric, Typhoid fever)

આ જ્વર ઘણા દિવસ ચાલનાર હોય છે તથા અમુક નિયમથી સવારસાંજ વધઘટ થાય છે; તેસાથે દરદીને દસ્ત થાય છે, લવારો (સંનિપાત) થાય છે. પેડુના ભાગમાં ગુલાબી રંગના ડાઘા જણાય છે નાડી ૯૦ થી ૧૨૦ સુધી થાય છે. નાના આંતરડાનાં ગ્રંથિઓનો વિકાર આમાં ખાસ કરીને થાય છે, તથા એસાથે ન્યૂમોનિઆ, ગાલસુણીઆ, આંતરડાના પડદાનો વરમ થાય છે, દરદી છેક લખાઈ જાય છે વગેરે વિવિધ જોખમસૂચક ચિન્હો થાય છે. કુશળ ડાકટર નીચે જ આની ચિકિત્સા થવાની જરૂર છે. આ શાસ્ત્રના નિયમ-પ્રમાણે નં. ૫ એનું ખાસ ઔષધ છે. નં. ૫માં ક્લોરિન રહેલું છે તે હાઇડ્રોજનસાથે મળતાં હાઇડ્રોક્લોરિક એસિડ થાય છે અને તે જન્તુને મારનાર છે તેથી આ નં. ૫ની અસર આ જ્વરમાં સારી

જણાઇ છે. કેટલાક પુરુષો નં. ૪ અને નં. ૭ આ જ્વરમાં આપે છે. એ ઉપરાંત નં. ૬ તથા નં. ૯ ની જરૂર આ જ્વરમાં પડે છે, તે તેનાં ચિન્હો થતાં આપવામાં આવે છે. પ્રથમ ભૂમિકામાં નં. ૪, નં. ૬ અને નં. ૫ આપવા. જો ત્વચા રૂક્ષ જણાય તો નં. ૫ને બદલે નં. ૭ આપવો તથા ઉષ્ણજલનું ડુશ આપવું. લગભગ બે અઠવાડીયામાં આમ દવા આપવાથી આરામ થઇ જાય છે. જ્યારે વ્યાધિ એનો ક્રમ જ લે તો ૫ છી નં. ૫ એ મુખ્ય ઔષધ છે. ઢીલો દસ્ત થાય તો નં. ૧૧ના થોડા ડોઝ આપવા. આહારવિહારની કાળજી આ જ્વરમાં વિશેષ કરીને રાખવી પડે છે, તથા અર્શાંકુરા અટકાવવા વચ્ચે વચ્ચે રોજ એક બે ડોઝ નં. ૧ના આપવામાં આવે છે. આ જ્વરમાં નં. ૪.૫,૬ ૭,૯,૧ એટલાનું ચિંતન કરવાનું હોય છે. આમાં ઉષ્ણજલનું ડુશ ખાસ વાપરવાની ડાકટરો ભલામણ કરે છે. પથારીમાં પૂર્ણ વિશ્રાન્તિ ખાસ આવશ્યક છે.

## ( ઐ ) ટાઇફસ નામનો જ્વર.

( Typhus fever. )

આ વ્યાધિ ઘણે ભાગે આપણા દેશમાં નથી પણ શીતકટિબંધનો એ વ્યાધિ છે, છતાં કોઇ કોઇ વહેમવાળા કેસ અહિં પણ થયેલા વૈદ્યક વર્તમાનપત્રો વર્ણે છે. આ જ્વર અને ટાઇફોઇડમાં જે ભેદ છે તે બારીક છે અને કુશલ ડાક્ટરની સહાયવિના આ જ્વરની ચિકિત્સા કરવી જોખમ ભરેલું કામ છે. આ જ્વરમાં નં. ૪ જ્વરમાટે અપાય છે તથા એના ખા ઔષધરૂપ નં. ૬ છે. બીજાં ઔષધો જેવાં કે નં. ૫, ૯ તેનાં તેનાં ચિન્હો ઉપરથી પ્રસંગપરત્વે આપવામાં આવે છે.

## ( ઓ ) શીળી, શીતલા, સૈયડ, માતા.

( Small-pox. )

આ ફુટી નીકળતા તાવ ( Eruptive fever ) ની એક જાતિ છે. સર્વ માણસોને પ્રાયશઃ એક વાર સૈયડ નીકળી જાય છે તેથી એનાથી સર્વ સજ્ઞાન છે એમાં જ્વરથી આરંભ થાય છે અને ટાઢ તથા ધ્રૂજારી સહિત તાવ આવે છે. તાવ ઘણું કરીને સખત હોય છે અને દરદી લવારો કરે છે, ચમકે છે, અને તેના શરીરપર ઓળા પડતા દેખાય છે; માથું દુઃખે છે, બરડાની કરોડના ભાગમાં દુઃખાવો થાય છે, ભાન પણ વખતે જતું રહે છે, હાંફ જણાય છે

અર્થાત્ શ્વાસ લેતાં મહેનત પડે છે, ઉધરસ આવે છે, છીંક પણ આવે છે અને ઘણાને ઉલટી પણ વારંવાર થયા કરે છે. આમ તાવ આવી પછી દાણા નીકળે છે. તે પ્રથમ મુખઉપર તથા ગળાઉપર દેખાય છે અને ક્રમે ક્રમે આખે શરીરે નીકળે છે. આરંભમાં એ દાણા નાના, રાતા, ખીલજેવા દેખાય છે અને ત્રણ દિવસમાં તો તે માષજેવા દેખાવના થઇ રહે છે; તેની આસપાસ લાલ પાળ બંધાય છે અને મધ્યમાં ખાડો પડે છે. આ મધ્યમાં ખાડો હોવો એ સૈયડ અને અછબડાના દાણામાં ભેદ પાડનાર ચિન્હ છે. ૭ આઠ દિવસમાં એ દાણાના પાણીને સ્થાને પરૂ ભરાય છે જેને આપણા લોકો દાણા ભરાયા, ખીલ્યા વગેરે કહે છે. એ દાણા છૂટા છૂટા હોય છે તો સૈયડનું જોર સાધારણ કહેવાય છે. અને બીજી જાતના સૈયડમાં એ દાણા પાસે પાસે–એકબીજામાં મળી ગયેલા હોય છે, સૈયડના થાપા થઈ રહે છે. આને Confluent–કોનફ્લ્યુઅન્ટ ટાઇપના સૈયડ કહે છે, અને એમાં ઉપર દર્શાવેલાં ચિન્હો બહુ જોરમાં હોય છે, અને તે ઉપરાંત તાણ વગેરે ચિન્હો પણ થાય છે. સાદા સૈયડમાં ૯મે દિવસે અને કોનફ્લ્યુઅન્ટ ટાઇપના સૈયડમાં ૧૪ દિવસ પછી એ દાણા કરમાઇ જાય છે–સૈયડ નમી જાય છે અને તેના દાળછોડા થઇ જાય છે. આ રોગ ચેપી રોગ છે અને એની ચેપી દશા ખાસ કરીને દાળછોડા થાય છે ત્યારે છે. આમાં આરંભમાં એક જ્વર આવે છે તે સૈયડના દાણા દેખાતાં શમે છે, પણ પાછો એ દાણામાં પરૂ થાય છે ત્યારે બીજો જ્વર આવે છે. સૈયડમાં જે જોખમકારક પરિણામ આવે છે તે આ દ્વિતીય તાવના સમયમાં જ આવે છે.

આ વ્યાધિમાં આપણા લોક સાધારણ રીતે ઔષધ આપતા નથી અને પાછળથી રાખ ચોળે છે. એ નીતિ ઘણે અંશે પ્રશસ્ત છે. છતાં વ્યાધિનું બલ વધારે હોય છે તો ઔષધ લેવાથી નુકશાન થતું નથી. શીતકટિમાં રહેનાર લોકોમાં આ વ્યાધિ ભયંકર રૂપ ધારણ કરે છે તેથી ત્યાં એનો ભય આપણા કરતાં વધારે છે. આ વ્યાધિમાં મુખ્ય ભયનું એક કારણ તો એના ડાઘા જે રહી જાય છે તે છે અને બીજું એમાં વખતે આંખ વગેરેને નુકશાન થાય છે તે છે. આપણી પ્રજા સઘળામાં હાલ પાછળ છે તેથી જ્યારે બીજે સ્થળે એને માટે વિવિધ ઉપાયો યોજાયા છે ત્યારે અહિં માત્ર સંદિગ્ધ ફલવાળી ગોશીતલાનો જ પ્રયોગ ચાલે છે. આ વ્યાધિ થયેલા દર-

દીને અંધારી ઓરડીમાં રાખવો અને બને તો લાલ પ્રકાશમાં રાખવો એ સર્વોત્તમ ઉપાય છે. જો દાણા નીકળતાં જ લાલ પ્રકાશ માત્ર જેમાં આવે અને સૂર્યનાં ભૂરા કિરણ બિલકુલ નહિ આવી શકે તેવા ઓરડામાં દરદીને રાખવામાં આવે છે તો જ્વર એની મેળે શમે છે, શીતળા પણ નમી જાય છે અને એનો એક પણ ડાઘો પડી રહેતો નથી. આ પ્રયોગસિદ્ધ વાર્તા છે. આ પ્રમાણે ન બને તો તેલ અથવા કોલોડીઅનનું શરીરે મર્દન કરવાનું કુશળ વૈદ્યો સૂચવે છે અને તેમ કરવાથી પણ ડાઘા પડતા નથી એમ જણાવે છે.

દરદી દાણા ખણી ન નાંખે એ સંભાળવું તથા આરંભમાં સાદો પચે તેવો અને પાછળથી ગરમી મટાડે અને ટાઢક કરે એવો ખોરાક આપવો.

આ શાસ્ત્રના નિયમથી નીચે પ્રમાણે ઔષધો આપવામાં આવે છેઃ—આરંભમાં નં. ૫ આપવું, જ્યારે દાણામાં પરૂ ભરાય ત્યારે નં. ૧૦, અને વચ્ચે દરદી જો લોથજેવો થઇ જાય તો નં. ૬. કોન્ફ્લ્યુઅન્ટ ટાઇપમાં નં. ૫ ને બદલે નં. ૯ આપવામાં આવે છે. છોડાં ઉખડે ત્યારે તે વહેલાં ઉખડે તે માટે નં. ૭ આપવામાં આવે છે. અને નં. ૨ પરૂ થયા પછી અને નં. ૧ વચ્ચે વચ્ચે દિવસમાં એકવાર અપાય છે. નં. ૪ જ્વરમાટે છે. આ વ્યાધિ માટે ખાસ ઔષધ નં. ૫ અને નં. ૯ છે, અને સાધારણ વપરાશમાં નં. ૪, ૫, ૭. અથવા નં. ૪, ૯, ૭ આવે છે.

## [औ] અછબડા. (CHICKEN-POX.)

આ વ્યાધિ શીતળાના જેવો જ છે, માત્ર એનો સમય ટુંકો હોય છે તથા એનો ત્રાસ ઓછો હોય છે. એમાં જે દાણા દેખાય છે તે દેખાય છે અને કરમઇ જાય છે. દાણાના મધ્યમાં ખાડો હોતો નથી. એમાં ઔષધની સાધારણ રીતે જરૂર રહેતી નથી. એના દાણા કરમાઇ જાય છે ત્યારે શિતળાના જેવા ખાડા પડી રહેતા નથી શીતલા તથા ઓરીથી આનેપૃથક્ કરનાર એક ચિન્હ આ પણ છે કે એમાં જે દાણા ફુટી નીકળે છે તે જ્વરની પૂર્વે અથવા જ્વરની સાથે નીકળે છે.

આ શાસ્ત્રના નિયમથી શીતલાના જેવી જ આની ચિકિત્સા છે. એમાં નં. ૪, ૫, ૯, ૭ અને ૨ ની જરૂર રહે છે. સામાન્ય રીતે નં. ૪ અને ૫ બસ થાય છે.

# [અં] ઓરી, ગોબરૂ. (MEASLES.)

શરૂઆતમાં ટાઢ સાથે તાવ આવે છે, લુખી ઉધરસ થાય છે, આંખ લાલ થઇ જાય છે, આંખમાંથી પાણી નીકળે છે વગેરે. ત્રણ કે પાંચ દિવસ પછી ઝીણા, લાલ, જીવડાના ડંખ જેવડાં ચકામાંજેવું શરીરપર દેખાય છે અથવા ઝીણી દાંણીઓ દેખાય છે. એ આરંભમાં મુખ અને ગળાપર દેખાય છે અને ક્રમે ક્રમે આખે શરીરે ફેલાય છે. ૭ સાત દિવસ ( શરૂઆતથી ) થતાં એ ફોડલી ઝાંખી થઈ જાય છે અને નવ દિવસમાં ઉડી જાય છે અને પછી થુલા જેવું પાતળું પડ તે સ્થળેથી ઉખડે છે આ વ્યાધિની ગરમી ઘણી હોય છે અને તેની અસર એ મટ્યા પછી દેખાય છે. ઘણું કરીને નાનાં છોકરાંઓને આ આવે છે, અગર જો મોટા માણસો પણ એથી સાફ મુક્ત નથી.

આનું ખાસ ઔષધ નં. ૫ છે. તે આરંભથી આપવામાં આવે છે અને એના પાછળની અસરમાટે પણ એ ચાલે છે. પ્રસંગપરત્વે ઉપયોગમાં આવતાં ઔષધો નં. ૪, ૭, ૯ છે; તેનાં ચિન્હો જણાયાથી ત્યાંસુધી તે તે આપવામાં આવે છે. ઓરી નીકળી થમી જાય તો નં. ૭ આપવાથી તે બરાબર બહાર નીકળી આવે છે. નં. ૨ અશક્તિમાટે પાછળથી દિવસમાં એક વાર આપવામાં આવે છે. ડૉ. ઓરિક નં. ૪ એકલો જ આપવા ભલામણ કરે છે અને તેથી જ ચાલે છે એમ જણાવે છે, અથવા એની સાથે બીજા ચિન્હો પ્રમાણે નં. ૫, ૨, ૧૧, ૧૨, એમાંથી જેની જરૂર પડે તે આપવાનું કહે છે.

---

## (અઃ) રતવા, વિસર્પ.

### ( Erysipelas–એરીસિપેલસ. )

આ એક જાતનો જ્વર છે અને એને અંગ્રેજીમાં " રાતી ચામડી " કહે છે. એમાં પ્રથમ જ્વર દેખાય છે, ચળકતી રતાશ નજરે પડે છે; સોજો ચઢે છે અને તરસ થાય છે. પછી દાહનું ભાન થાય છે અને કોઇ કોઇ વાર ભાલા ભોંકાતા હોય તેવી વેદના થાય છે, જે હાલવા ચાલવાથી વધતી જણાય છે. બીજાં ચિન્હો જે સાધારણ રીતે સહસ્થાયી હોય છે તે આ પ્રમાણેઃ–કંપારી; ટાઢ

અને પછી જ્વર; નિદ્રાનો અભાવ; ભટકતી વેદના, સુકી જીભ; ઉલટી, ઉબકા, શિરોવેદના; ફફોલા નીકળી આવવા. થોડા દિવસમાં રંગ લાલ બદલાઇ પીળાશ પડતો થાય છે. આ વ્યાધિ જ્યારે મુખ ઉપર અથવા માથાના ભાગમાં થાય છે ત્યારે જોખમ ભરેલો થાય છે અને તે સમયે એને માટે ખાસ સંભાળ લેવાની હોય છે. કોઇ કોઇ પિત્તવિકારો દેખાય છે.

જઠરની અવ્યવસ્થા, ઠંડા પવનના સપાટા, કોઈ કોઇ જાતની માછલીનો આહાર, માનસિક આવેશ આદિ વિવિધ હેતુઓ એ વ્યાધિને આણવામાં કારણરૂપ થઇ રહે છે. આ શાસ્ત્રના નિયમપ્રમાણે આવા હેતુઓથી જ્યારે અપેક્ષિત ક્ષારો અને મુખ્યત્વે કરીને નં. ૫ અને નં. ૧૧ નો ક્ષાર ન્યૂન થઇ જાય છે ત્યારે જ આ વ્યાધિ ઉત્પન્ન થાય છે. એની ચિકિત્સા કુશલ ડાકટરની સહાયથી કરવી વધારે સારી છે.

આ શાસ્ત્રના નિયમ પ્રમાણે નીચે પ્રમાણે ચિકિત્સા કરવામાં આવે છે; એમાં નં. ૪, ૧૧, ૫, ૭ અને નં. ૧૦ ની પ્રાયશઃ જરૂર પડે છે. તેમાં નં. ૪ જ્વરાદિમાટે અપાય છે; નં. ૧૧ સોજામાટે, નં. ૫ ફફોલામાટે, અને ચામડી ઉખડી જવામાં મદદ કરે તેમાટે નં. ૭ અપાય છે. આમાં નં. ૫ અને નં. ૧૧ મુખ્ય ઔષધો છે. ડૉ. સુસ્લર નં. ૧૧ ને પ્રધાનતા આપે છે. બહાર નં. ૪ લગાડવામાં આવે છે અને તેથી સારો લાભ થાય છે. આ વ્યાધિમાં ચેળ ઘણી વાર આવે છે અને તેમાટે તેના ઉપર ઘઉંની સ્ટાર્ચ લગાડવાનું ભલામણ કરવામાં આવે છે.

---

## ( क ) ઇનૂફ્લુએન્ઝા. INFLUENZA.

આરંભમાં સાધારણ શ્લેષ્મ થાય છે, અને તે સાથે જ્વર આવે છે, નાકમાંથી પાણી નીકળ્યું જાય છે, છીંક આવે છે, ટાઢ વાય છે, અને દરદી ઢગલો થઇ પડે છે તથા પીઠ અને પેઢુમાં વાનો દુઃખાવો થાય છે, કપાળ આગળ માથાનો દુઃખાવો જણાય છે, ચક્કર આવે છે, કાનમાં વેદના થાય છે, આંખમાંથી પાણી નીકળે છે તથા આંખમાં લાલાશ થાય છે, દુર્ગંધ મારતો ઘણો પરસેવો થાય છે, ગળું સુકાય છે, સુકી ઉધરસ આવે છે-વગેરે ચિન્હો થાય છે. કોઇ કોઈ સ્થળે પિત્તવિકૃતિ જણાય છે અને તેમાં ત્વચા પીળી દેખાય છે,

પિત્તના ઝાડા થાય છે, યકૃતમાં દુઃખાવો લાગે છે, પિત્તની ઉલટી થાય છે, જીભપર ધારો પીળો થર દેખાય છે વગેરે.

આ વ્યાધિ નવો જ છે અને તેથી એનું આપણા વૈદકમાં વર્ણન દેખાતું નથી. એ એકાએક પ્રસરી જતો ( એપિડેમિક ) વ્યાધિ છે. જે ગ્રામમાં થાય છે ત્યાં ઘણા એના પંજામાં સપડાઇ જાય છે. યુરોપમાંથી તેની શરૂઆત થઇ છે અને ઘણું કરીને શિયાળામાં એ થાય છે. હાલ એનું કારણ જર્મ-જન્તુવિશેષ આપવામાં આવે છે. આ શાસ્ત્ર ક્ષારોની ન્યૂનતા જ માને છે અને જન્તુને એના કાર્યરૂપ સ્વીકારે છે.

આ વ્યાધિમાં કાંદાનું સરબત આપવાથી અને તે નહિ મળે તો કાંદા ખાવાથી તથા પાણીથી પગ ઝારવાથી તથા ઉનું પાણી પીવાથી સારો લાભ થાય છે. આ ઉપરાંત મીઠાવાળાં પાણીથી ગળામાં અડકે તેમ કોગળા કરવા અને નાકની અંદર નેઝલડુશવડે એ પાણીથી જ નાક સાફ કરવું એ એનો ચેપ અટકાવવા ખાસ ભલામણ કરવામાં આવે છે. નં. ૧૧-૬x એક ગ્રેઇન દિવસમાં ત્રણ ચાર વાર પાણીમાં પીવું. એ વ્યાધિને અટકાવવામાં મદદગાર છે.

આ શાસ્ત્રના નિયમપ્રમાણે એનું ખાસ ઔષધ નં. ૧૧ છે.

વ્યાધિ થતાં જ નં. ૪ અને નં. ૧૧ ભેગાં કરી આપવા શરૂ કરવા, નં. ૪ ૬x ૬ ગ્રેઈન અને નં. ૧૧ ૬x ૯ ગ્રેઇન લઈ તેને ચાર ઔંશ પાણીમાં નાંખવા તથા તેના છ ડોઝ કરી બે બે કલાક ને અંતરે પીવા; જ્વર સાફ ઉતરી જાય ત્યાં સુધી આ રીતે દવાની જરૂર હોય છે. જ્વર ઉતરેલો ૨૪ કલાક રહે તો પછી નં. ૧૧ ૬x-ચાર ગ્રેઈન લઈ તેને ચાર ઔંસ પાણીમાં નાંખવો તથા તેમાંથી દિવસમાં ચારેક વાર ઔંસ ઔંસ લેવું. ક્રમે ક્રમે બે ડોઝ અને પછી એક ડોઝ કરવો અને પછી દવા બંધ કરવી.

આ વ્યાધિમાં આ રીતની દવા તો પ્રત્યેકને માટે છે. તે ઉપરાંત વિશેષ દવા લેવાની આ પ્રમાણે છેઃ—

નં. ૪:-છાતી પર અથવા ગળાની આસપાસ બહારથી લગાડવો. ન્યુમોનીઆની જરા પણ અસર જણાય તો નં. ૪ છાતીપર તે ભાગપર ચોપડવો.

નં. ૫:—ઘણા ખરા કેસમાં નં. ૧૧ની સાથે નં. ૫ પણ આપવાનું રહે છે અને તે પ્રતિકૂળનહિ જણાય તો નં. ૫ ૬x-

પાંચ ગ્રેઇન ઉપરના મિકસ્ચરમાં જ નાંખી દેવો. પણ કેટલીક વાર એ-ટલે કે કોઇ દરદીને નં. ૫થી જ્વર વધે છે તેથી તેમાં નં. ૫ નહિજ આપવો. આને માટે જ્યારે જ્વર સ્થાયી થયો છે એમ જણાય ત્યારે નં. ૫ એક ગ્રેઇન જીભપર આપી જોવું અને પછી અર્ધો કલાકે ટેમ્પરેચર લેવી. જો જ્વર વધેલો જણાય તો નં. ૫ નહિ આપવો. અને વધેલો નહિ જણાય અથવા ઘટેલો જણાય તો તેને નં. ૧૧-ની સાથે જ આપવો. આ શિવાય છાતીમાં દુઃખાવો થતો હોય તો ત્યાં નં. ૪ ને બદલે અથવા નં. ૪ ની સાથે નં. ૫ ત્યાં ચોપડવો. કોઇ કોઇને જ્વર વિના છાતી પર દુઃખાવો થાય છે અને તેને નં. ૫ ચોપડવા માત્રથી મટી જાય છે.

વળી પેટુમાં દુઃખાવો જેને જણાતો હોય અથવા જેની જીભપર ભૂરો થર જણાતો હોય તેને નં. ૫ ઉપરના મિકસ્ચરમાં નાંખી આ-પવાની જરૂર છે.

નં. ૧૦:—જે દરદીને નાકમાંથી પાણી ગળતું નહિ હોય અથવા જેને ખટાશનાં ચિન્હો જણાતાં હોય અથવા આ વ્યાધિ વિશેષ જોરમાં થયો હોય તેને આ દવા, ખાધા પછી અને ખાતા પૂર્વે ખાસ આપવાની જરૂર રહે છે. ખાવામાં માત્ર દુધ ભાત અ-થવા કેવલ દુધ જ અપાય છે તેથી તે પૂર્વે અને પછી આ નં. ૧૦ ૬x એક ગ્રેઇન આપવો.

નં. ૬:—જે દરદીને રક્તાશયપર અસર થાય, નાડીની અ-વ્યવસ્થા થાય અથવા ઢગલો થઇ જવા જેવું જણાય તેને આ ઔષ-ધની વધારેમાં જરૂર છે. નં. ૬ ૬x—બે બે ગ્રેઇન ત્રણ ચાર વાર અથવા વધારે આપવાનું રહે છે.

આ વ્યાધિ મટી ગયા પછી અતિશય નબળાઇ લાગે છે તે માટે નં. ૬ ૬x ઉપાયરૂપ છે. હોમીઓપથીનું નકસવોમિકા ૬x પણ અપાય છે.

આ વ્યાધિ મટી ગયા પછી પણ દરદીને વિવિધ ચિન્હો જ-ણાય છે. કોઇને ચકરી આવ્યા કરે છે, તો કોઇને કાન બહેરા થઇ જાય છે, તો અન્યને શિરોવેદના થાય છે. એ સર્વમાં નં. ૮ સારૂં કામ કરે છે.

## ( ख ) ગ્રંથિજ્વર–બ્યુબોનિક જ્વર–પ્લેગ.

### ( Plague. )

આ વ્યાધિ હાલ કેટલાંક વર્ષ થયાં અહિં ચાલે છે તેથી સર્વ પ્રજા એનાથી જાણીતી થઈ છે એટલે એના વર્ણનની અપેક્ષા રહેતી નથી. એમાં જ્વર ઉપરાંત ગાંઠ દેખાય છે એ એનું ખાસ ચિન્હ છે. એ વ્યાધિવાળાની જીભ ધોળી દેખાય છે તથા દરદીને એક જાતનો ગભરાટ થાય છે જે તેના મુખ ઉપરથી સમજાઇ આવે છે. પ્લેગ કેસ જોયેલા ડાકટરો દરદીને જોતાંવેતજ એ વ્યાધિને પારખી શકે છે કે જે એના વર્ણનથી થઇ શકે તેમ નથી.

આ શાસ્ત્ર પ્રમાણે એની ચિકિત્સા આ પ્રમાણે કરાય છેઃ—

જ્વર શરૂ થતાં જ નં. ૪ અને નં. ૫ વારાફરતી અથવા ભેગાં કરી દિવસમાં પાંચ ૭ વાર આપવામાં આવે છે તથા રાત્રિના ભાગમાં નં. ૬ ના બે ડોઝ આપવામાં આવે છે. નં. ૬ આપવાથી મગજની વિકૃતિ હોય છે તો તે શમે છે અને નથી થયેલી હોતી તો તે થતી અટકે છે. આ શિવાય ભાગ્યે જ બીજાં ઔષધોની જરૂર પડે છે. ગાંઠ દેખાતી હોયતો ત્યાં અથવા કોઇ ભાગમાં દુઃખાવો થતો હોય તો ત્યાં નં. ૫ અને નં. ૧૦ નાં પોતાં મૂકવામાં આવે છે અને પછી વેસેલાઇનમાં કે લેનોલાઇનમાં કાલવીને એ ઔષધોની પટ્ટી મારવામાં આવે છે. શરૂઆતથી આ ઉપચાર કરવામાં આવે છે તો ઘણે ભાગે દરદી બચી જાય છે. નં. ૧ દિવસમાં એક વાર આપવામાં આવે છે. આ વ્યાધિમાં ડબલ સલફાઇડ નામનું એક પેટંટ એલોપથી-ઔષધ પણ સારી અસર કરનાર જણાય છે અને તે દિવસમાં ચારેક વાર આપવામાં આવે છે. એ બે દિવસ આપી બંધ કરાય છે. અધિક લેવાથી નુકસાન છે.

એ રોગનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે નં. ૫ રક્ષક ઉપાયરૂપે દિવસમાં એક બે વાર લેવામાં આવે છે. આ શાસ્ત્રમાં જે વ્યાધિ મટાડનાર ઔષધો છે તે જ વ્યાધિ થતો અટકાવનાર પણ છે, કેમકે તે ક્ષાર જોઇતા પ્રમાણમાં નથી હોતો ત્યારે જ તે તે વ્યાધિ થાય છે.

## ( ग ) લૂ લાગવી—સનસ્ટ્રોક.

( Sun-stroke. )

શરદ્ઋતુમાં અથવા ગ્રીષ્મઋતુમાં સખત તાપ પડતો હોય ત્યારે ખુલ્લા ફરનારને વખતે સૂર્યનાં પ્રચંડ કિરણો બોચીના ભાગમાં લાંબો વખત પડવાથી એકદમ શરીરમાંનું જલ સુકાઇ જાય છે અને તે તે અવયવો શુષ્ક થઇ જાય છે. આથી સખત તાવ ભરાઇ આવે છે અને પ્રસંગે એ જોખમકારક પણ નીવડે છે.

આ વ્યાધિ અટકાવવામાટે જ્યારે શરીર ગરમ થયું હોય ત્યારે ઠંડું જલ ન પીવું અને સૂર્યનાં પ્રખર કિરણોમાં લાંબો વખત ઉઘાડા ન ફરવું એ સાચવવાનું હોય છે.

આ વ્યાધિની ચિકિત્સામાં નં. ૯ ખાસ ઔષધ છે. એ વ્યાધિ જણાતાં જ નં. ૪ અને નં. ૯ વારંવાર આપવાની જરૂર રહે છે. મસ્તિષ્કની વિક્રિયા દેખાતાં નં. ૬ ઉમેરવો, પણ નં. ૪ અને નં. ૯ ખાસ કરીને આપ્યાં કરવાનાં હોય છે. નં. ૯ શરીરસ્થ જલનું સમીકરણ કરે છે અને આ વ્યાધિમાટે સ્પેસિફિક ઔષધ (રામબાણ દવા) મનાયું છે. દરદીની માવજત જેમ બીજા ભારે તાવમાં રાખવામાં આવે છે તેમ આમાં પણ રાખવાની હોય છે.

---

# પ્રકરણ ૫.

## ઉપદંશ, ચાંદી, ટાંકી, ગરમી, દ્વિતીયોપદંશ, સીફિલિસ.

( Syphilis. )

આ વ્યાધિના સંબંધમાં સર્વ હકીકત જણાવનાર ગ્રંથોના ગ્રંથો ભરવામાં આવ્યા છે તેથી અત્ર તેનું ગમે તેટલું વર્ણન કરવામાં આવે તોપણ તે ન્યૂન જ રહે તેમ છે. છતાં એટલું જણાવવું યોગ્ય દેખાય છે કે ઘણા ખરા લોકો અમુક સ્થાને જ એ વ્યાધિ થાય છે, એ સ્થાનિક વ્યાધિ છે એમ માને છે તેમાં તેઓ મોટી ભૂલ કરે છે. સર્વ દુષ્ટ વ્યાધિઓનું લિસ્ટ કરવામાં આવે તો તેમાં પ્રથમ પંક્તિ

આ વ્યાધિને આપવામાં આવે છે. એ વ્યાધિ આખા શરીરમાં પ્રસરી રહેલો હોય છે, શરીરના અણુ અણુમાં વ્યાપી રહેલો હોય છે અને એવો દુષ્ટ ચેપી હોય છે કે કોઇ કોઇ કેસમાં તો એ વ્યાધિગ્રસ્તના સ્પર્શ કરેલા વાસણમાં જલપાન કરનારને, તથા એ વ્યાધિગ્રસ્તના ચુંબનથી પણ કંતરને લાગુ પડેલો સિદ્ધ થયો છે. અને જેના શરીરમાં એ પ્રવેશે છે તેને જ દુઃખી કરે છે એટલુંજ નહિ પણ તેની ચાર પાંચ પેઢી સુધી એ વારસામાં ઉતરે છે. તેથી મનુષ્ય કેવલ પોતાને માટે નહિ પણ પોતાની પ્રજાના હિતનો પણ વિચાર કરશે તો તે ઉપસ્થના દુરુપયોગથી આચકો ખાશે. આ વ્યાધિ થતાં શરીરના જૂદા જૂદા ભાગોપર ચાંદીઓ પડે છે અને તેનાં કારણુ રુધિર તથા શુક્રમાં સ્પષ્ટ દેખાય છે. એ વારસામાં ઉતરેલો હોય છે તો નાની ઉમરમાં પણ થાય છે, છતાં ઘણે અંશે વ્યાધિગ્રસ્ત સ્ત્રીના સંસર્ગથી થાય છે. એની ત્રણ અવસ્થા વૈદ્યકશાસ્ત્ર વર્ણે છે, છતાં અત્ર વિસ્તાર નહિ કરતાં ચિકિત્સા માત્ર જ આપીએ છીએ. તે નીચે પ્રમાણેઃ આ વ્યાધિમાં મુખ્ય ઔષધો નં. ૩, ૫, ૨, ૭, ૯, તથા ૧૧ છે.

આ વ્યાધિનું ખાસ ઔષધ નં. ૫ છે. એ ઔષધ ખાવામાં તથા ચોપડવામાં અપાય છે. જેને સોફ્ટ શેનકર (Soft chancre)—નરમ ચાંદી કહે છે તેમાટે નં. ૫ અપાય છે. પ્રસરતી ટાંકી ( Phagedenic chancre ) માટે નં. ૬ અને સખત ચાંદી ( Hard chancre) માટે નં. ૩ અપાય છે. જીર્ણ ઉપદંશમાટે નં. ૫ તથા નં. ૭, નં. ૯, નં. ૧૧, ૨, ૧૨, અને ૩ બીજાં ચિન્હો પ્રમાણે આપવામાં આવે છે. ઔપદંશિક ચાંદાં અને વિસ્ફોટકમાટે આરસેનિક, આર. જોડ, આર. બ્રોમ, કાલિજોડ છે. અને આઇરિસના વરમમાટે આયોડા૦ છે. પાયુનો કોનડિલોમેટા જે ઔપદંશિક હોય છે તો તેમાટે નં. ૧૧ અપાય છે. આમાં નં. ૫ અને નં. ૬ શિવાય બીજાં ઔષધો સાધારણ વ્રણ, ક્ષતના નિયમપ્રમાણે આપવામાં આવે છે. એલોપથીસંસ્થા આ વ્યાધિને અસાધ્ય જ વર્ણે છે.

આ વ્યાધિવાળાં સ્ત્રી પુરૂષો સમાજને મોટી હાનિ કરનાર થઇ રહે છે કેમકે એમના સંસર્ગથી એ રોગ અન્યમાં સંક્રાન્તિને પામે છે. તેથી એ સ્ત્રીપુરૂષોને માટે ઉત્તમ માર્ગ તો એ જ છે કે

એમણે એ વ્યાધિ થયા પછી નૈષ્ઠિક બ્રહ્મચર્યનું સેવન કરવું. પણ સર્વને અંતર્નિગ્રહ અને ઇન્દ્રિયનિગ્રહ એટલો બળવાન્ હોતો નથી તેથી ઘણાખરાં નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરવા અસમર્થ થઇ રહે છે. તેથી એવા અસમર્થ પુરુષોમાટે અન્ય ઉપાય એ છે કે એમણે French-letters ( ફ્રેંચ લેટર્સ ) અથવા Sheaths ( શીથ ) મળે છે તેનો ઉપયોગ કરવો. મોટા કેમિસ્ટ અને ડ્રગિસ્ટને ત્યાં એ સુલભપણે મળે છે. એનો ઉપયોગ કરવાથી પુરુષને આ વ્યાધિ હોય છે તો તેની સંક્રાન્તિ તેની સ્ત્રીને થતી નથી અને સ્ત્રીને આ વ્યાધિ હોય તો તેની સંક્રાન્તિ તેના પતિને થતી નથી. તેથી નૈષ્ઠિક બ્રહ્મચર્યથી ગૌણ ઉપાય હાલની શોધપ્રમાણે આ શીથ વાપરવાનો છે. જનસમાજના હિતને માટે જ આ ગૌણ ઉપાયનો પ્રયોગ કરવાનો છે અને સ્વચ્છંદી થવામાટે નથી એ એને વાપરનારે ધ્યાનમાં રાખવાનું છે.

---

# પ્રકરણ ૬

## સંધિવા, વા.

### ( Rheumatism, ર્‌હ્યુમેટિઝમ. )

---

આ વા સાંધામાં આવે છે તથા સ્નાયુ ( Muscles )–માંસપિણ્ડીમાં પણ આવે છે. તેમ જ એક્યૂટ અને ક્રોનિક–ભયંકરરૂપવાળો અને સાદો એવા ભેદવાળો છે અને તે પ્રમાણે તેમાં જૂદાં જૂદાં ચિન્હો થાય છે. વાનો દુઃખાવો એક સર્વત્ર સમાન ચિન્હ છે. તીક્ષ્ણરૂપમાં એ હોય છે તો બહુ જ વેદના થાય છે, સોજો પણ તે સ્થાને ઓછો વધતો ચઢે છે અને તે ભાગમાં લાલાશ થાય છે, જ્વર પણ સાથે આવે છે, ચેન પડતું નથી, ટાઢ અને તાવ વારાફરતી આવે છે, તે ભાગમાં જરા કંઇ અડકે છે તો અથવા તે ભાગ વાળવામાં આવે છે તો દુઃખાવો થાય છે–વગેરે ચિન્હો જણાય છે. દીર્ઘ સમયનો વા થતાં ઉપરનાં ચિન્હો અને બીજાં ઘણાં થાય છે પણ જ્વર ઘણે ભાગે જતો રહે છે. સાદા રૂપમાં જ્વર હોતો નથી અને આપણા લોક જેને સાદો વા કહે છે તેવો માત્ર એક સ્થાને દુઃખાવો દેખાય છે. આ દુઃખાવામાં અને ન્યૂરેલજીઆના દુઃખાવામાં ભેદ બહુ ઓછો

છે અને કુશલ વૈદ્યો પણ એ બેમાં ભેદ પાડવા ઘણે અંશે પ્રસંગે અસમર્થ થાય છે. તેથી એવા સાદા રૂપમાં વા હોય ત્યારે ન્યૂરેલજીઆ જેને આપણા લોકો તો વા જ કહે છે પણ જે માત્ર તન્તુનો દુઃખાવો છે તેની પણ શંકા રહે છે અને તેનો નિર્ણય ઔષધથી થતી અસરથી થાય છે.

સંધિવાનું કારણ હવે ચોકસ થયું છે કે રૂધિરમાં એસિડની વૃદ્ધિ થવાથી જ એ થાય છે. ઉત્તેજક કારણમાં પરસેવાને એકદમ બંધ કરવામાં આવવો, ટાઢો પવન લાગવો, શરદી થવી, ખટાશ ખાવી વગેરે મનાય છે.

આ શાસ્ત્રના નિયમ પ્રમાણે આ વ્યાધિની ચિકિત્સામાં વાતચૂર્ણ લેવું (જુઓ પરિશિષ્ટ ૧) અથવા આ પ્રમાણે ચિકિત્સા કરવી. હમેશાં એક કે બે ડોઝ નં. ૧૦ અને નં. ૧ ના લેવા. કેમકે કારણને નિર્મૂળ કરનાર એ બે દવાઓ છે.

નં. ૪:—સ્નાયુના સંધિવામાં આ પ્રથમની દવા છે. જ્વર, રતાશ વગેરેમાટે આ ખાસ કરીને આપવામાં આવે છે. આરંભમાંથી જ આ દવા આપી હોય છે તો એ વા થોડા સમયમાં મટી જાય છે અને બાજી દવાનો જરૂર ભાગ્યે જ રહે છે.

નં. ૫:—સોજો દેખાય છે ત્યારે નં. ૪ની સાથે આ આપવામાં આવે છે. સોજારૂપ દ્વિતીય ભૂમિકામાટેની આ ખાસ દવા છે. આ સાથે નં. ૧૦ વારાફરતી આપવો.

નં. ૯:—નં. ૫ પછી નં. ૯ અપાય છે, જો જીભ વગેરેથી જોતાં એની જરૂર જણાય તો.

નં. ૭:—એક સ્થાનેથી બીજે સ્થાને ફરતા વામાટે.

નં. ૬:—તે ભાગ બહેર મારી ગયો હોય છે તો આ અપાય છે.

નં. ૩:—સાંધાનો વા હોય અને તે સાંધા સુઝી મોટા થયા હોય તો તેમાટે અપાય છે.

નં. ૮:—વેદનામાટે તથા ન્યૂરેલજીયાની શંકા હોય તો તેમાટે.

નં. ૧૧:—આસનપરથી ઉઠતાં અથવા પથારીમાં પાસું ફરતાં જે વાનો દુઃખાવો વધે છે તે.

સાધારણ રીતે આ વ્યાધિમાટે નં. ૪,૫, ૧૦, ૧—આ ચાર ઔષધનું કામ પડે છે. બીજી દવા જે સૂચવી છે તેની ખાસીઓત તપાસવી અને તે પ્રમાણે જે સુચવાય તે આપવી.

# પ્રકરણ ૭

## વા, કળતર, ન્યુરેલજીક દુઃખાવો.

( Neuralgia. )

આ વ્યાધિ એક સ્થાનનો છે અને તે મુખ્યત્વે કરી મજ્જાતન્તુનો વ્યાધિ છે તેથી અત્ર એનું વર્ણન અસ્થાને છે છતાં સંધિવાની સાથે ભળી જનાર છે તેથી આ પ્રસંગમાં સાથે સાથે એનું પ્રતિપાદન કરવું યોગ્ય ગણ્યું છે. આ માત્ર કોઇ મજ્જાતન્તુનો દુઃખાવો છે અને તે ઘણું કરીને એ તન્તુ પોષણરહિત થવાથી થાય છે અથવા તો આસપાસના પદાર્થોનું એ તન્તુઓપર દબાણ થાય છે તેને લીધે થાય છે. એનાં ચિન્હોમાં તીક્ષ્ણ, ભાલા ભોંકાતા હોય તેવી વેદના થાય છે અને સેક કરવાથી કંઇક નરમ પડે છે. એની ચિકિત્સામાં મુખ્યત્વે કરી નં. ૮ અને નં. ૬ વપરાય છે, અને નં. ૧ પુષ્ટિકર ઔષધરૂપે વચ્ચે કોઇ કોઇ વાર લેવાય છે.

પથારીની ગરમીથી વધતા દુઃખાવામાં નં. ૫ અપાય છે. માથામાં, લમણામાં અથવા આંખ ઉપર એક બાજુના દુઃખાવામાં નં. ૪ આપી જોવાય છે અને તેથી નહિ મટે તો નં. ૨ વપરાય છે. નં. ૬ તથા નં. ૮ એ બેની વેદનાની વચ્ચેનું નં. ૨ છે. જે વેદના નિયમિત વખતે થનાર છે તથા જેમાં આંખમાંથી પાણી નીકળે છે અથવા થુંક વધારે આવે છે તેમાં નં. ૯ અપાય છે. નં. ૧૦ તથા નં. ૧૧ અને ૧૨ પણ પ્રસંગવશાત્ વપરાય છે, તેમાટે શિરોવેદનાનું પ્રકરણ જોવું, તથા સર્વ ક્ષારોની ખાસીએત તપાસવી.

આ વ્યાધિમાં વિશેષ ચિકિત્સા કરતાં પૂર્વે તન્તુવેદનાચૂર્ણ આપવું. ( જુઓ પરિશિષ્ટ ૧ ).

# પ્રકરણ ૮.

## પગનો નજળો, ગંઠીયો વા, ગાઉટ.

( Gout. )

આ વ્યાધિ અને સંધિવા એ બેનાં ચિન્હો ઘણે અંશે મળતાં હોય છે. આ વ્યાધિમાં સાંધાઓમાં દુઃખાવો થાય છે અને ચૂના-

ધિક સોજો હોય છે તથા પચનક્રિયાની અવ્યવસ્થા હોય છે. ઘણું કરીને પગ ઉપર આ વ્યાધિ હોય છે, અગર જો હાથ અને બીજા અવયવો એનાથી મુક્ત નિયમે કરીને હોતા નથી. એ વ્યાધિની શરૂઆત ઘણે અંશે સાંજરે અથવા રાત્રિના ભાગમાં થાય છે અને શરૂઆતમાં પગના સાંધાઓ ઉતરી ગયા હોય તેની વેદના થાય છે અને તે ભાગમાં દાહનું ભાન થાય છે. થોડા સમયમાં આ ચિન્હો શમે છે અને તે ભાગપર રતાશ તથા સોજો રહે છે, પણ એ ચિન્હો નિયમિત અંતરે પાછાં જણાય છે, અગર જો વેદના ઓછી રહે છે. આ વ્યાધિ વારસામાં ઉતરે છે.

આ શાસ્ત્રના નિયમપ્રમાણે નં. ૧૧ એના ઉપાયરૂપ છે. એની ચિકિત્સામાં નં. ૪, ૧૧, ૧૦ એ ત્રણ દવા પ્રાયશઃ જોઇએ છે. જ્વર હોય તો તેમાટે તથા રતાશને માટે નં. ૪, નં. ૧૧ તો નિયમસર લીધા જ કરવાનો હોય છે. જો શરીરમાં એસીડની વૃદ્ધિ જણાય તો નં. ૧૦ આપવામાં આવે છે.

આ વ્યાધિવાળા માણસે પચે તેવું સાદું જ ખાવાનું રાખવાની ખાસ જરૂર છે. મિષ્ટાન્નનો ત્યાગ કરવો અને વનસ્પતિઆહાર ઉપર રહેવાનો અભ્યાસ પાડવો.

---

# પ્રકરણ ૯.

## પાંડુરોગ, એનીમિયા.

### ( Anæmia ).

પાંડુરોગમાં શરીર ધોળું પુણીજેવું થઈ રહે છે જે લોહીની ન્યૂનતા સૂચવે છે. રુધિરને લાલાશ આપનાર જે અણુપુંજ હોય છે તે ઓછા થઇ જાય છે અને તેમ થવાનું કારણ નં. ૧ તથા નં. ૯ ક્ષારોની ન્યૂતા છે. આ વ્યાધિમાં ચહેરો ફીકો લાગે છે, આંખનાં પોપચાં ધોળાં લોહીવિનાનાં દેખાય છે, જીભ પણ ધોળી લોહીવિનાની થઈ રહે છે. આ વ્યાધિવાળાને થયેલા જખમ રૂઝાતા વાર લાગે છે અને રુધિર પાતળું પાણીજેવું થઈ જાય છે. સ્ત્રીઓને આ વ્યાધિ થતાં ઋતુસ્રાવ અનિયમિત થાય છે અને કાં તો ઘણો ઓછો અથવા અધિક પ્રમાણમાં સ્રાવ થાય છે. દુઝતા અર્શ, અતિસ્રાવ, ક્ષય, બરોળની વૃદ્ધિ આદિ વિવિધ હેતુથી આ વ્યાધિ થાય છે.

મીણીઓ ચેહેરો નં. ૧ ની નીશાની છે. આ વ્યાધિની ચિકિત્સામાં ખાસ ઔષધ નં. ૧ અને નં. ૯ છે એ, એ બે ઔષધના સ્વભાવ જોતાં તરત સમજાશે. આ સાથે પ્રસંગપરત્વે નં. ૧૨ વચ્ચે વચ્ચે આપવામાં આવે છે. અટકાવને બદલે પ્રદર દેખાય અથવા આંખે અંધારાં આવી જાય તો તે નં. ૧૨ ને સૂચવે છે.

જ્યારે નં. ૧ અને નં. ૯ આપવાથી રુધિરના અણુઓ વધે છે છતાં રુધરની ન્યૂનતા દેખાય છે તો તેસાથે નં. ૪ આપવાનો પ્રચાર છે. આ વ્યાધિ થયેલાને મજ્જાતન્તુઓની અશક્તિ લાગે છે તો તે સમગ્રે નં. ૬ આપવામાં આવે છે પણ નં. ૧ તથા નં. ૯ તો ચાલુ જ રાખવામાં આવે છે. વ્યાધિમાં મુખ્ય ઔષધો કેટલાક મહિના સુધી પણ નાના ડોઝમાં આપ્યા કરવાં પડે છે, અને જેમ જેમ આરામ થતો જાય છે તેમ તેમ ડોઝની સંખ્યા ઓછી કરવામાં આવે છે, પણ લાંબો વખત દવા લેવાની જરૂર છે. અને સામાન્ય થાક ન લાગે તેવો વ્યાયામ ખુલ્લી હવામાં કરવો અને પચે તેવો પોષક આહાર લેવો એ પણ ખાસ જરૂરની સૂચના છે.

જુઓ પરિશિષ્ટ ૧, અશક્તિચૂર્ણ.

---

# પ્રકરણ ૧૦.

## ગંડમાળ, સ્ક્રોફ્યુલા—રાજાનો રોગ.

( Scrofula. )

આ વ્યાધિમાં ત્વચા ઉપર અને ખાસ કરીને બોચી, માથું અને ચહેરાના ભાગમાં સ્ફોટક નીકળે છે; રસવાહિની ગ્રંથિમાં અને ખાસ કરીને ગળા ઉપરની ગ્રંથિમાં સોજો થાય છે, નાક ગળે છે, ઉપરનો હોઠ જાડો થાય છે, કાન વહે છે, ચોરીઆનો વરમ થાય છે, આંખનાં પોપચાં સુઝે છે, ભૂખની અવ્યવસ્થા થાય છે, સાંધા તથા અસ્થિના ભાગમાં દુઃખાવો રહે છે.

આ રુધિરનો વ્યાધિ છે અને એની ખાસ અસર રસવાહિની શિરાની ગ્રંથિપર થયેલી હોય છે. આ થવાનાં વિવિધ કારણો છે છતાં તેમાં પ્રધાન એ છે કે એ વારસામાં ઉતરે છે. વારસામા એ વ્યાધિ

જ ઉતરે છે એમ નથી પણ ક્ષયવાળાં અથવા સ્ક્રોફ્યુલાવાળાં માતા-પિતાની પ્રજાને એ થવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે, અને તે વિવિધ ઉત્તેજક કારણ મળતાં જાગ્રત્ થઇ એ વ્યાધિને સ્થાન આપે છે. એ વ્યાધિવાળી ગાય, ભેંસ, તથા ધાવના દુધદ્વારા એની સંક્રાન્તિ ( પ્રવેશ ) ઘણે પ્રસંગે થાય છે. કાફી અને દારૂ નાનાં બાલકોને આપવો એ આ સુપ્ત રહેલા વ્યાધિને જાગ્રત્ કરવાનું અનુત્તમ સા-છે. માંસાહાર પણ આ વ્યાધિને ઉપજાવે છે. અતિશય ખાંડ ખાવી, મિષ્ટાન્ન ભોજન વાપરવાં એ પણ આ વ્યાધિના ઉત્તેજક કારણરૂપ છે.

આ વ્યાધિવાળાને આ વ્યાધિમાટે ચિકિત્સા કરવાની હોય છે, એટલું જ નહિ પણ જેને આ વ્યાધિનું પૂર્વરૂપ પણ હોય છે તેને થતા વ્યાધિમાત્ર હઠીલા થાય છે અને તે સર્વ વ્યાધિની ચિ-કિત્સામાં આ વ્યાધિમાટેનું ઔષધ આપવાની જરૂર રહે છે. આ વ્યાધિમાટે ડૉ. સુસ્લર નં. ૧૦ ની ખાસ ભલામણ કરે છે. એ ઉપરાંત નં. ૧૨, નં. ૧ અને પછી નં. ૩ તથા નં. ૫. તેનાં ( ચિન્હો જણાતાં ) વાપરવામાં આવે તો બસ છે. પણ એ ચિન્હો પ્રમાણે આમાંથી જે ઔષધ અપેક્ષિત હોય તે ઔષધ ઘણા માસ સુધી, પ્રસંગે એક બે વર્ષ સુધી પણ આપવું પડે છે. આ વ્યાધિ-વાળાને થતા બીજા વ્યાધિઓમાં તે વ્યાધિની ચિકિત્સા સાથે નં. ૧૦ આપવો જરૂરનો છે. એ આપવાથી તે તે વ્યાધિઓ હઠીલા થતા નથી પણ તે તે અપાતા ઔષધને તાબે થાય છે.

---

# પ્રકરણ ૧૧.

## જલોદર, જલંદર, ડ્રૉપ્સી ( DROPSY )

### તથા જલીયસોજા.

ખરૂં જોતાં આ જાતે વ્યાધિ નથી પણ બીજા વ્યાધના ચિન્હરૂપ છે. એમાં ઉપરના ભાગમાં અથવા શરીરના બીજા ભાગમાં પાણી ભરાઈ સોજા આવે છે અને એ ચિન્હ રક્તાશયના, યકૃત્‌ના, વધેલી બરોળ તથા મૂત્રપિંડ ( ગુરદા ) ના વ્યાધિથી થાય છે. આ વ્યા-ધિમાં વિવિધ ચિન્હો થાય છે પણ એનાથી થયેલો સોજો ખાસ પ્રકારનો હોય છે, તે એ કે જો તે સોજાના ભાગમાં આંગળીથી

દબાણુ થોડીવાર રાખવામાં આવે છે અને પછી આંગળી ઉપાડી લેવામાં આવે છે તો તે ભાગમાં જરા ખાડો પડી રહે છે કે જે બીજા સોજામાં થતું નથી. એવો સોજો હાથ, પગ, ઉદર, છાતી અથવા આખા શરીરપર થાય છે. આ વ્યાધિની ચિકિત્સા કુશલ પુરૂષોદ્વારા કરાવવી ઘટે છે. આ વ્યાધિનું ખાસ ઔષધ નં. ૧૧ છે, તેથી બીજાં ઔષધો સાથે વારાફરતી અથવા વચ્ચે વચ્ચે આ તો આપ્યા જ કરવાનું હોય છે. સાધારણ કેસમાં આ એક જ ઔષધ ચાલે છે. આ ઉપરાંત નં. ૫, ૯, ૧, ૭ અને ૩ ની જરૂર પડે છે. આખા શરીરપર સોજો તથા નબળું રક્તાશય આરસેનિકને સૂચવે છે. આપણામાં એને રસ, રસવિકાર એવાં નામો આપે છે. અંગ્રેજીમાં ઈડીમા કહે છે. સાદો ઇડીમા, રતવાનો ઇડીમા, આખા શરીરનો ઈડીમા—એમાં નં. ૧૧ અપાય છે. ઉપસ્થની ચામડીનો, ઉપસ્થનો, વૃષણનો ઈડીમા એમાં નં. ૧૧ અને નં. ૯ આપવામાં આવે છે. ફેફસાના ઇડીમામાં નં. ૯ અને નં. ૬ છે. આ ઉપરાંત પ્રસંગે એરી૦ ફોસ અને ઝીંક ફોસનો ખપ પડે છે.

નં. ૫—સર્વ શરીરનો સોજો, જો તેમાંથી નીકળતું પાણી ધોળા રંગનું હોય છે તો અર્થાત્ તેનો બહારનો દેખાવ અંદર બરફજેવું ધોળું પાણી સૂચવે છે તો; તેમ જ પિત્તવાહી નળમાં અડચણ થવાથી આવા સોજા થાય છે તેમાં પણ આ ઔષધ અપાય છે. જીભપરનો થર જોવો.

નં. ૯—નં. ૧૧ ની સાથે વારાફરતી અપાય છે. એ આપવાથી શરીરમાં જલનું સમીકરણ થાય છે.

નં. ૧—અશક્તિમાટે તથા પાંડુરોગમાં થતા અપચાને લીધે થતા જલોદરમાટે અપાય છે.

નં. ૩—રક્તાશયના વ્યાધિઓથી રક્તાશયના પડદા શિથિલ થઇ જવાથી થતા સોજામાટે અપાય છે.

આ ઉપરાંત આ વ્યાધિની સાથે રક્તાશય ફડકે છે તેમાટે નં. ૬, અતિશય રહી રહીને થતી વેદનામાટે નં. ૮, સખત અજીર્ણમાટે નં. ૧ તથા નં. ૧૦ વગેરે ઔષધ તે તે ખાસ ચિન્હો પરથી પ્રસંગપરત્વે આપવામાં આવે છે.

# પ્રકરણ ૧૨.

## વરમ, લોહીનો સંચય.

(Inflammation, congestion).

આ ખાસ વ્યાધિનું નામ નથી પણ એક ચિન્હ માત્ર છે. આ શાસ્ત્રમાં નામસાથે ઔષધનો સંબંધ નથી પણ વ્યાધિની તે તે દશાસાથે સંબંધ છે. વરમની અંદર ચાર ચિન્હોનો સમાવેશ કરવામાં આવે છે: (૧) તે ભાગની રતાશ, (૨) ત્યાં સોજો, (૩) તે ભાગમાં દાબવાથી અથવા દબાવાથી દુઃખ, અને (૪) તે ભાગની ઉષ્ણતા. આમાં જો વરમ બહારના ભાગમાં હોય છે તો ૧, ૨, ૩ ચિન્હો સર્વને પ્રત્યક્ષ થઇ શકે છે, પણ રક્તાશય, આંતરડું વગેરે અંદરના ભાગમાં હોય છે તો તે ભાગમાં દબાણ થવાથી થતી વેદના અને તેસાથે થતાં બીજાં ચિન્હો ઉપરથી અનુમાન કરવાનું રહે છે. જેમકે જઠરનો વરમ થાય છે તો ખાવામાં આવે છે એટલે તે આહારનું દબાણ ત્યાં થવાથી તરત વેદના થાય છે, વળી તે-સાથે ઘણું કરીને જ્વર આવે છે, ઉલટી થાય છે, ખાટા પદાર્થ વગેરે અડકવાથી બળતરા થાય છે વગેરે. આ સર્વ ઉપરથી જઠરનો વરમ છે એમ અનુમાન થાય છે. આંતરડાનો વરમ થાય છે તો તે ભાગમાં થઇ દસ્ત જતાં ત્યાં વેદના (ચુંક) થાય છે, તે ભાગને ઉપરથી દબાવવાથી વેદના થાય છે, વળી સોજો ત્યાં થઈ તે ચામડી ફાટે છે તો તેમાંથી લોહી અથવા જળાસ પડે છે વગેરે. આ વગેરે ચિન્હો ઉપરથી આંતરડાના વરમનુ અનુમાન થાય છે. ગળાના કાકડાનો વરમ થાય છે તો તે ભાગ આજો લાગે છે, લાલ દેખાય છે, પાણી પીતાં અને ખાતાં દુઃખે છે વગેરે. આ પ્રમાણે અભ્યાસથી કુશલતા પ્રાપ્ત થયે ડાકટરો તે તે અંદરના સ્થા-નના વરમનું નિદાન કરી શકે છે. અત્ર ચિકિત્સાનું પ્રકરણ મુખ્ય હોવાથી તે બતાવવા જ પ્રયત્ન છે. અને તે સર્વ વરમમાટે એક જ છે, ગમે ત્યાં વરમ થયો હોય તેટલા પરથી ચિકિત્સામાં ભેદ પડતો નથી. વરમમાત્ર તથા કોઇ પણ સ્થાને લોહીનો સંચય નં. ૪-નો ક્ષાર ખૂટવાથી થાય છે. તેથી એ ઔષધ વેદના સારૂ મટે ત્યાં સુધી આપ્યા કરવાનું હોય છે. વેદના મટી ગયા પછી તે ભાગને પૂર્વની દૃઢતા મળે તેમાટે થોડા વખત ચાલુ રાખવાનું રહે છે.

આ ઉપરાંત વરમના ભાગમાંથી જો ધોળો પદાર્થ નીકળે છે તો નં. ૫ અપાય છે; વરમની ત્રીજી ભૂમિકામાં કે જ્યારે નીકળતો પદાર્થ ચીકણો પીળો થાય છે ત્યારે નં. ૪ અને પ્રધાનપણે નં. ૭ અપાય છે. એથી વરમ આગળ ચાલે છે અને પાકે છે તો પકાવી પરૂ કાઢી નાંખવામાટે નં. ૧૨ નો ઉપયોગ એકલો અથવા નં. ૪-ની સાથે કરાય છે અને પરૂ નીકળી ગયા પછી રૂઝ આણવામાટે નં. ૨ નો ઉપયોગ કરાય છે. પરૂ નહિ થવા દેવામાટે પણ નં. ૨ પ્રથમથી કેટલાક આપે છે.

આ પ્રમાણે પ્રથમ ભૂમિકામાં નં. ૪, દ્વિતીયમાં નં. ૫, તૃતીયમાં નં. ૭, પાકવાની દશામાં નં. ૧૨ અને રૂઝાવવાની દશામાં નં. ૨ અપાય છે. પછી પુનઃ નં. ૪ એકલો અપાય છે. જેમ જેમ વરમની ભૂમિકા આગળ ચાલે છે તેમ તેમ નં. ૪ આપવાનો તો રહે છે પણ તેના ડોઝ ઓછા થાય છે અને તે તે ભૂમિકાના ઔષધના ડોઝ મુખ્યપણે અપાય છે. પ્રથમના ભૂમિકામાં જો નં. ૪-થી આરામ થતો નથી તો તેસાથે નં. ૯ પણ અપાય છે.

આ ચિકિત્સા સર્વ પ્રકારના વરમમાટે, ગડ, ગુમડાં, વગેરેમાટે છે. આથી આ જ પ્રમાણે એ સર્વમાં ચિકિત્સા કરવાની છે. રક્તાશય, ફેફસાં, યકૃત્ આદિ મુખ્ય અવયવોના વરમમાં દરદીને અશક્તિ આવી જાય છે તથા મજ્જાતન્તુઓ પણ ક્ષીણબલ થઇ જાય છે તેથી તેમાટે નં. ૧ અને નં. ૬ નો ઉપયોગ અનુક્રમે કરવામાં આવે છે.

---

# પ્રકરણ ૧૩.

---

## રક્તસ્રાવ, લોહી નીકળવું, હેમરેજ.

( Hemorrhage. )

એ વ્યાધિનું નામ નથી પણ ઔષધની અપેક્ષા સૂચવનાર એક ચિન્હ છે. આથી ગમે તે અવયવમાંથી લોહી નીકળતું હોય, વાગવાથી લોહી નીકળતું હોય, નસકોરી ફુટવાનો વ્યાધિ હોય, ફેફસામાંથી લોહી પડતું હોય, મરડામાં લોહી પડતું હોય, કે સ્ત્રીઓને

રજોદર્શન લંબાઈ રક્તસ્રાવ થતો હોય તો પણ તે સર્વમાં ચિકિત્સા એક જ છે, કારણ કે અમુક અમુક ક્ષારોની ન્યૂનતાથી તે તે ભાગની રક્તવાહિની શિરાઓ દુર્બળ થઇ ફુટે છે અને તેથી તે ભાગમાંથી રક્તસ્રાવ થાય છે. આમાં ચિકિત્સા નીચે પ્રમાણે કરાય છેઃ–

નં. ૪—આ આમાં પ્રધાન ઔષધ છે કેમકે એ તે તે શિરાને દૃઢ કરનાર છે. અને જ્યાં લોહી ચળકતા રાતા રંગનું અને નહિ ગંઠાઇ જતું હોય છે ત્યાં આ જ ઔષધ માત્ર બસ છે. નસકોરી ફુટવામાં પણ આ જ અપાય છે.

નં. ૫—જ્યારે લોહી કાળાસ પડતું, કાળું અને ઘાટું ગઠ્ઠાવાળું હોય છે ત્યારે. પાછલે પહોરે ફુટતી નસકોરીમાટે.

નં. ૬—અશક્તિને લીધે, નબળા બાંધાનાં શરીરોમાં થતો રક્તસ્રાવ. જ્યારે લોહી પાતળું, કાળું અને ઠરી ન જનાર નીકળે છે ત્યારે, તેમ જ દુર્ગંધ મારતું હોય છે ત્યારે તે આ ક્ષારને સૂચવે છે.

નં. ૩—અર્શમાંથી પડતું લોહી અથવા ગર્ભાશયમાંથી પડતા લોહીમાટે તથા છાતીમાંથી પડતા લોહીમાટે આ અપાય છે. આ ઔષધ નં. ૪ ની સાથે આપવાથી તે તે અવયવો સંકોચાય છે અને દૃઢ થઈ રહે છે.

નં. ૯—પાતળું, ફીક્કું, રાતું અને પાણી જેવું લોહી આ ક્ષારને સૂચવે છે. નીચાં વળતાં ફુટતી નસકોરી.

નં. ૧—નબળા બાંધાના શરીરોમાં આ ચિન્હ થાય ત્યારે વચ્ચે વચ્ચે અપાય છે.

નં. ૨—સળખમ લોહીમિશ્રિત દેખાય ત્યારે.

અત્ર કહેલાં ઔષધો અંદર અને બને ત્યાં બહાર પણ વાપરવા જરૂર છે. જ્યાં બહાર લગાડી શકાય તેમ હોય છે, જેમકે નસકોરી ફુટવી વગેરે, ત્યાં કોરો ભૂકો દાબવામાં આવે છે, જ્યાં પીચકારી આપવાથી અંદર પહોંચાડી શકાય છે ત્યાં તેમ પણ આપવામાં આવે છે.

નાનાં છોકરાને નસકોરી ફુટે છે તેમાટે નં. ૪ બસ છે, અને તેવો હેવા હોય તો તેમાટે નં. ૬ માત્ર અપાય છે તથા ગર્ભસ્થાનના રક્તસ્રાવમાટે નં. ૪, ૩, ૬ આપવામાં આવે છે, તથા અર્શ દુઝતા હોય તો તેમાં નં. ૪, ૫, અને ૩માંથી જરૂર પડે છે.

# પ્રકરણ ૧૪.

## ચાંદા, વ્રણ.

( Ulcer—અલ્સર. )

ચાંદાના ઘણા વિભાગ જેવા કે તંદુરસ્ત ચાંદું, નબળું ચાંદું, સડતું ચાંદું વગેરે પાડવામાં આવે છે અને તે તેનું સ્વરૂપ જાણવા-માટે ઉપયોગી છે છતાં આ શાસ્ત્રના નિયમપ્રમાણે ચિકિત્સા કર-વામાં એ વિભાગ ઉપયોગી નથી. શરીરના ગમે તે ભાગમાં ચાંદું હોય, બહાર હોય કે અંદર હોય, તો પણ નીચે પ્રમાણે તેની ચિ-કિત્સા કરવામાં આવે છે અને તે તે ઔષધ ખાવામાં લેવાય છે એટલું જ નહિ પણ બને ત્યાં બહાર પણ કોરૂં અથવા બીજા ડ્રેસિંગ સાથે વપરાય છે.

નં. ૫—શરીરના ગમે તે ભાગમાં ચાંદું હોય તોપણ તે-માંથી ઘટ્ટ ધોળો રસ વહેતો હોય તો.

નં. ૧૨—ઉંડા પડેલા ચાંદામાટે અને જેમાંથી પરૂ નીક-ળતું હોય તેમાટે તથા ભગંદરના વ્રણમાટે, અસ્થિના વ્રણમાટે, હઠીલા વ્રણમાટે,

નં. ૨—નહિ રૂઝાતાં ચાંદામાટે તથા જેમાંથી પરૂ જેવો પીળો પદાર્થ નીકળતો હોય તેમાટે.

નં. ૩—અસ્થિના ભાગમાં પડેલા વ્રણ—ચાંદામાટે તથાસુઝેલી નસોમાં થતાં ચાંદાંમાટે. (જુઓ નં. ૧ તથા નં. ૧૨.)

નં. ૧૦—જઠર તથા આંતરડાના ચાંદામાટે કે જેની સાથે ખાટી ઉલટી, ખાટા ઉબકા આવતા હોય અથવા દળેલી કાફી જેવો શ્યામ પદાર્થ નીકળતો હોય, અથવા ઔપદંશિક ચાંદાં હોય.

નં. ૯ તથા નં. ૧૧—પગનાં ચાંદાંમાટે આની ભલામણ કરાય છે.

નં. ૭—ક્ષયનાં ચાંદાંમાટે અપાય છે. ( આર. જેડ. કેલશિ. જેડ. )

નં. ૬—ભુરા ચાંદામાટે, લોહી નીકળતા ચાંદામાટે. સ્તનના ચાંદામાટે કેલશિ. જેડ, કાળા રંગના ચાંદામાટે કુપ્રમઆર૦, ઔપ-દંશિક ચાંદામાટે આરસ. બ્રોમ, કાલિ જેડ, નં. ૩, ૫, ૧૨.

# પ્રકરણ ૧૫.

## અશકિત.

( DEBILITY. )

આમાટે નં. ૧ તથા નં. ૬ એ ઔષધ છે. તેમાં જ્ઞાનતન્તુ તથા ક્રિયાતન્તુની નબળાઈ ( nervous debility ) માટે નં. ૬ છે તથા બીજી બધી નબળાઈમાટે નં. ૧ છે. આ દવાઓ ગમે તે વ્યાધિમાં નબળાઇ જણાતી હોય તો તે વ્યાધિના ઉપાયોની સાથે વચ્ચે વચ્ચે અપાય છે અને વ્યાધિ મટી ગયા પછી જણાતી નબળાઇમાટે નં. ૧ આપવામાં આવે છે. અશક્તિચૂર્ણ આપવાથી સારો લાભ થાય છે. (જુઓ પરિશિષ્ટ ૧.)

---

# પ્રકરણ ૧૬. (એ)

## હાઇડ્રોફોબીઆ.

હડખાયું કુતરૂં કરડવાથી આ થાય છે. તેમાટે નં. ૬, ૮ ઉપાયરૂપ છે. રાજમાર્ગ કસોલીમાં જઈ ઇન્જેકશન મુકાવવાનો છે.

---

# પ્રકરણ ૧૬. (બી)

## ગ્રંથિરોગ, ગાંઠના રોગ.

( Diseases of Glands. )

શરીરના વિવિધ ભાગમાં વચ્ચે ગ્રંથિઓ રહેલી હોય છે પણ તે એમ ને એમ દેખાતી નથી, જ્યારે સુઝે છે ત્યારે જ આપણને તે જણાય છે, ત્યારે જ ગાંઠ થઈ છે એમ આપણા લોક કહે છે. એ ગાંઠમાટે આ પ્રમાણે ચિકિત્સા કરાય છેઃ—

નં. ૫—એ ખાસ સાધારણ ઔષધ છે. અંદર બહાર બન્ને રીતે વાપરવું.

નં. ૩—જે ગાંઠ કઠણ પથરાજેવી લાગે તેમાટે આ ખાસ ઔષધ છે.

નં.૧૦—જે ગાંઠ ચરબીની થાય છે તેમાટે આ વપરાય છે, તેમ જ સ્ક્રોફ્યુલાની ગાંઠમાટે આ વપરાયછે (નં.૧૨ ની સાથે). રસવાહિની શિરાની ગ્રંથિના સોજામાટે પણ આજ વપરાય છે.

નં. ૧—જીર્ણ ગાંઠમાટે આ આપવામાં આવે છે.

ગાંઠ પાકે અને ફુટે અથવા પરૂ થાય ત્યારે વરમની ચિકિત્સા પ્રમાણે તે તે ચિન્હોપ્રમાણે ચિકિત્સા કરાય છે. આ શિવાય સાધારણ રીતે જેમ સેક વગેરે ઇતર સંસ્થામાં કરવાનાં હોય છે તેપ્રમાણે આ ઔષધોસાથે પણ કરવાનાં હોય છે.

મેસેન્ટેરી ગ્રંથિમાટે નં. ૧૨, આર૦ જોડ, ફ્રોસ૦જોડ અપાય છે; ઔપદંશિક ગાંઠમાટે આયો૦ તથા કાલિજોડ અપાય છે. અને બગલ, સાથળના મૂલ આગળ જે ગાંઠ થાય છે તેમાટે બેરીયમ જોડ તથા એલ્યુમિના અપાય છે.

---

# પ્રકરણ ૧૭.

## મુખઆદિના વ્યાધિ.

( અ ) ગળુ આવવું ( Sore throat):—આ વ્યાધિમાં નં. ૪, ૫, ૯, ૧૦, ૧૧, ૧, ૨, ૮ ઔષધો આપવામાં આવે છે. તેમાં સુઝેલું ગળું હોય એટલે લાલાશ માત્ર હોય—વરમ હોય તો નં. ૪; એથી નહિ મટે તો અથવા પરપોટા જેવું ત્યાં દેખાય તો નં. ૯, ગળું દુર્ગંધ મારતું હોય તો નં. ૬, ગળા ઉપર ક્રીમજેવો થર દેખાય તો નં. ૧૦; ગળું સુઝી લીંટ જેવો પદાર્થ ત્યાંથી નીકળતો હોય ( વરમની દ્વિતીય ભૂમિકા હોય ) તો નં. ૫, વારંવાર થુંકવું પડે, બળખો કાઢવો પડે તો નં. ૧૧, બહુ બોલવાથી વરમ થયો હોય અથવા ખોખરો અવાજ થયો હોય તો નં. ૧, પાકેલું હોય અન રૂઝ લાવવાની હોય તો નં. ૨ અને રહી રહીને વેદના થતી હોય તો નં. ૮. સામાન્ય રીતે નં. ૪ અને નં. ૫ ઘણાખરા કેસમાં બસ થાય છે.

( આ ) સાદ બેશી જવો ( Hoarseness ) નં. ૪ અને આગળ જરૂર પડે તો નં. ૫. ઠંડીને લીધે સાદ બેશી જાય તેમાં નં. ૫ અથવા પ્રસંગે નં. ૭. બહુ બોલવાથી તેમ થયું હોય

તો નં. ૧ અને છેવટના ભાગમાં નં. ૨ ઉપયોગી છે. હઠીલા કેસમાં નં. ૨ અપાય છે.

( ઙ ) દુર્ગંધ મારતો શ્વાસ ( Offensive breath )–મોઢું આવ્યું હોય અને પેઢવામાં પરૂ વગેરે થઇ વાસ મારતી હોય તો તેમાટે નં. ૧૨ અને નં. ૨ આપવાં, ઉપરાંત નં. ૬ આપવું અને તે વિના દુર્ગંધ હોય તો નં. ૬ એકલું ચાલે છે.

(ચ) ચોરીઆનો વરમ ( Tonsilitis )–ગળાના ભાગમાં બંને બાજુએ જે ટોન્સિલ નામના અવયવો છે જેને આપણામાં ચોરીઆ કહે છે તેનો વરમ થવો તેને આપણા લોકો ચોરીઆ આવવા કહે છે, અથવા ગળું આવી જવું કહે છે. આરંભમાં એ ભાગમાં લાલાશ દેખાય છે અને સોજો પણ મોઢું ઉઘડાવી જોવામાં આવે તો જણાય છે. અન્ન ખાતાં મહેનત પડે છે. જીભપર થર દેખાય છે અને તૃષા લાગ્યા કરે છે. જ્વર પણ આવે છે. જો વ્યાધિ વધે છે તો જ્વરમાં વાનો ચાળો ( Delirium ) થાય છે. પછી એ પાકે છે અને પરૂ નીકળી જાય છે ત્યારે આરામ મળે છે.

આ વ્યાધિની ચિકિત્સામાં વરમની ચિકિત્સા જ ( જુઓ પ્રકરણ ૧૨ પૃષ્ઠ ૧૩૨ ) કરવાની છે. જો આ વ્યાધિ વધારે બળ પકડે છે તો તે સમયે શસ્ત્રવડે એ ચોરીઆને ચીરવા પડે છે અને પરૂ કઢાવવું પડે છે. અને તેથી એ વ્યાધિનું બળ જણાતાં કુશલ ડાકટરની સહાય અપેક્ષિત છે. સાદા રૂપમાં નં. ૪ અને નં. ૫ બસ થાય છે. ચોરીઆપર ધોળી કઠણ છારી બાજેલી હોય તો તે નં. ૬ને સૂચવે છે. જીર્ણ ચોરીઆના વરમમાં નં. ૧ ૨x નું અપાય છે, અથવા નં. ૯–૩x અપાય છે. ગળાના કાકડાના વરમમાં નં. ૯ ખાસ ઉપાય છે. જમણી બાજુએ વધારે દુઃખાવો થવો, ગળું લાલ સુજેલું દેખાવું અને દરદી ઢગલો થઇ ગયેલો તથા ટાઢો જણાવો તે નં. ૮ ને સૂચવે છે.

(છ) મોઢામાં ચાંદાં પડે છે તેમાટે નં. ૬. વિશેષમાટે જુઓ પ્રકરણ ૧૪; જીભ ઉપરના થરમાટે તથા સ્વાદમાટે જુઓ પ્રકરણ ૧; જીભના સોજામાટે જુઓ વરમ, પ્રકરણ ૧૨. નં. ૧૦ ૩x અથવા ૬x ચાંદાંમાટે અકસીર ઉપાય છે.

(જ) અવાળુ ફુલવા, અવાળુપર ગુમડું થવું એ બંનેની ચિકિત્સા વરમના નિયમથી થાય છે. જુઓ વરમ, પ્રકરણ ૧૨.

(ઓ) થુલીયું ( Aphthœ, Thrush ):—

આ વ્યાધિ નાનાં બાળકોને થાય છે અને તે હવાની અસ્વચ્છતાથી, શીશીથી દુધ પાવામાં આવે છે તો રબરની ટોટી સાફ નહિ રાખવાથી, તથા અયોગ્ય આહારના સેવનથી થાય છે. આ વ્યાધિમાં મોઢાની ત્વચાઉપર ગોળ, ધોળા મોતીયા ( Vescicles–પાણી ભરેલા ઝીણા દાણા ) છૂટા છૂટા જણાય છે અને પછી તે આગળ ચાલતાં ભેગા થઇ જાય છે અને કોઈ કોઇ વાર ચાંદાં પડી ગયાં હોય તેવો દેખાવ આપે છે અથવા ધોળી પોપડીજેવા દેખાય છે. આ વ્યાધિ જાતે જોખમકારક નથી અને ઘણું કરીને ચારેક દિવસમાં થુલીયું ઉડી જાય છે, પણ બાળકને ધાવવા કરવાની અડચણ વધારે પડે છે.

આ વ્યાધિનું ખાસ ઔષધ નં. ૫ છે. એને ખાવામાં આપવું તથા મોઢું ધોવામાં વાપરવું. આની સાથે જો લાળ વધારે ગળતી હોય તો નં. ૯ આપવો તથા જ્વર હોય તો નં. ૪.

( ઔ ) ગાલસુણીઆ, ગાલપચોરીઆ ( Mumps ):—

કાનના મૂળઆગળ જે ગ્રંથિ છે તેનો વરમ થાય છે, તે સુઝે કે તેને ગાલપચોરીઆ અથવા મમ્પસ કહે છે. એ સ્વતંત્રપણે થાય છે, તેસાથે ગોબરૂ ( ઓરી ) વગેરે આવી ગયા પછી તેના કાર્યરૂપે પણ થાય છે. ઘણું કરીને પંદર વર્ષની નીચેનાં બાળકોને એ થાય છે અને ઠંડી ભેજવાળી હવામાં વધારે થાય છે. આ વ્યાધિ ચેપી રોગ મનાય છે. એ ગાંઠનો સોજો કોઇ કોઇ વાર વધી ગળા તથા ચોરીઆસુધી જાય છે અને એના તરમને લીધે તાવ પણ આવે છે. જ્યારે કંઇ પણ ખાટું ખાવામાં આવે છે ત્યારે ગળામાં અને દાઢઆગળ એક વિલક્ષણ અરૂચિકર ભાન થાય છે એ આ વ્યાધિના ખાસ નિશાની છે.

સાદા રૂપમાં આ વ્યાધિ પોતાની મેળે મટી જાય છે અને કાંઇ પણ ચિકિત્સા કરવાની જરૂર રહેતી નથી. પણ વધારે રૂપમાં નહિ થઇ જાય અને વહેલો મટે તેટલામાટે એને માટે નં. ૫ ખાસ ઔષધ છે, અને નં. ૯ મદદગાર છે. એ એના પર ચોપડવામાં આવે છે અને જરૂર જણાયે ખાવામાં પણ આપવામાં આવે છે. જ્વર હોય તો નં. ૪ વધારવામાં આવે છે. મોંમાંથી લાળ વધારે ગળતી હોય, થુંક બહુ આવતું હોય અને ચોરીઆની સાથે વૃષણવૃદ્ધિ હોય

તો ત્યાં નં. ૯ અપાય છે. આ વ્યાધિ થયેલાને ખુલ્લા પવનમાં એવી રીતે નહિ સુવા દેવો કે પવનના સપાટા એના મોઢાપર લાગે.

( ઞ ) ડોક રહી જવી ( Stiffness of the neck ):— કાંતો આડુંઅવળું સુવામાં આવવાથી, એ ભાગમાં ભેજવાળો પવન લાગવાથી અથવા મજ્જાતન્તુની અવ્યવસ્થાથી આ સ્થિતિ થાય છે. તેમાં પ્રથમ હેતુ હોય તો થોડીવાર બરાબર સંભાળીને સુઇ ઉઠવાથી એ મટી જાય છે અને ઔષધની જરૂર હોતી નથી. બીજા હેતુને લીધે થયેલી એ સ્થિતિમાં નં. ૪ ના પોતાં મૂકવાથી એ મટે છે અને ત્રીજા હેતુને લીધે હોય તો નં. ૮ ખાવાથી તથા ઉના પાણીથી ઝારવાથી એ મટે છે. સંશયમાં નં. ૪ અને નં. ૮ આપવામાં આવે છે.

---

# પ્રકરણ ૧૮.

## દાંતના વ્યાધિઓ.

દાંતના વ્યાધિઓ વિવિધ પ્રકારે થાય છે. દાંતના મૂળમાં જે અવાળુ છે તે સુઝવાથી ત્યાં દુઃખે છે, દાંતની ઉપરનો ચળકતો પદાર્થ જે દાંતનું એનેમલ કહેવાય છે તે ઘસાઇ જવાથી દાંતમાં દુઃખાવો થાય છે, દાંત જાતે સડે છે તો તેથી દાંતમાં દુઃખાવો થાય છે, તેમ જ દાંતઆગળ જે સૂક્ષ્મ મજ્જાતન્તુઓ આવી રહ્યા છે તેની અવ્યવસ્થાથી તેમાં દુઃખાવો થાય છે. આ પારખવું કઠિન છે છતાં સાધારણ પ્રસંગમાં આસપાસની સ્થિતિથી સાધારણ મનુષ્ય પણ પરીક્ષા કરી શકવા સમર્થ થાય છે. અવાળુ ફુલવાથી થતી વેદના અવાળુ જોવાથી સમજાય છે અને તેની ચિકિત્સા ઉપર આવી ગઇ છે. દાંતમાં કળતર થાય છે તો ત્યાં ઉના પાણીના કોગળા કરવાથી સારૂં લાગે છે અને ટાઢા પાણીથી વેદના વધતી દેખાય છે અને ત્યાં નં. ૮ થી આરામ થાય છે. દાંત સડી જવાના સંધિમાં નં. ૧ લેવાથી સારૂં થાય છે તથા એનેમલની અવ્યવસ્થામાટે નં. ૩ છે. નં. ૧ અને નં. ૩ અસ્થિમાત્રનાં ઔષધ છે તેથી દાંતમાં અથવા એનેમલમાં અવ્યવસ્થામાટે એ બે ઔષધ છે. દાંતની જે વેદના ઠંડા જલથી આરામ પામે છે ત્યાં નં. ૪ વપરાય છે. વિશેષમાટે પ્રકરણ ૩ પૃષ્ઠ ૧૦૭ જુઓ. દાંતનો હઠીલો દુઃખાવો જણાય તો નં. ૧૨નો પ્રયોગ

કરવો, તેમ જ જેમાં ગરમી અથવા ઠંડીથી આરામ ન થતો હોય, જે વેદના રાત્રિએ વધતી હોય, જે પૂર્ણિમાની આસપાસ વધતી હોય તેમાટે પણ નં. ૧૨ છે.

બાલકોને દાંત આવે છે ત્યારે વિવિધ પ્રકારે ઉપદ્રવ થાય છે; કોઇને દસ્ત થઇ જાય છે, કોઇને ખસ થાય છે, કોઇને આંખ આવે છે વગેરે વિવિધ અડચણો દેખાય છે. એમાં તે તે પ્રતીત થતા વ્યાધિનાં ઔષધ આપવા ઉપરાંત દાંત આવે છે એ હેતુને લઇને નં. ૧ અને ૩ આપવામાં આવે છે. દાંત આવવાનો સંધિ થતા પૂર્વે જ જો ગાળે ગાળે બાલકને નં. ૧ આપવામાં આવે છે તો દાંત આવતાં અડચણ પડતી નથી. તેમ જ જેના કુટુંબમાં બાલકો દુર્બલ દાંતવાળાં જન્મતાં હોય ત્યાં માતા ગર્ભસમયે જ નં. ૧ વચ્ચે વચ્ચે લે છે તો જન્મનાર છોકરાંના દાંત દુર્બલ થતા નથી. દાંત આવતાં આંચકી, તાણ વગેરે થાય છે તેમાટે નં. ૮ છે. દાંતના દસ્ત માટે નં. ૧ તથા ૧૧ અથવા નં. ૧૦ છે. તેસાથે હોમીયોપથી કેમોમિલા બાલકોને સારી અસર કરે છે. જો દાંત આવનાર બાલકને સ્ક્રોફ્યુલસ પ્રકૃતિ હોય છે તો નં. ૧ સાથે અથવા નં. ૩ સાથે નં. ૧૦ આપવાની જરૂર રહે છે.

જે બાલકોનું માથું મોટું હોય છે, માથે પરસેવો વધારે થતો હોય છે, પેટ મોટું દેખાય છે, ગોરી ચામડી હોય છે, તીખો સ્વભાવ હોય છે, અને જેને પચનશક્તિ મંદ છે તેને માટે નં. ૧૨ સારી અસર કરે છે.

બાલકોના દાંત હાલતા હોય તો નં. ૧, મોટાના દાંત હાલતા હોય તો નં. ૧૨, ઉંઘમાં દાંત કકડાવવામાટે મુખ્ય ઔષધ નં. ૧૦, અને ગૌણપણે ૧,૮,૯ છે. દાંત કઢાવતાં નીકળતું લોહી બંધ કરવા નં. ૪ અને અવાળુના ગેન્ગ્રીનમાટે નં. ૧૨ છે.

દાંતની કિંમત આપણી પ્રજા જેમ સમજે તેમ તેમના હકમાં સારૂં છે. દાંતને લીધે પચનક્રિયા સારી થાય છે. ઘડપણમાં દાંત પડી જવાથી પચનની છેક અવ્યવસ્થા થાય છે. તેથી વિવિધ પ્રકારે દાંતને સાફ રાખવા અને દાંતનું સંરક્ષણ કરવું. દાંતને છોલાવવા એ તેના એનેમલનો નાશ કરે છે તેથી દાંતને વહેલા સડવાનો ઉપાય છે. દાંત સડે કે તેને તરત કઢાવી બીજો કૃત્રિમ મૂકાવવો—એમાં આલસ્ય રાખવું અનુચિત છે.

# પ્રકરણ ૧૯.

## શ્વસનયંત્રના વ્યાધિઓ, અર્થાત્ નાક, ફેફસાં, શ્વાસનળીના વ્યાધિઓ.

(અ) શ્લેષ્મ, સળખમ ( Nasal Catarrh ):—

આ નાકની આંતર ત્વક્‌નો વરમ છે તેથી એમાં વરમના ઉપચાર કરવામાં આવે છે. શરૂઆતમાં જ્યારે છીંક આવવા માંડે છે ત્યારે નં. ૧ અપાય છે. સાફ પાણી નીકળે છે ત્યારે નં. ૯ અપાય છે. નં. ૯ ૧x છીંક ઉપરા છાપરી આવે અને રસ નીકળે તે વખતે આપવાથી તરત જ શ્લેષ્મ બંધ થઇ જાય છે. નં. ૪ તો ચાલુ રાખવામાં આવે છે. નં. ૪ ૧x આપવાથી શ્લેષ્મનો સમય ટુંકો થઇ જાય છે. બહુ જોરમાં શ્લેષ્મ હોય તો નં. ૧૦ વપરાય છે. જીર્ણ શ્લેષ્મમાટે નં. ૮ છે. ધોળું લીંટ નીકળે છે અથવા નાક સુકાય છે અને બળે છે ત્યારે નં. ૫, બલગમ પીળો થાય છે ત્યારે નં. ૭. આ ઉપરાંત લાંબું ચાલે છે તો નં. ૧૧ની જરૂર પડે છે. ઘણું કરીને આથી અધિક ઔષધો આમાં ભાગ્યે જ જોઇએ છે. નાક બંધ થઇ જાય છે ત્યારે નં. ૩ અથવા નં. ૫ અપાય છે, વાસનું ભાન જતું રહે છે ત્યારે નં. ૮, તેમ જ નાકમાંથી ધોધવાબંધ પાણી નીકળે છે ત્યારે પણ નં. ૮ અપાય છે. સાધારણ રીતે નં. ૪ અને નં. ૫ વખતસર લેવામાં આવે છે તો બીજાની જરૂર રહેતી નથી. જેમને હાલતાં ચાલતાં શ્લેષ્મ થઇ આવે છે તેને માટે નં. ૪ અને નં. ૧ વારા ફરતી લેવા સારાં છે. આરસેનિક ૬૦x આ કાર્ય સારી રીતે કરે છે. (શ્લેષ્માદિચૂર્ણમાટે જુઓ પરિશિષ્ટ ૧.)

(આ) ઉધરસ ( Cough ):—શ્લેષ્મ થવાથી, તેમ જ શ્વાસનલિકાનો વરમ થવાથી અથવા ફેફસાંનો વરમ થવાથી ઉધરસ થાય છે. ઉધરસ એ વ્યાધિ નથી પણ માત્ર ચિન્હ છે. સાધારણ ઉધરસ જે થાય છે તેને કોફ ( Laryngitis ) કહે છે. એ ઉધરસ ગળાના ભાગમાંથી જ આવે છે. શ્વાસનલિકાનો વરમ થાય છે ત્યારે તેને Bronchitis–બ્રોન્કાઇટિસ કહે છે અને એ ઉધરસમાં શ્વાસ ટુંકો ચાલે છે એટલે હાંફ જેવું લાગે છે, છાતી બીસાય છે, એ વરમ

પામેલી નલિકામાં દબાણ થાય છે તો દુઃખ થાય છે તેથી એ દબાણ થાય તેવી રીતે દરદી સુઈ શકતો નથી, જ્વર આવે છે વગેરે વિવિધ ચિન્હો થાય છે. આ ઉધરસ લાંબી ચાલે છે અને તરત મટતી નથી. જ્યારે એ નલિકાની જે સૂક્ષ્મ શાખાઓ હોય છે તેનો વરમ થાય છે ત્યારે પણ ઉપર પ્રમાણે તીક્ષ્ણ ચિન્હો થાય છે અને એને આપણા લોકો સસણી, વરાધ વગેરે નામ આપે છે. આ ઉધરસ જોખમકારક છે તેથી સાવધાનતાથી પરેજી સાથે ઉપાય કરવાની જરૂર રહે છે. સસણી અથવા વરાધમાં નં. ૪ ખાસ ઉપાયરૂપ છે, નં. ૬ પ્રસંગે આપવા જરૂર રહે છે. આ બંને પ્રકારની ઉધરસમાં ઉધરસ છાતીમાંથી આવે છે. છાતીનાં પાટીયાં દુઃખી જાય છે અને થાક, નબળાઈ વગેરે ઘણી આવે છે. ફેંફસાનો વરમ કે જેને ન્યુમોનીયા કહે છે તે જોખમકારક વ્યાધિ છે અને તેમાં પણ ઉધરસ થાય છે, તથા બીજાં વિવિધ ચિન્હો થાય છે. કુશળ અનુભવી ડાકટરની મદદ ન્યુમોનીયામાં લેવાની ખાસ જરૂર છે. છતાં આ સર્વ પ્રકારની ઉધરસમાં મૂલ કારણ વરમ છે અને તેથી વરમની ચિકિત્સા જ કરવામાં આવે છે—ચિકિત્સામાં ભેદ નથી. વરમમાટે, જ્વરમાટે નં. ૪ આપ્યા કરવાનો હોય છે. નં. ૫ તરત જ શરૂ કરવો પડે છે અને તે બળખો ધોળો હોય ત્યાં સુધી આપવામાં આવે છે. બળખો પીળો થતાં નં. ૭ અપાય છે. રહી રહીને ઉધરસ આવતી હોય અને તે બંધ નહિ રહેતી હોય તો નં. ૮ અપાય છે. ગમે ત્યારે પણ જોરમાં ઉધરસ આવ્યા કરતી હોય તો નં. ૮ લેવાથી તે બંધ થઇ જાય છે. અફીણની હાનિ ન કરી તેનાથી અનેકગુણ અધિક કામ આ નં. ૮ કરે છે. આ ઉપરાંત નં. ૧૨, ૨, અને ૯ નો ઉપયોગ વરમમાં જણાવ્યાપ્રમાણે કરાય છે. નં. ૧ ઉધરસમાં વધારે નબળાઈ થાય તો દિવસમાં એક બે વાર આપવાનો હોય છે. સાધારણ ઉધરસમાં નં. ૧ની જરૂર નથી પણ બીજી ઉધરસમાં એ આપવો સારો છે. સસણીમાં નં. ૪ ખાસ ઉપાય છે. બળખામાં કણી પડતી હોય તો નં. ૩ ખાસ ઉપાય છે. લુખી ઉધરસમાટે તથા દર શિયાળે થતી ઉધરસ માટે નં. ૪ છે. સાધારણ ઉધરસ તથા બ્રોન્કાઇટિસમાં નં. ૪ અને નં. ૫ બસ છે. ( જુઓ શ્લેષ્માદિચૂર્ણ પરિશિષ્ટ ૧ )-વૃદ્ધાવસ્થાની ઉધરસમાટે આરસેનિક જોડ ( ૨x ) છે.

(ૢ) મોટી ઉધરસ, હુડખાઇ ઉધરસ (Whooping Cough):– આ ઉધરસ નાનપણમાં ઘણું કરીને થઇ જાય છે. એ ચેપી છે. ઘરમાં એકને થાય છે કે થોડા દિવસમાં નહિ થયેલી હોય તેવાં બીજાં બાલકોને તે લાગુ પડે છે. આથી એનાથી બચવામાટે જેને ન થઇ હોય તેને બને તો જૂદું રાખવાની જરૂર છે. સાધારણ ઉધરસથી આ ઉધરસને છૂટી પાડનાર ચિન્હ એમાં થતો "હૂપ" છે, જેનું સ્વરૂપ જોવાથી જ સમજાય છે. એ ઉધરસનો ખાસ ઉપાય નં. ૮ છે. તે ઉપરાંત સાધારણ ઉધરસમાટે જે ચિકિત્સા ઉપર બતાવી છે તે વધારામાં કરાય છે. આ વ્યાધિમાં અશક્તિ વહેલી આવી જાય છે તેથી નં. ૮ની સાથે નં. ૧ તથા નં. ૬ વારા ફરતી આપવાની જરૂર છે. આ વ્યાધિના ખાસ ઉપાયરૂપ નં. ૮, ૫ છે અને તે ધીરજ રાખી લાંબો સમય આપ્યા કરવાના હોય છે. નં. ૧ દિવસમાં એક વાર. કુપ્રમ એસેટિક ૬x આપવાથી પણ લાભ થાય છે.

(ૡ) ઉટાંટીયું. (Croup):–આ એક જાતની ઉધરસ છે અને તે સતત કલાકના કલાક સુધી લાગલગટ આવ્યા જ કરે છે. એમાં શ્વાસનલિકામાં વરમ થાય છે અને તેમાંથી બહુ જ ઝડપથી ફાઇબ્રિન નામનો પદાર્થ ઝર્યા જ કરે છે. આરંભમાં શ્લેષ્મ, ઉધરસ અને જ્વરનાં ચિન્હો થાય છે. વ્યાધિ વધતાં એનું ખરૂં સ્વરૂપ બહાર આવેછે. દરદીનો શ્વાસ ટુંકો થઇ જાય છે તથા રૂક્ષ થાય છે, અને ગડગડતો ધાતુસ્વન નીકળે છે; જ્વર ઘણું કરીને હોય જ છે અને શ્વાસ લેવામાટે દરદી પોતાનું ડોકું પાછળ નાંખી દે છે. બહુ બળગમ ઘણું કરીને નીકળતો નથી અને જે નીકળે છે તે દોરીના જેવો અથવા ચામડીના કકડા જેવો દેખાય છે. ચહેરો ચિન્તાતુર, લાલ અથવા ભૂરો થઈ જાય છે અને પરસેવામાં ડુબા ગયેલો ઘણે વખતે જણાય છે. આ વ્યાધિ જોખમકારક છે અને એલોપથીના નિયમથી કષ્ટસાધ્ય છે.

આ શાસ્ત્રના નિયમપ્રમાણે નં. ૫ એનું ખાસ ઔષધ છે તેથી તે આપ્યા જ કરવાનું હોય છે. તેની સાથે નં. ૪ વારાફરતી અપાય છે. જો આ બે ઔષધથી બે ત્રણ ડોઝ આપ્યા છતાં કંઇ પણ આરામ દેખાતો નથી તો નં. ૧ અને નં. ૪ આપી જોવા ઘટે છે. જ્યારે ચહેરો ભૂરો થઇ જાય છે અને દરદીની સ્થિતિ જોખમ ભ-

રેલી જણાય છે ત્યારે નં. ૬ તે સ્થિતિમાટેનું ઔષધ છે. આ વ્યાધિની ચિકિત્સા ડાકટરની મદદથી જ કરવી ઘટે છે. ખરેખરા ઉટાંટીયાનું ઔષધ નં. ૧ છે અને તેના જેવા જ અર્ધ ઉટાંટીયામાટે નં. ૫ છે એમ ડૉ. સુસ્લર જણાવે છે. તેથી ખરેખરા ઉટાંટીયામાં નં. ૧ તથા નં. ૭ વારાફરતી આપવાના છે અને બીજા પ્રકારમાટે નં. ૪ અને નં. ૫ ઉપર કહ્યાપ્રમાણે આપવાના છે.

(ए) વાંધણી, હેડકી, હિક્કા ( Hiccough )—કોઇ કોઇ વાર સાધારણ વાંધણી આવે છે જે પાણી પીવાથી અથવા પડખું દબાવી સુવાથી મટી જાય છે તે વ્યાધિ નથી. તેમાટે કાંઇ પણ ઔષધની જરૂર નથી. પણ જે હેડકી છે, જે રોજ સતત આવ્યા કરે છે અને જેને લીધે દરદી ખાઇ શકતો નથી, ખાય છે તો ઉલટીમાં નીકળી જાય છે, તે મજ્જાતન્તુનો વ્યાધિ છે. અને તેમાટે આ શાસ્ત્ર નં. ૮ ભલામણ કરે છે. જો એ સ્થિતિ કવીનાઇનના દુરૂપયોગથી થઇ હોય છે તો કવીનાઇનની સઘળી માઠી અસરને મટાડનાર નં. ૯ છે તે આપવામાં આવે છે.

( ए ) સાદ બેશી જવો (Hoarseness):—જુઓ પ્રકરણ ૧૭ आ પૃષ્ઠ ૧૧૨.

(ओ) દમ, અમુઝણ (Asthma):—છાતીમાં લોહીનો જમાવ થવાથી, ઋતુસ્ત્રાવની અવ્યવસ્થાથી, શ્વાસમાં ધૂળનો ભાગ અંદર જવાથી, આવેશને વશ થવાથી હીસ્ટીરીઆથી, શ્લેષ્મનો નિરોધ થવાથી, અર્શનો નિરોધ થવાથી, વગેરે વિવિધ હેતુઓથી આ વ્યાધિ થાય છે, તેમજ વારસામાં પણ એ પ્રાપ્ત થાય છે. આ વ્યાધિમાં સ્નાયુના સ્થિતિસ્થાપક રેશાઓ ન્યૂન થાય છે અને તેથી શ્વાસનલિકા બીડાએલી રહે છે અને તેથી શ્વાસ લેતાં અડચણ પડે છે. આ વ્યાધિ પ્રસિદ્ધ છે. એની ચિકિત્સા નીચે પ્રમાણે કરવામાં આવે છે:—

નં. ૬:—આ શ્વાસની અડચણને માટે ખાસ ઉપાય છે અને તે મોટા પ્રમાણમાં તથા વારંવાર આપવામાં આવે છે. જે દમમાં આખો મજ્જાતન્તુવ્યૂહ દુર્બલ પડી ગયેલો હોય છે તેમાં આ અકસીર ઉપાયરૂપે વપરાય છે.

નં. ૩—દમમાં સ્થિતિસ્થાપક રેશાઓ ન્યૂન થાય છે તેથી તેને બનાવનાર આ ઔષધ હોવાથી એ આપવામાં આવે છે.

નં. ૧—એ વ્યાધિમાં થતી નબળાઇમાટે તથા ગુંગળાઇ જવાનું અટકે તેમાટે વચ્ચે વચ્ચે-દિવસમાં એક બે બાર આ ઔષધ અપાય છે.

સાધારણ રીતે આ ત્રણ આષધ ચાલે છે. તે ઉપરાંત નં. ૫, ૮, ૯, ૭, ૧૧ અને ૧૨ વપરાય છે અને તે નીકળતા બળગમનાં ચિન્હ ઉપરથી તથા બીજી અવ્યવસ્થા જે દેખાય તેને માટે તે ઉપરથી નં. ૬ ની સાથે વધારામાં અપાય છે.

જ્યારે ખાધા પછી દમનો હુમલો જણાય અથવા દરદી સત્વર સુકાઇ જાય અથવા આંખમાં કુવા પડેલા જણાય તો નં. ૭ તથા નં. ૬ આપવા. જયારે સવારે ૪, ૫ વાગે દમનું જોર વધતું હોય, બળગમ લીલાશ પડતો હોય અને ઘણો પડતો હોય, સવારે દસ્ત પાતળો થતો હોય ત્યારે એ સર્વ નં. ૧૧ને સૂચવે છે. નં. ૧૨ શ્વાસ લેવાની અડચણને માટે અપાય છે અને ત્યારે તે નં. ૬-ની સાથે વારાફરતી અપાય છે. નં. ૧૨ તથા નં. ૧૧ એ વ્યાધિને સમૂળ કાઢવામાટે લાંબો વખત લેવાના રહે છે. મધ્યરાત્ર પછી તથા ઠંડીથી વધતામાટે આરસેનિક અપાય છે. આ વ્યાધિમાં નં. ૧૧ તથા આરસેનિક અને કાલિ. જોડ ઘણા ઉપયોગી ઔષધો છે.

(ઔ) ફેફસાનો વરમ ( Pneumonia ), ફેફસાના પડનો વરમ ( Pleurisy ):—આ બે વ્યાધિઓમાં વરમપ્રમાણે ચિકિત્સા થાય છે. એ પારખવા તથા એની ચિકિત્સા કરવા એમાં કુશલ ડાકટરની ખાસ જરૂર રહે છે તેથી અત્ર વિસ્તાર કર્યો નથી નિદાનથી એ વ્યાધિ નક્કી કર્યા પછી ચિકિત્સામાટે જે પૂર્વે વરમમાટે જણાવ્યું છે તેથી અધિકની અપેક્ષા નથી. સાધારણ રીતે નં. ૪ અને નં. ૫ બસ છે તથા તે ઉપરાંત નં. ૬. ૯, ૨, અને નં. ૧ વાપરવાના હોય છે. જ્વરમાત્રમાં નં. ૪ સત્વર શરૂ થાય છે તો આ વરમ થવાનો ભય દૂર થાય છે.

(અ) ક્ષય ( Cousumption, Tuberoulosis ):—આ વ્યાધિનું નિદાન પણ ઉપરના બે વ્યાધિના જેવું જ અથવા તેથી પણ વધારે કઠિન છે. જો એનું નિદાન સત્વર થઇ જાય છે તો એ વ્યાધિ સહેલથી મટી જાય છે, પણ દ્વિતીય ભૂમિકામાં પ્રવેશ્યા પછી એ કષ્ટસાધ્ય છે અને તૃતીય ભૂમિકામાં પ્રવેશ્યા પછી કષ્ટસાધ્ય તથા

અસાધ્ય થઈ જાય છે. જેમ ક્ષય ફેફસામાં થાય છે તેજ પ્રમાણે આંતરડામાં પણ થાય છે. આ શાસ્ત્રના નિયમ પ્રમાણે ચિકિત્સા આપ્રમાણે અપાય છે:-

નં. ૧૧:—આંતરડાનો ક્ષય થયા પછી તેને આગળ વધતો આ ઔષધ અટકાવે છે તેમ જ દરત થતા હોય તો તેને ન્યૂન કરે છે.

નં. ૧૦:—ક્ષયના આરંભમાં જ આ વપરાય છે. કેલ્કેરીઅસ ડીપોઝિટ શરૂ થતા પૂર્વે આ દવા આપવાની છે.

નં. ૮:—કેલ્કેરીઅસ ડીપોઝિટ થયા પછીની આ દવા છે.

નં. ૧૨:—આ ૨૦૦x ક્ષયમાત્રમાટે ઉપાય મનાય છે. ક્ષયનાં ઘણાં ચિન્હો નં. ૧૨ની અસરમાં આવે છે તેથી દરેક જાતના ક્ષયમાં અને દરેક ભૂમિકામાં આ નં. ૧૨ આપવામાં આવે છે. આરંભમાં ૧૨x થી શરૂ કર્યું હોય તોપણ ચાલે છે.

નં. ૧:—અશક્તિમાટે. એ ક્ષયમાં અવશ્ય થાય છે જ.

આ ઉપરાંત નં. ૬, ૫ વગેરે સર્વ ઔષધોની આ રાજરોગમાં પ્રસંગપરત્વે જરૂર પડે છે કેમકે એ થયા પછી વિવિધ ઉપદ્રવો થાય છે અને તેને માટે એ બધી દવાઓ તે તે પ્રસંગે જરૂરની થઈ રહે છે છતાં નં. ૧૨ અને નં. ૧ એ બે દવા, તથા નં. ૧૦ અને નં. ૮ એમાંથી જેની ભૂમિકા હોય તે કાયમની દવા આ વ્યાધિમાટે છે.

આ વ્યાધિમાં પ્રધાન ઔષધો નં. ૧૦, ૮, ૧૨ છે અને પછીનાં આષધો આર. જેડ, કેલ્શિયમજોડ, કેલ આર, ફોસ. જોડ (૪x) છે. રસવાહિની શિરાના સોજામાં નં. ૧૦, ૫ છે. ફેફસાના ક્ષયમાં પછીની ભૂમિકામાં નં. ૨. ૧૨, આર. જોડ, નેટ્રમ આરસેનિક વપરાય છે.

આ ઉપરાંત "ઇડીમા ઓફ ધી લંગ્સ" વગેરે વિવિધ વિરલ વ્યાધિઓ થાય છે જેનું આ લઘુ પુસ્તકમાં સ્થાન નથી, છતાં કુશલ થયેલા માણસને આમાંથી ઔષધની ચૂંટણી કરવી કઠિન પડે તેમ નથી.

**( અઃ ) નાકની અંદર થતા મસા (Polypus):**–ચિકિત્સામાં નં. ૧, અંદર તથા બહાર, દુઝતા હોય તો ફોસફરસ.

**( ક ) નાકમાં છોડ (Ozæna):**–આમાં નાક બંધ થઇ જાય છે, શ્લેષ્મપડનો સોજો થાય છે. માથું દુઃખે છે, શ્લેષ્મના ચિન્હો

થાય છે, લોહીમિશ્રિત દુર્ગંધ મારતું લીંટ નીકળે છે અને ખાસ કરી નાકમાંથી પોપડી ઉખડે છે કે જેની વાસ અતિશય દુર્ગંધ મારતી હોય છે. સાધારણ રીતે જીર્ણ શ્લેષ્મના પરિણામમાં આ વ્યાધિ થાય છે અને સ્ક્રોફ્યુલસ પ્રકૃતિવાળાને તથા પગના નજળા (ગાઉટ)ની યોગ્યતાવાળાને આ થાય છે. ઘણીવાર નાકમાં થયેલા મસાને લીધે પણ આ થાય છે.

એની ચિકિત્સામાં નં. ૧૨ જ્યારે એ વ્યાધિ અસ્થિપડપર હોય છે ત્યારે અપાય છે, દુર્ગંધને માટે નં. ૬ આપવાનો હોય છે અને નં. ૧૦ આ વ્યાધિમાં સતત આપ્યા કરવાનો હોય છે. આ વ્યાધિને લીધે નાકમાંથી કીડા નીકળે તો નાકમાં પ્રથમ ટરપેન્ટાઈન નાંખવામાં આવે છે અને પછી ચૂનાનું પાણી અંદર નંખાય છે. આથી એ કીડા ખરી જાય છે અને બીજા નીકળતા બંધ થાય છે.

( **ख** ) **નસકોરી ફુટવી** (Nose-bleed, Epistaxis) આમાં નસકોરી ફુટે ત્યારે નં. ૪નો ભૂકો અંદર દાબનો જેથી એ બંધ થાય છે અને પછી નં. ૪ પીવામાં આપવું. વારંવાર એ ફુટતી હોય તો નં. ૬ આપવામાં આવે છે.

( **ग** ) **શ્વાસનલિકાનું મુખ બંધ થવું** ( Spasm of the glottis ):—

આ વ્યાધિમાં શ્વાસ બંધ થાય છે. હાથપગની આંગળીઓ ખેંચાઇ જાય છે, દરદી શ્વાસ લેવા તરફડે છે, ચહેરો ભૂરો થાય છે, ગુંગળાઇ જવાનો ભય રહે છે, ઘણું કરી થોડી સેકન્ડસુધી જ આ સ્થિતિ રહે છે અને પછી દરદી દીર્ઘ શ્વાસ ખેંચે છે. અવાજની નળીઓના જે સ્નાયુ છે તેના સંકોચાવાથી આ સ્થિતિ થાય છે. એની ચિકિત્સામાં નં. ૮ માત્ર ઉપાયરૂપ છે.

( **घ** ) **શ્વાસનળના મુખનો ઈડીમા** (Œdema of the glottis ):—આમાં સાદ બેસી જાય છે અને તે ક્રમે ક્રમે વધતાં સાફ જતા રહ્યા જેવો થઇ રહે છે, ઉધરસ આવે છે, અંદર શ્વાસ લેતાં ખાસ અડચણ પડે છે અને બહાર શ્વાસ કાઢતાં તેવી મહેનત જણાતી નથી, ગળામાં કંઇ છે એવું દરદીને લાગે છે. ગળાની અંદરના ભાગમાં જલ ભરાવાથી આ સોજો થાય છે. દરદીનું ગળું ઉઘડાવી અંદર આંગળીથી તપાસવામાં આવે છે તો ત્યાં બે કડણ

મોટા સોજા જીહ્વાના મૂળ આગળ દેખાય છે. દરદીને ચત્તા સુવાડી મોઢું ઉઘડાવવાથી પ્રસંગે તે જોઈ પણ શકાય છે. આ વ્યાધિની ચિકિત્સામાં નં. ૯ ઉપાયરૂપ છે ( જુઓ પ્રકરણ ૧૧ ).

# પ્રકરણ ૨૦.

## જઠર અને આંતરડાના વ્યાધિઓ.

## STOMACH & INTESTINES

### (अ) અજીર્ણ,

અજીર્ણ અને બંધકોશ એ સર્વ વ્યાધિઓમાં પ્રધાન વ્યાધિઓ છે. સોએ પંચાણું ટકા જેટલા વ્યાધિઓ આને લીધે થાય છે. અજીર્ણ થવાનાં કારણો ઘણાં છે છતાં મુખ્ય મુખ્ય કેટલાંક કારણો જોઈએ તો તે આ છેઃ–અતિપ્રમાણુ આહાર, ઘીવાળા પદાર્થોનો આહાર, વીલાતી ખાંડનો ઉપયોગ ( દેશી પીળી ખાંડ ઓછું નુકશાન કરે છે ), મરીમસાલાવાળા તીખા તમતમા પદાર્થો જઠરને ચણુચણાટ માત્ર કરે છે તથા જીભને બહેર મારી નાંખી રૂચિનું ભાન ભૂલાવે છે તેનો અધિક ઉપયોગ, દારૂ, ચહા, કાફી, તમાખુ વગેરેનો નિત્ય કરાતો ઉપયોગ, બહુ ઉપવાસ, અનિયમિત સમયે કરાતો આહાર, ચાવવામાં કચાશ, રાત્રિના ઉજાગરા, વ્યાયામનો અભાવ, મનના આવેશ વગેરે વગેરે.

અજીર્ણ એટલું બધું પ્રસિદ્ધ છે કે તેનાં ચિન્હો કહેવાં એ પુનરુક્તિમાત્ર છે. છતાં સંક્ષેપમાં પેટના ખાડાઆગળ દુઃખાવો, અન્નનું વમન, ખાટા ઓડકાર, ખાધા પછી જઠરમાં બળતરા, પેટમાં પથ્થર પડ્યો હોય એવું ભાન, અજીર્ણ અન્નની વાન્તિ, અન્નની દુર્ગંધ મારતો વાયુસ્રાવ, અરૂચિ, ખાય ખાય ને ભૂખ, પેટ ભરેલું છે એવું ભાન, ત્વચાની શુષ્કતા, રાત્રિનો પ્રસ્વેદ, માથાનો દુઃખાવો, હાથપગની શીતતા, ચકરી, તન્દ્રા, નિદ્રાનો ભંગ, વિચારની અશક્તિ, ઈત્યાદિ ચિન્હો અજીર્ણનાં સૂચક છે. અજીર્ણથી બંધકોશ થાય છે, ઝાડા થાય છે, મરડો થાય છે અને પ્રસંગે ક્ષય સુધીના વ્યાધિઓ પણ થાય છે.

અજીર્ણની ચિકિત્સા નીચે પ્રમાણે કરાય છે:-પરિશિષ્ટ ૧લામાં આપેલું 'અજીર્ણ ચૂર્ણ' લઈ જોવું. ઘણાખરામાં એથી જ લાભ થતો જણાશે. પૃથક્ ચિકિત્સા કરવી હોય તો આ પ્રમાણે:-સાધારણ રીતે નં. ૪ અને નં. ૧૦ બેને ભેગા કરી જમતા પહેલાં અર્ધ કલાક પૂર્વે લેવાથી અથવા નં. ૧ તથા નં. ૧૦ ને ભેગા કરી જમ્યા પછી લેવાથી ખાધેલું પચી જાય છે. આ સર્વસાધારણ ઉપાય છે અને તે પ્રથમ કરી જોવાનો છે. એથી આરામ નહિ થાય તો નીચે પ્રમાણે ચિકિત્સા કરવાની છે. (અજીર્ણ પ્રાયશઃ ઘીઆદિ ચરબીવાળા પદાર્થ તથા ખાંડ ખાધાથી થાય છે અને તે બંનેનો ઉતાર નં.૧૦ છે.)

નં. ૪:-અજીર્ણને લીધે જ્વર; ખાધેલું અન્ન ઉલટીમાં નીકળવું; શરદીને લીધે પેટમાં દુઃખવું; જમે ને તરત પેટના દુઃખાવામાં વધારો થવો, પેટ દાબવાથી દુઃખાવો થવો; અરૂચિ, દુગ્ધપ્રતિ અભાવો અને જમ્યા પછી ઉબકા આવવા અથવા ઉલટી થવી, ખાટા પદાર્થ ખાઇ ન શકાવા અથવા કોફી નહિ સહવી. અજીર્ણમાં અસ્વસ્થ નિદ્રા આવવી અને ભયંકર સ્વપ્નાં આવવાં; સવારે ઉઠે ત્યારે સ્વસ્થતા નહિ લાગવી. જોરથી કેડપર વસ્ત્ર નહિ પહેરી શકાવું. ટાઢા પાણીની તૃષા લાગ્યા કરવી. ચહા, કાફી જેવા ઉત્તેજક પદાર્થની વારે વારે ઇચ્છા થવી. આ સર્વ નં. ૪ને સૂચવે છે.

નં. ૫—યકૃત્ પોતાનું કામ બરાબર નહિ કરતું હોય તો તેથી થતા અજીર્ણમાટે આ ઔષધ છે. યકૃત્ પોતાનું કામ નથી કરતું તો તેથી જીભપર ધોળો થર બાઝે છે, દસ્ત બરાબર થતો નથી, પીળા રંગનો થતો નથી પણ કંઇક ધોળાસપર, ઝાંખો પીળો થાય છે અને મૂત્ર રતાશપર થાય છે. વળી ઘીઆદિ ચરબીવાળા પદાર્થ ખાધાથી જે અજીર્ણ થાય છે તેમાટે આ ઔષધ છે, પણ તેમાં પ્રથમ નં. ૧૦ આપવું અને તેથી ન મટે તો નં. ૫ આપવું.

નં. ૬:—મજ્જાતન્તુની અવ્યવસ્થાને લીધે પચનયંત્ર પોતાની ગતિમાં મંદ થઇ ગયું હોય તો ત્યાં આ ઉપાય છે. વારંવાર ભૂખ લાગવી, ખાઇએ અને ભૂખ્યાનું ભાન થવું, પેટનો ફુલાવો થવો, જઠરના ભાગમાં વાયુ ઉત્પન્ન થઈ તેનું રક્તાશયપર દબાણ થવું ઇત્યાદિ આ ઔષધને સૂચવનાર ચિન્હ છે.

નં. ૮:—પેઢુના ભાગમાં વાયુનો સંચય થવો, પેટમાં ગડબડાટ થવો અને વાયુસ્રાવ બરાબર નહિ થવો, પેઢુમાં ચુંક નાંખવી,

વાયુસ્રાવ થતાં છતાં આરામ નહિ જણાવો ઇત્યાદિ આ ઔષધનાં સૂચક છે.

નં. ૧૦—ખાટા ઓડકાર આવવા, ખટાશની વૃદ્ધિનું ભાન થવું, ઘીવાળા ચરબીવાળા પદાર્થથી તથા ખાંડથી થયેલા અજીર્ણમાં, જીભનો વર્ણ પૂર્વે પ્રકરણ ૧માં કહ્યાપ્રમાણે થવો, ડાબે પડખે ગડબડાટ થવો ઇત્યાદિ આ ઔષધને સૂચવે છે.

નં. ૧૧—પિત્તનું ઘટ્ટ થઈ જવું, દસ્ત લીલો થવો, કડવો સ્વાદ લાગવો, ઉલટી કડવી થવી, માથું દુઃખવું, ચક્કર આવવાં, જમણે પડખે સુવાથી પેઢુમાં વાયુનો ગડબડાટ થવો અને જીભપર લીલોપીળો થર હોવો ઇત્યાદિ આ ઔષધને સૂચવે છે.

નં. ૯—ગર્ભિણી સ્ત્રીને જણાતા અજીર્ણમાટે, અમ્લતામાટે આ ખાસ ઔષધ છે. વળી ખાવાના પદાર્થો મોળા લાગવા, મોંમાં મોળ આવ્યા કરવી, જીભ સુકાવી અથવા થુંક બહુ નીકળવું, જીભપર બાજુએ પાણીના પરપોટા જણાવા, સાદા પાણીની ઉલટી થવી ઇત્યાદિ આ ક્ષારને દર્શાવે છે. મીઠું વધારે ખાવાથી થયેલું અજીર્ણ પણ આ ક્ષારને જ સૂચવે છે. ખાધા પછી ગ્રેન જેવું જણાય તો આ આપવો.

નં. ૭:—નં. ૯ સૂચવાયા છતાં પોતાનું કામ નહિ કરે તો ત્યાં આ આપી જોવો. ખોરાક ખાધા પછી પેટમાં પથ્થર પડ્યો હોય તેવું ભાન થાય તો તે આ ક્ષારને સૂચવે છે. જીભનો વર્ણ જોવો. ચુંક નાખતી હોય તો ત્યાં નં. ૮ પછી આ આપવું. ખાધા પછી ડકાર આવ્યા કરે તો તેમાં નં. ૭, ૧૨ અને આરસેનિક આપવા.

જો થોડા વખતનું અજીર્ણ હોય તો તે તરત જ મટી જાય છે. પણ કંઇક લાંબા વખતનું અજીર્ણ હોય તો તેને વિલંબ થાય છે. લાંબા વખતનું અજીર્ણ કે જે ધીમે ધીમે જામતું જાય છે તેને અંગ્રેજીમાં ક્રોનિક ડીસ્પેપ્સિઆ કહે છે. આના પાંચ પ્રકાર એલોપાથીસંસ્થા વર્ણન કરે છેઃ (૧) સાદું અજીર્ણ, (૨) ખટાશવાળું અજીર્ણ, (૩) પિત્તાજીર્ણ, (૪) દુઃખાવાવાળું અજીર્ણ અને (૫) મજ્જાતન્તુઅજીર્ણ

સાદા અજીર્ણમાં આ પ્રકારનાં ચિન્હો ક્રમે ક્રમે જણાય છેઃ— સહેજ ખાધેલું છતાં ઘણું ખાધું હોય તેવું ભાન થવું, ખાધા પછી કલાક બે કલાકસુધી પેટમાં ભાર લાગ્યા કરવો, રૂચિ થવી પણ તે સાથે કડકીને ભૂખ નહિ લાગવી અર્થાત્ ખાતા પૂર્વે ખાવાનો આગ્રહ નહિ જણાવો, ખભાવચ્ચે દુઃખાવો, કેટલાકને રક્તાશય આગળ દુઃખાવો

થવો, રાત્રિએ ઘણી વાર રક્તાશયની ફડક થવી, અસ્વસ્થ નિદ્રા, ખાધા પછી પ્રબલ નિદ્રાનો વેગ, નિરૂત્સાહપણું. આ સર્વ ચિન્હો પેટભરીને ખાવાથી વધવાં. આ વ્યાધિને પ્રસંગે કુશળ ડાકટરો પણ ભ્રાન્તિથી બીજો સમજે છે. મસ્તિષ્કનું નરમ પડી જવાની તથા રક્તાશયના વ્યાધિની આમાં ભ્રાન્તિ થાય છે અને દરદી પણ રાત્રએ થતી ફડકથી અથવા નાડી રહી રહીને ચાલવાથી ભયને ધારણ કરે છે. પણ આ સર્વ ચિન્હો આ અજીર્ણમાત્રથી થાય છે અને એની ચિકિત્સા ઉપર જણાવી તે પ્રમાણે નં. ૪ અને નં. ૧૦ ભોજન પૂર્વે અથવા નં. ૧ અને નં. ૧૦ ભોજન પછી દીર્ઘ સમય લીધા કરવા એ જ છે.

ખટાશવાળા અજીર્ણમાં ઉપરનાં ચિન્હો સવ થાય છે પણ તે વધારે જોરમાં જણાય છે અને ખાસ કરી રક્તાશય આગળ બળતરા થાય છે તથા ખાટી ઉલટી, ખાટા ઉબકા, ખાટા ઓડકાર, ખાટો સ્વાદ આદિ જણાય છે. અને જીભપર ધોળો થર જણાય છે, તથા જીભપર કાતરા જણાય છે અને જીભની ધારપર દાંતના દંશના જેવાં ચિન્હો જણાય છે. દરદી રાત્રે દાંત કકડાવે છે, મૂત્રમાં રતાશ જણાય છે અને પેટના ખાડામાં દાબવાથી આળુ થયાનું ભાન થાય છે. ખાંડવાળા પદાર્થો, લીલાં ફલ અને સર્વ પ્રકારનાં શાક ખાધાથી આ અજીર્ણ વધે છે અને રક્તાશયની બળતરામાં વૃદ્ધિ કરે છે. દુધ પણ પ્રતિકૂલ જણાય છે. આની ચિકિત્સા ઉપર પ્રમાણે જ નં. ૧ તથા નં. ૧૦ ભેગા લેવાની છે.

પિત્તાજીર્ણમાં સાદા અજીર્ણનાં ચિન્હો શિવાય નં. ૧૧ને સૂચવનાર ચિન્હો થાય છે અને તે કારણથી જ એને પૃથક્ ગણવામાં આવે છે. આ અજીર્ણમાં બંધકોશ કોઈક વાર દેખાય છે, ઘણું કરીને દસ્ત નરમ ઉતરે છે, પેટમાં વીંણાચૂંટા થાય છે, લમણાના ભાગમાં દુઃખાવો થાય છે. દ્વિતીય પ્રકારના અજીર્ણ કરતાં એ ભેદ છે કે આ અજીર્ણમાં અજીર્ણનાં ચિન્હો ખાધા પછી વધારે લાંબે વખતે જણાય છે–ઘણું કરીને સવારમાં જ જણાય છે. આની ચિકિત્સા નં. ૧૧ આપવાની છે.

દુઃખાવાવાળું અજીર્ણ દ્વિતીય તૃતીય પ્રકારના અજીર્ણથી થાય છે અને તેમાં ખાસ કરીને છાતીના ખાડા આગળના ભાગમાં અતિશય–ફાડી નાંખતું હોય તેવી–વેદના થાય છે. એ વેદના ભોજન લીધાના સમયથી શરૂ થાય છે અને પચનક્રિયા પૂર્ણ થયે શમે છે.

કેટલીક વાર જઠરના શ્લેષ્મપડમાં લોહીનો જમાવ થવાથી આવી વેદના થાય છે અને ત્યારે પેટ ખાલી હોય ત્યારે તેમાં વેદના જણાય છે. આની ચિકિત્સા ઉપર બતાવ્યા પ્રમાણે નં. ૪ અને નં. ૧૦ ભોજન પૂર્વે લેવા એ જ છે.

જઠર અને મસ્તિષ્કનો એવો નિકટનો સંબંધ છે કે એકબાજુની અસર એકબીજાને થાય છે. માનસિક વ્યાધિ અને અવ્યવસ્થાને લીધે જઠરની અવ્યવસ્થા થાય છે અને જઠરની અવ્યવસ્થાને લીધે માનસ ચિન્હો થાય છે. કેટલીક વાર અજીર્ણનાં ચિન્હો જઠરમાં નહિ જણાતાં માથાના, મસ્તિષ્કના અને મજ્જાતન્તુના ભાગમાં જ જણાય છે અને તે ઉપરથી જ એ અજીર્ણનું નિદાન કરાય છે. આ ચિન્હો તે આ પ્રમાણે છે:—આગળના ભાગમાં ( કપાળના ભાગમાં ) માથાનો દુઃખાવો; માથાની પાછળના ભાગમાં દબાણ થતું હોય તેવી વેદના; માથાની ઉપરના ભાગમાં વિલક્ષણ વેદના અથવા ભાન; આંખમાં વેદના; કેટલીક વાર બોચીના ઉપરના ભાગમાં જ વેદના જણાવી; મેરૂદંડના ભાગમાં તથા જઠરની પૃષ્ઠે વેદના થવી; ચસકા તથા કળતર; રક્તાશયની ફડક; અશક્તિ; ચીડીઓ સ્વભાવ; ઉદાસી; ચકરી; પેટસુધીની ઉધરસ; નીચાં વગતાં પ્રકાશવાળા અથવા કાળા ડાઘાની ભ્રાન્તિ; ખાધા પછી અતિશય તન્દ્રા; રાત્રે નિદ્રા નહિ આવવી; સવારે આળસ અને બપોરે તથા સાંજરે સારૂં લાગવું વગેરે. આ ચિન્હોવાળું અજીર્ણ તે મજ્જાતન્તુઅજીર્ણ કહેવાય છે અને એમાં નં. ૬ ઉપાયરૂપ છે. નં. ૪ તથા નં. ૧૦ની સાથે નં. ૬ અથવા એકલો નં. ૬ આપવો.

જઠરના ભાગનો વિકાસ થવાથી ઘણું કરીને આ અજીર્ણ થાય છે તેથી નં. ૪ એમાં અસર કરનાર છે અને તેથી આરામ નહિ થાય તો પ્રસંગે નં. ૩નો પ્રયોગ કરી જોવાનો રહે છે.

અજીર્ણથી પીડાતા માણસે ઉપવાસ કરવાની, તાજાં ફલનો સાદો આહાર કરવાની અને પાણી પીવાની ટેવ રાખવી. ઉપવાસ, ફલાહાર અને પાણીથી જે બાયુકનો લાભ થાય છે તે સ્વતંત્રતાવાળો હોવાની સાથે વિશેષ પ્રમાણમાં હોય છે. વધારે ખાવાથી હાનિ થાય છે, પણ એક બે દિવસ ઉપવાસ કરવાથી કોઇ રીતે હાનિ થતી નથી પણ સર્વથા લાભ જ છે.

## (આ) બંધકોશ, કબજીઆત.

## ( CONSTIPATION. )

જેમ અજીર્ણથી સર્વ જાણીતા છે તે જ પ્રમાણે બંધકોશથી પણ ભાગ્યે જ કોઇ અજ્ઞાન હશે. દેખાઇતા અજીર્ણ કરતાં બંધકોશનો અનુભવ વધારેને દેખાય છે. ઝાડો સાફ ખુલાસાથી નહિ ઉતરવો એનું નામ બંધકોશ છે. બંધકોશ થવાનાં વિવિધ કારણો છે. તેમાં મુખ્ય કારણ અજીર્ણ છે. વળી વારંવાર જુલાબ લેવાની ટેવ, સહજ કબજીઆત દેખાય કે તરત નેપાળો, નસોતર આદિ લેવા જવું એના જેવું બંધકોશને આણનાર બીજું સાધન ભાગ્યે જ છે. ઘણી માતાને એવી ધુન હોય છે કે નાનાં બાલકને સાત આઠ દિવસ થાય છે કે જુલાબ આપે છે. પ્રત્યેક જુલાબ આંતરડાના ભાગને તત્કાલ ઉશ્કેરે છે અને તેની દીવાલમાંથી પાણી ખેંચી બહાર કાઢે છે અને એના પરિણામમાં એ આંતરડું શિથિલ થઇ જાય છે જેથી તરત બંધકોશ થાય છે. આ પ્રમાણે જે નાનાં બાલકો ઉછરે છે તેમને મોટપણે બંધકોશનો દૃઢ વ્યાધિ થાય છે અને બંધકોશ થવાથી એના પરિણામમાં અનંત વ્યાધિઓ ઉપજે છે, મળ જે નકામો પદાર્થ છે તે બહાર નીકળી નહિ જતાં શરીરમાં રહે છે તેથી રુધિર વિષમય થાય છે અને વિવિધ વ્યાધિને ઉપજાવે છે. આ વિસ્તારથી સમજવા માટે જુઓ "વિદ્યાર્થીનો સાચો મિત્ર" તથા "બંધકોશ અને તેને ટાળવાના ઉપાયો."

વળી પિત્ત જ્યારે જાડું થઇ જાય છે અથવા યકૃત્‌માંથી પિત્ત ઓછું નીકળે છે તો તેથી પણ બંધકોશ થાય છે. તે જ પ્રમાણે મળ કાઢવાના કામમાં જે સ્નાયુ કામ કરનાર છે તે ઢીલાઢબ થઇ પડે છે તો તેથી પણ બંધકોશ થાય છે. બીજા વ્યાધિની અસરરૂપે પણ બંધકોશ થાય છે. આ પ્રમાણે વિવિધ હેતુઓ બંધકોશને આણનાર છે.

આ શાસ્ત્રપ્રમાણે એની ચિકિત્સા આ પ્રમાણે કરાય છે: અહિં એ કહેવું જોઇએ કે આ શાસ્ત્રમાં તેમ જ આખી હોમીયોપથીમાં જુલાબનું ઔષધ નથી. તે તે અવયવને મારી મચડીને બલાત્કારથી આ કામ કરાવવું એ હોમીયોપથી કરી શકે તેમ નથી. ઘણે અંશે આમ કરાવનાર ઔષધો હાનિકારક જ છે અને ક્રમે ક્રમે શરીરના અવયવને બલવાળા રાખી અથવા બલવાળા કરી બંધકોશની નિવૃત્તિ કરે તે જ ઔષધો પ્રશસ્ત છે. છતાં દરદીની અસાવધાનતાથી અથવા

અન્ય કારણોથી જ્યારે તત્કાલ જુલાબ જ આણવાની આવશ્યકતા જણાય ત્યારે એલોપથી જુલાબ લેવો અથવા ડુશ કે એનીમાથી જુલાબ આણવો. જ્યારે મોટા આંતરડાને સાફ કરવું હોય ત્યારે ડુશ કે એનીમા ચાલે છે. નાના આંતરડામાટે જુલાબની જરૂર પડે છે ત્યારે વિલાયતી મીઠું ( Mag. sulphate ) અથવા ગ્લોબરસોલ્ટ ( Sodium sulphate ) એલોપથી પ્રમાણથી લેવાં. આ બેમાં પ્રથમની અસર આંતરડાપર છે અને બીજાની યકૃતપર છે. આ હોમીયોપથી દવાઓ જુલાબની માફક ખખળાવીને દસ્ત કરાવે છે પણ તે કરાવશે જ એમ કહી શકાતું નથી, તેથી સાવધાનતામાટે જ એલોપથી નિયમથી જુલાબનું અત્ર સૂચવ્યું છે. હમેશનો બંધકોશ હોય તો ત્યાં ઉંચી પાવરની જ દવા વાપરવી.

બંધકોશ માટે જુઓ પરિશિષ્ટ ૧ લું-બંધકોશચુર્ણ. એ પ્રથમ લઈ જોવું સારૂં છે અને એથી લાભ નહિ જણાય તો પછી આ વિશેષ ચિકિત્સા છેઃ—

સામાન્ય બંધકોશની નિવૃત્તિમાટે નં. ૫ બસ છે; અથવા નં. ૯ તથા નકસવોમીકા ( હોમીયોપથી ) એ બે દવા આપવાથી ઘણું કરીને બંધકોશ મટે છે. પ્રથમ નં. ૯ આપવો અને છેવટે નકસવોમીકા આપવું. નકસવોમીકાને બદલે નં. ૬ આપવામાં આવે તોપણ ચાલે છે. નં. ૯ જલનું સમીકરણ કરે છે અને નં. ૬ આંતરડાંને દઢ કરી મળ બહાર કાઢવાનું બલ આપે છે. આટલી ચિકિત્સાથી ન મટે અથવા ઈતર ચિન્હોઉપરથી બીજાં ઔષધો લેવાનું યોગ્ય જણાય તો તે ચિકિત્સા નીચે પ્રમાણે કરાય છેઃ—

નં. ૪—કઠણ દસ્ત થાય તો. આ પ્રકારની આ સ્થિતિ અર્શ, પાયુનું બહાર આવવું, યોનિવરમ, ગર્ભાશયવરમ આદિથી થાય છે. જ્યાં સ્નાયુ નિર્બલ થયેલા હોય અને મળને બહાર કાઢવા જોઇએ તેટલા સંકોચાઇ ન શકતા હોય ત્યાં નં. ૪ અપાય છે.

નં. ૫—જીભપર ધોળા થરસાથે કબજીઆત; દસ્ત ધોળાશપર થવો; જ્યારે ઘીવાળા પદાર્થોના અજીર્ણ થવાથી બંધકોશ થયો હોય છે. આંખના ડોળા બહાર નીકળતા હોય તેવો દેખાવ હોય ત્યારે તે પણ આ નં. ૫ને સૂચવે છે.

નં. ૬—આંતરડાની અશક્તિને લીધે થતા બંધકોશમાં, તેમ જ જ્યારે ઝાડો કાળો-તપખીરીઆ રંગનો હોય ત્યારે. બેશી રહેવાના અભ્યાસથી થતો બંધકોશ.

નં. ૯—સાધારણ ઉપાય છે. જ્યારે દસ્ત કઠણુ થાય અને શરીરના બીજા ભાગમાંથી પાણી વધારે નીકળે—આંખ ગળે, જીભ-પર થુંક બહુ આવે વગેરે ત્યારે તે આ ઔષધને સૂચવે છે. દસ્ત થયા પછી પાયુના ભાગમાં બળતરા થાય ત્યાં.

નં. ૧૧—એ આખા આંતરડાનો ઉત્તેજક છે. પિત્ત ઘટ્ટ થ-ચેલું હોય તો તેને પાતળું રાખે છે. કઠણુ ગાંઠાગાંઠાવાળો દસ્ત, તથા નરમ દસ્ત છતાં નીકળી નહિ શકે તે આને સૂચવે છે.

નં. ૩—આંતરડાનો ભાગ પહોળો થઇને પડી રહે અને સંકો-ચાય નહિ અર્થાત્ મળ કાઢતાં બહુ કરાંજવું પડે ત્યારે, મળ ખોત-રીને કાઢવા પડે ત્યારે આ ઔષધ સૂચવાય છે.

નં. ૮—આંતરડાનો ભાગ સંકોચાઇ ગયેલો રહે અને તેથી ટચલી આંગળી જેવો પાતળો દસ્ત થાય ત્યારે. આ ઔષધ સ્નાયુને વિકાસ કરનાર છે અને નં. ૩ અને નં. ૪ સંકોચ કરનાર છે.

નં. ૧૨—લજામણો દસ્ત—થોડો ઝાડો બહાર આવે અને તે જાણે બહાર આવતાં શરમાતો હોય તેમ પાછો અંદર જતો રહે તો તે નં. ૧૨ને સૂચવે છે.

નં. ૧૦—નાનાં બાલકના બંધકોશમાટે, તેમ જ નાનાં ધાવણાં બાલકના ઘણા ખરા વ્યાધિમાટે આ ઔષધ છે.

કટકે કટકે પડતો દસ્ત મેગનેમ્યૂરથી મટે છે અને દુધ પીધા પછી તરત દસ્ત થતો હોય તો તે આયોડા૦ ને સૂચવે છે.

બંધકોશની ચિકિત્સામાં જીભનો વર્ણ તપાસવો અનુકૂલ છે. બંધકોશવાળા માણુસે દુધનો આહાર વિશેષ કરવો ઘણે પ્રસંગે સારો નથી. થુલું વગેરે પદાર્થો બંધકોશને ટાળનાર છે, તેમ જ શાકભાજી વધારે ગ્રહણુ કરવાથી બંધકોશ મટે છે. જલપાન પણુ બંધકોશની નિવૃત્તિમાં સહાયક છે. જુઓ 'બંધકોશ અને તેને ટાળવાના ઉપાયો'.

બંધકોશવાળા દરદીનું યકૃત્ મંદ થાય છે, બહારની મદદવિના આંતરડું દસ્ત કાઢતું નથી, મૂત્રપિંડ પણુ બરાબર કામ કરતું નથી કેમકે મૂત્ર ઓછું થાય છે, દસ્ત જો થાય છે તો તે ઘોળાશપર હોય છે, શ્વાસ વાસ મારે છે, તે માણુસ ઉદાસ અને નિરૂત્સાહ રહે છે, તેને ચસકા તથા કળતર જણાય છે અને રક્તાશયની ફડક પણુ એથી થાય છે.

## ( ૬ ) ચુંક, આંકડી.

## ( COLIC )

મોટા આંતરડામાં થતો આ દુ:ખાવો છે. એમાં દરદી બેવડ વળી સુએ છે અથવા ટુંટીયું વાળી સુએ છે તો તેને આરામજેવું લાગે છે. તે ભાગમાં સહેજ સહેજ દાબવામાં આવે છે તો સારૂં લાગે છે. અને આ ચિન્હ ઉપરથી એ આંતરડાના વરમથી છૂટો પાડી શકાય છે. વરમમાં એક સ્થાનેજ દુ:ખ થાય છે અને તે વરમવાળો ભાગ આળો થઇ જાય છે તેથી દબાણમાત્ર વેદનાને વધારે છે. આ ચુંક નાંખવાનું કારણ ઘણે અંશે તો અજીર્ણ જ છે તેથી તે પ્રકરણમાં જોવાની જરૂર છે. તે શિવાય આંતરડામાં વાયુ ભરાવાથી ઘણું કરીને આ દુ:ખાવો થાય છે, કૃમિને લીધે પણ થાય છે, ત્વચાના રોગો દબાઇ જવાથી તથા ગુરદા ( મૂત્રપિંડ ) ની અવ્યવસ્થાથી તથા પિત્તનો આંતરડામાં સંચય થવાથી વગેરે વિવિધ હેતુથી આ દુ:ખાવો ઉપડે છે. પરિશિષ્ટ ૧લામાં જણાવેલું અજીર્ણચુર્ણ પ્રથમ આપવું. પછી જરૂર જણાય તો વિશેષ ચિકિત્સા આ પ્રમાણે કરવી:—

નં. ૮—આ મુખ્ય ઔષધ છે. થયેલા વાયુને એ છૂટો પાડે છે તેથી વાયુસ્રાવ થાય છે અને દુ:ખાવો મટે છે. Antispasmodic અને Anti-flatulent દવાનું કામ આ ઔષધ કરે છે. આ ઔષધને સૂચવનાર વેદનામાં ભીંસનું-જાણે તે ભાગ ભીંસાતો હોય તેવું-ભાન થાય છે. નં. ૮ થી સારૂ નહિ થાય તો નં. ૭ આપી જોવો.

નં. ૧—જો નં. ૮ થી આરામ નહિ થાય તો નં. ૧ આપવો. આ દવા વાયુ થતો અટકાવે છે અને અન્ન પચન કરવામાં મોટી મદદ કરે છે. દાંત આવતાં બાલકોની ચુંકને માટે આ ખાસ ઔષધ છે.

નં. ૧૦—કૃમિને લીધે અથવા રુધિરમાં ખટાશ વધવાથી થતી ચુંકને માટે આ ઉપાય છે. દહીંજેવી ઉલટી થવી, ખાટો ગંધાતો લીલો દસ્ત થવો એ આદિ ખટાશને સૂચવે છે. આંતરડામાં ડામે પડખે થતો ગડબડાટ આ ઔષધને સૂચવે છે.

નં. ૧૧—પિત્તને લીધે થતી ચુંક, મોઢામાં કડવો સ્વાદ લાગવો, કડવી ઉલટી થવી, લીલો દસ્ત થવો, જીભપર પીળો-લીલો

થર દેખાવો એ પિત્તની નિશાની છે. આંતરડામાં જમણે પડખે થતી ચુંક આ ઔષધને સૂચવે છે. લેડકૉલિકમાં આ દવા ૧x અથવા ૨x પાવરની વારંવાર આપવામાં આવે છે. મોટી ઉમરના મનુષ્યોમાં વાયુના સંચયને લીધે થતી ચુંક, કોલનના વચ્ચેના અડધા ભાગમાં થતી ચુંક.

નં. ૭—નં. ૮ આપ્યા પછી જો પેઢું ટાઢું લાગે છે, એકાએક થયેલી શરદીને લીધે ચુંક થયેલી હોય છે અથવા વાયુસ્રાવમાં ગધકની ગંધ દેખાય છે તો આ આપવામાં આવે છે.

ચુંકની સાથે દાહ થતો હોય તો નં. ૧૩, આંતરડામાં દાહ થતો હોય તો કુપ્રમ અથવા કુપ્રમ આરસેનિક, વાઢકાપ જેવું આંતરડામાં લાગે તો ઝીંક અપાય છે.

ચુંકના વ્યાધિમાં ઉષ્ણજલપાન કરવું એ સદ્ય સારા થવાનો ઉપાય છે. વાતજનક આહારનો ત્યાગ કરવો જરૂરનો છે. આ વ્યાધિમાં નં. ૯ પણ પ્રસંગે વાપરવો પડે છે.

ચુંકમાં આંતરડાના ભાગમાં આંકડીજેવું લાગે છે અને તે નાભિની આસપાસ ખાસ કરીને જણાય છે. વખતે વમન પણ થાય છે, બંધકોશ જણાય છે, વાયુસ્રાવ થાય છે, જ્વર હોતો નથી, નાડી ધીમી ચાલે છે.

## ( ૩ ) પેટનું ચઢવું, આધ્માન.

આ વ્યાધિમાં નં. ૮ અને નં. ૬ ખાસ ઉપાયરૂપ છે. અજીર્ણચૂર્ણ માટે જુઓ પરિશિષ્ટ ૧. ઝીંકફોસ પણ વપરાય છે.

## ( ए ) કૃમિ, કરમીઆં.

( Worms )

કૃમિ ઘણું કરીને બાળકોને થાય છે, અગરજો મોટા માણસો એથી મુક્ત નથી. કૃમિનાં સૂક્ષ્મ બીજ બહારથી જ આવે છે, પેટમાં કે જઠરમાં એ પાકતાં નથી. પણ જેના શરીરમાં એને અનુરૂપ સ્થાન અને આહાર મળે છે ત્યાં પોષાય છે અને બીજાં શરીરમાં પ્રવેશતાં છતાં પોતાની મેળે મરી જાય છે. કૃમિ થવાથી વિવિધ ચિન્હો થાય છે. પાયુના ભાગમાં છોકરૂં ખંજવાળે છે, નાક આગળ ખરજ આવે છે; નાક અને મુખની આસપાસ ફીકાસ લાગે છે; ભૂખનું ઠેકાણું હોતું નથી—વખતે અરૂચિ થાય છે તો વખતે અતિશય ભૂખ લાગે છે;

નિદ્રા આવતી નથી, લુગડાં ખેંચે છે, હસ્યા જ કરે છે અથવા રડવાજ કરે છે, અથવા ઉંઘ્યા જ કરે છે વગેરે વિવિધ વિરોધીજેવાં ચિન્હો કૃમિથી થાય છે. નાનાં બાલકોને કૃમિને સૂચવનાર ખાસ ચિન્હ તેની જીભનો દેખાવ છે. સ્ટ્રોબેરીના જેવા આકૃતિ તેની જીભ- ઉપર દેખાય છે તે કૃમિને સૂચવે છે. કૃમિ મોટા માણસોને પણ થાય છે. તેમને ઉપર જણાવેલાં ચિન્હો ઉપરાંત આ ચિન્હો પણ થાય છે:–કામવૃત્તિ અને વીર્યસ્ખલન. વળી જુદી જુદી જાતનાં કૃમિ હોય છે અને તેથી આ ચિન્હોમાંથી પણ એક વા અધિક થાય છે:–પેટનો ફુલાવો, અતિસાર જેમાં લોહીમિશ્રિત શ્લેષ્મ પડે છે, ચહેરાનો ઉભરાવો, દાંત કકડાવવા, શ્વાસમાં વાસ મારવો, ડોળા ફાટેલા જણાવા, ખરાબ સ્વપ્નાં આવવાં, ઉંઘમાંથી ચમકીને જાગી ઉઠવું, ભૂખે પેટે વધારે જણાતી ચુંક, અતિશય ભૂખ, રાત્રિએ પ- સ્વેદ, તાણ, આંચકી, બહેરાશ રક્તાશયની ફડક વગેરે. કૃમિ નીકળે ( દસ્તમાં ) એ જ એની ખાતરી છે.

આ શાસ્ત્રમાં વિષરૂપ ઔષધ કોઇ છે નહિ તેથી કૃમિને મારી નાંખનાર ઔષધ નથી, પણ કૃમિ જેના પર જીવે છે તે લેકટિક એસિડ છે અને તેને મટાડનાર નં. ૧૦ છે. તેથી નં. ૧૦ ૨x કૃમિનું ખાસ ઔષધ છે. એ આપવાથી લેકટિક એસિડ રહેતું નથી તેથી કૃમિને ખોરાક મળતો નથી એટલે ભૂખમરાથી એ કૃમિ પો- તાની મેળે મરી જાય છે. નં. ૧૦ વારંવાર આપવાની જરૂર છે તથા જ્યાંસુધી જીભનો દેખાવ ન મટે ત્યાંસુધી બેએક વાર તો દિ- વસમાં આપ્યા કરવું પડે છે. કૃમિને તત્કાલ મારવાની જરૂર જણાય તો એલોપથીસંસ્થાનું સેન્ટોનાઇન લેવું જરૂરનું છે અને પછી નં. ૫ આપવો. નં. ૫ જાતે એમાં રહેલા કલોરિનના બલથી હાઇડ્રોકલો- રિક એસિડ ઉત્પન્ન કરી કૃમિને મારે છે અને તે સાથે સારક છે નં. ૪ આંતરડાના કૃમિમાટે નં. ૧૦ ની સાથે અપાય છે. દુધીઆં કૃમિમાટે નં. ૧૦ તથા નં. ૫ અને એથી આરામ નહિ થાય તો નં. ૯ અથવા નં. ૩ આપવામાં આવે છે.

## ( ઐ ) ઉલટી, વમન, વાન્તિ.

### (Vomiting)

ઉબકા તથા વમન એ આહારમાં ભૂલ થવાથી થાય છે તથા બીજા વ્યાધિના ચિન્હરૂપ હોય છે. જે ખોરાક જઠરને અભ્યન્તરસ્થિત

કરનાર હોય તે ખોરાક જઠર બહાર કાઢી નાંખે તેમાં કશું ખોટું નથી. તે વાન્તિને અટકાવવા જરૂર નથી, પણ એ વાન્તિ વારંવાર થતી નથી. નાનું બાલક અધિક ધાવણ ધાવે અને અધિક ભાગનું વમન કરે તેમાં કોઇ પણ ઔષધ આપવાનું રહેતું નથી. પણ જ્યારે બીજી અવ્યવસ્થાના ચિન્હરૂપ એ હોય છે ત્યારે એ વારંવાર થાય છે અને ત્યારે તેની ચિકિત્સા કરવાની રહે છે. સગર્ભાવસ્થા, દરીઓ લાગવો, કૃમિ, અપચો, અજીર્ણ, ઉધરસ, શિરોવેદના, પિત્તનો પ્રકોપ, કોલેરા ઇત્યાદિ સ્થિતિઓમાં વાન્તિ થાય છે અને તેમાં નીચે પ્રમાણે ચિકિત્સા કરાય છેઃ—

નં. ૪—જે ઉલટીમાં અપક્વ, ખાધો હોય તેવો જ ખોરાક બહાર નીકળે, ઋતુસ્રાવસમયે થતી વાન્તિ, વાન્તિમાં સ્વચ્છ રાતું રુધિર નીકળે–આ સર્વમાં નં. ૪ અપાય છે. આથી નહિ મટે તો નં. ૩ આપી જોવો.

નં. ૫—જીભપર થર હોય અને વાન્તિ થાય, વાન્તિમાં કાળું લોહી નીકળે અથવા ધોળો શ્લેષ્મજેવો પદાર્થ નીકળે તો નં. ૫ અપાય છે. યકૃત્ બરાબર કામ નહિ કરે તેને લાધે આ વાન્તિ થાય છે અને તેમાં નં. ૫ અકસીર ઉપાય છે. કાળું રુધિર.

નં. ૯—સગર્ભાદશાની ઉલટીમાં આ ખાસ કરીને અપાય છે. ખારી ઉલટીમાં પણ આ અપાય છે (નં. ૪). પાણી જેવી ઉલટી.

નં. ૬—દળેલી કાફીજેવો તપખીરીયો કાળો રંગ જે વાન્તિનો હોય તેમાં. સગર્ભા સ્ત્રીની ઉલટીમાં મુખ્ય ઔષધ ( નં ૯ પણ ), હીસ્ટીરીઆમાં થતી ઉલટી.

નં. ૧૦–ખાટી ઉલટી ઉલટીમાં દહીંજેવું નીકળે, પેટમાં બળતરા થાય વગેરે ખટાશસૂચક વાન્તિમાં આ અપાય છે. નાનાં બાલકોની વાન્તિમાં આ ખાસ ઉપાય છે. દરીઓ લાગે તો તેમાં પણ આ જ અપાય છે.

નં. ૧૧—વાન્તિ કડવી હોય ત્યારે તથા મેલેરીઅસ જ્વરમાં થતી વાન્તિ વગેરેમાં આ ઔષધ અપાય છે.

નં. ૧—અજીર્ણમાં થતી વાન્તિ, તથા દિવસ અથવા રાત્રિમાં નિયમિત સમયે જ થતી વાન્તિમાટે આ અપાય છે. નાનાં બાલકને તથા દાંત આવતાં થતી વાન્તિમાં આ અપાય છે. ટાઢું પાણી પીવાથી અથવા આઇસક્રીમ ખાધાથી થતી ઉલટી.

નં. ૮—હઠીલી ઉલટીમાં આ પ્રસંગે અપાય છે. ( કુપ્રમ પણ આમાં અપાય છે ). કોલેરા વગેરેનું પૃથક્ પ્રતિપાદન છે તે માટે ત્યાં જોવું. સામાન્ય ઉલટીમાટે અજીર્ણચૂર્ણ ચાલે છે. ( જુઓ પરિશિષ્ટ ૧ )

દરીઓ લાગે તે માટે મુખ્ય ઔષધ નં. ૬ છે અને પછીનું નં. ૧૦ છે.

## ( આ ) અતિસાર, ઝાડા થવા, દસ્ત થવા.
## ( DIARRHŒA )

હવામાં થતા ફેરફાર, અજીર્ણ, જુલાબના ઔષધનું વારંવાર સેવન વગેરે બંધકોશના જે કારણો છે તેમાંના ઘણાંખરા આ વ્યાધિનાં પણ કારણ છે. આ વ્યાધિમાં આંતરડામાંથી રસ અધિક પ્રમાણમાં નીકળે છે અને તેમ થવાનું કારણ ક્ષારવિશેષની ન્યૂનતા છે. તત્કાલના અતિસારમાં દસ્ત પાતળો અને વારંવાર થાય છે, ચુંક જેવું અથવા જાથુક પેડુમાં દુઃખે છે, ઉલટી પણ વખતે થાય છે, શ્વાસ વાસ મારે છે, વાયુ છૂટનો બંધ થાય છે અને વખતે વધારે છૂટે છે પણ તે સાથે દસ્ત થાય છે; અરૂચિ, માથાનો દુઃખાવો, ટાઢ અને પછી જ્વર આવે છે. જીર્ણ અતિસારમાં અતિસાર અને બંધકોશ વારાફરતી જણાય છે, મળ લીલો પીળો અથવા રંગવિનાનો અને ધોળા મ્યુકસવાળો થાય છે; તૃષા, પીશાબ લાલાશ પડતો, ખાધા પછી વિશેષ અસ્વસ્થતા; દરદી સુકાઈ જાય છે.

સહેજ નરમ દસ્ત એક વાર થયો કે તરત ઔષધ લેવા માંડવું એ ભૂલ છે. ઘણી વાર તો સંચય થયેલા મળને દૂર કરવા પ્રકૃતિનો આ પ્રયત્ન છે તેથી જ્યાં ઝાડા થવાથી નુકસાનનું અનુમાન ન થાય ત્યાં તરત તેને બંધ કરવા પ્રયત્ન નહિ કરવો. પણ વ્યાધિરૂપે હોય તો ઔષધ લેવું એ વૈદ્યકશાસ્ત્રમાત્રનો સિદ્ધાન્ત છે. આ રોગની ચિકિત્સા નીચે પ્રમાણે કરાય છેઃ—

અતિસારમાં સાધારણ રીતે બાલકમાટે નં. ૧, ૪ અને ૧૦ વાપરવામાં આવે છે. નં. ૧ દાંતના દસ્તમાટે, નં. ૧૦ સાધારણ રીતે નં. ૪ શરદી થવાથી થતા દસ્તમાટે. મોટા માણસને અતિસારમાં સાધારણ રીતે નં, ૧૧ અપાય છે. કોલેરામાં થતા દસ્તમાટે પણ નં. ૧૧ અપાય છે. અતિસારની વિશેષ ચિકિત્સા નીચે પ્રમાણે છેઃ—

નં. ૧—દાંતના ઝાડા; [ દાંતના ઝાડામાં નં. ૧ તથા દસ્તના રંગ ઉપરથી જે ઔષધ જણાય તે બે વારાફરતી આપવાં ]; વાબળ એટલે પટપટ બોલી ઉનાં ખખળતા પાણી જેવાં નીકળે તેમાં, તથા લીલા ચીકણા અપચાના ઝાડામાં.

નં. ૪—અપચાનો ઝાડો તથા ઠંડી લાગવાથી થતો ઝાડો. નં. ૧ની સાથે અથવા નં. ૩ની સાથે પણ પ્રસંગે અપાય છે. સતત દુઃખાવો જણાય અને પાણીજેવો દસ્ત ઢગલાબંધ એકદમ થઇ જાય ત્યાં.

નં. ૫—ધોળો ઝાડો, મરડાનો ઝાડો, લોહીમિશ્રિત જળસ પડે તો તેમાં આ અપાય છે. વાયડા પદાર્થ ખાવાથી થયેલો અતિસાર. ટાઇફોઇડ જ્વરનો અતિસાર.

નં. ૯—પાતળો પાણીજેવો અથવા મ્યુકસવાળો અતિસાર. મીઠું અધિક વાપરવાથી થયેલો અતિસાર. બાળકોના જીર્ણ અતિસારમાટે આ ખાસ ઉપાય છે.

નં. ૧૧—પાતળો પીળો અતિસાર, કોલેરાના ઝાડા. ધોળા દસ્તમાં પણ નં. ૫ નહિ કામ કરે તો આ અપાય છે. સવારમાં પાતળો દસ્ત થવો એ નં. ૧૧ નું સૂચક ચિન્હ છે. વાબળમાટે પણ આ ક્ષાર છે.

નં. ૬—ધોળા છાશજેવા ઝાડા [ જુઓ નં. ૧૧ ]; દુર્ગંધ મારતો દસ્ત; અતિસારમાં થતી અશક્તિમાટે પણ આ જ અપાય છે. દુર્ગંધ મારતો અને અવાજ કરતો વાયુસ્રાવ, અને આંકડી વિનાનો પાણીજેવો દસ્ત.

નં. ૧૦—ખાટા ગંધાતા લીલા દસ્ત; ગ્રીષ્મઋતુના દસ્ત [ નં. ૧૧ ની સાથે ]; લોહીપરૂવાળા દસ્તમાટે નં. ૧૦ આપવો તથા છેવટ નં. ૧૨ આપવો. ધોળા દસ્તમાં પણ પ્રસંગે આ આપી જોવાય છે.

નં. ૮—દસ્તની પૂર્વે આવતી આંકડીમાટે.

નં. ૩—લોહીપરૂમિશ્રિત દસ્તમાટે. જુઓ ઉપર નં. ૧૦.

નં. ૧૨—બાળકોનો અતિસાર જેમાં ઝાડો શબના જેવો ગંધ મારતો હોય અથવા પેટ કઠણ, ઉનું અને ચઢેલું લાગતું હોય ત્યાં અપાય છે.

ક્ષયમાં થતા અતિસારમાટે આર.જોડ, ફોસ.જોડ. છે.

અતિસારથી પીડિત દરદીએ અન્ન ઓછું ખાવું, દુધ નહિ સહતું હોય તો બંધ કરવું અને ખાટા પદાર્થો તથા શાકભાજી બનતાસુધી છોડી દેવાં. અતિસાર જોરમાં હોય તો મોડા પચે એવા કઠોળ, ઘઉં વગેરે પદાર્થો નહિ ખાવા, પણ માત્ર સાદો સહેલથી પચે તેવો સામાન્ય આહાર લેવો અથવા પ્રસંગવશાત્ ઉપવાસ કરી દેવો. અતિસારમાં ઉના પાણીની એનીમા લેવાથી ઘણે સ્થળે ફાયદો થયેલો વર્ણન કરાય છે. સેક કરવાથી આરામ થાય છે. પેટપર ગરમ વસ્ત્ર રાખી મૂકવાથી ખાસ ભલામણ કરાય છે.

## ( औ ) મરડો, આમાતિસાર.

## ( DYSENTERY. )

અતિસાર તથા આમાતિસારનાં કારણો સરખાં જ હોય છે અને તેથી જ એકમાંથી બીજો વ્યાધિ થઈ જાય છે. અધિકમાં આમાતિસારમાં—મરડામાં—એવું થાય છે કે આંતરડામાં કોઇ સ્થળે વરમ થાય છે, ત્યાં ક્ષત થાય છે અને તેથી તેમાંથી જળસ, જળસમિશ્રિત લોહી, અથવા લોહીમાત્ર પડે છે. પ્રસંગે પરૂ પણ થઇ જાય છે. આ આમાતિસારને ચેપી રોગ માનવામાં આવે છે અને એ દરદીનો દસ્ત ચેપી મનાય છે. શીત પ્રદેશમાં રહેનાર આ અતિસારથી ઘણા બીએ છે કેમકે એ પ્રજામાં એ ભયંકર રૂપ વહેલું પકડે છે. સાધારણું આમાતિસાર સત્વર મટે છે. જ્યારે તેની સાથે સખત જ્વર અને ઘણા ઝાડા થઇ જાય છે અને દરદી લખાઇ જાય છે ત્યારે જ એ ભયંકર રૂપ પકડે છે. પણ જો તરત જ અપીગ્યુ વગેરે નહિ આપતાં આ ઔષધો આપવામાં આવે છે, તો એ ભયંકર રૂપમાં જવલ્લે જ પ્રવેશે છે.

આમાતિસારમાં આ ચિન્હો થાય છેઃ—ઝાડા થાય છે; ટાઢ વાઇ જ્વર આવે છે; આંતરડામાં વાઢકાપ; વારંવાર દસ્તની હાજત; પાયુભાગમાં બળતરા; જળસસહિત પાતળો પાણીજેવો દસ્ત અને પછી જળસ માત્ર પડવું; કમળો; માથાનો દુઃખાવો, ચકરી; કાનમાં અવાજ સંભળાવા; ઉંઘ જતી રહેવી; અરૂચિ; તૃષા; દુર્ગંધ મારતા ઝાડા. એ વ્યાધિ જીર્ણ થાય છે ત્યારે આ બધાં ચિન્હો રહેતાં નથી પણ આંતરડું હીનબળ થઈ જાય છે તેથી બંધેલો દસ્ત થતો નથી, દસ્તમાં જળસ પડે છે, પાયુભાગમાં બળતરા લાગે છે, જલંદરનું ભાન થાય છે અને દરદી સુકાતો જાય છે.

આમાતિસારનું સર્વસાધારણ ઔષધ નં. ૪ અને નં. ૫, ( નં. ૨ ) છે. એ વારાફરતી આપવામાં આવે છે. શીશીમાં પાણી ભરી તેમાં એ ઔષધ નાંખી પા અથવા અર્ધ કલાકને અંતરે આચમનવિધિથી એ પીવામાં આવે છે તો સારો લાભ થાય છે. ભાગ્યે જ બીજાં ઔષધની જરૂર રહે છે. છતાં વ્યાધિની ચિકિત્સા જૂદી જૂદી ભૂમિકામાં કરવાનો પ્રસંગ આવે છે તેથી સઘળી ચિકિત્સા આ પ્રમાણે છે:—

નં. ૮—આમાતિસારમાં જે મરડાટ થાય છે, આંકડી આવે છે તેમાટેનું આ ઔષધ છે. ઉના પાણીમાં એ અપાય છે. મરડામાં આંકડી જણાય ત્યાંસુધી આ અપાય છે. નં. ૪ અને નં. ૫ આપ્યા છતાં આરામ નહિ લાગે તો તરત આ આપવું અને નં. ૪ બંધ કરવું. આમાં નં. ૧૦ પણ જરૂર જણાય સાથે આપવો.

નં. ૪—અને નં. ૫ શરૂઆતમાં જ આપવા માંડવાં, જ્યાંસુધી માત્ર જળસ અથવા સહેજ લોહીમિશ્રિત જળસ પડે ત્યાંસુધી આ આપવાં.

નં. ૬—ઝાડામાં માત્ર લોહી પડે તો નં. ૫ ને બદલે આ આપવું. પેટનો ચઢાવો દેખાય અથવા સંનિપાતજેવું દેખાય તો તથા દુર્ગંધ મારતો દસ્ત થયા કરે તો તેમાં સર્વમાં આ આષધ અપાય છે.

નં. ૨—નં. ૫ પછી, પરૂ પડે તો આ અપાય છે.

આ સઘળાં ઔષધોમાંથી જે અપાતું હોય તે બહાર પણ તે ભાગમાં લગાડવું. મ્યુલરનો સ્પેસિફિક નં. ૧૫ પણ મરડાપર સારો લાભ કરે છે.

આ વ્યાધિમા મરડો મટી ગયા પછી નં. ૪ થોડા દિવસ લેવાની જરૂર રહે છે, કેમકે મરડાનાં બીજાં ચિન્હો બંધ થયા પછી પણ આંકડી થોડો વખત રહે છે. તેનું કારણ એ છે કે જે ભાગમાં વરમ પૂર્વે થયો હતો તે ભાગ આળો રહ્યો છે તેથી ત્યાં વાયુનું દબાણ થાય છે અથવા દસ્તનું દબાણ થાય છે તો તેથી દુઃખાવો થાય છે. નં. ૪ આપવાથી એ ભાગ દઢ થાય છે.

મરડામાં દુધભાત અથવા છાશભાત ખાવાં એ સારૂં છે. જેમાં ચીકાશ આવતી હોય તેવા ઘઉં, દાળ, અડદજેવા પદાર્થો ખાવામાં ત્યાગ કરવા ખાસ જરૂરના છે. તેમ જ ચાહ, કાફી વગેરે પણ બંધ કરવાની જરૂર હોય છે. સારૂં થયા પછી પણ ખોરાકમાં ધીમે ધીમે ઘઉં વગેરેનો ઉપયોગ કરવો, એકદમ પૂર્વની માફક ખાવામાં આવે છે તો પાછો આમાતિસાર થઇ આવવાનો સંભવ રહે છે, અને તે

વધારે ખરાબ છે. તેથી ચોખા, દુધ અને છાશ એ ત્રણનો પ્રધાનપણે વિવિધ રૂપમાં ઉપયોગ કરવો. પેટના ભાગને ઢાંકી રાખવો અને ઠંડી ન લાગે તે સંભાળવું. પગને પણ ઢાંકેલા રાખવા. દસ્તની સહેજ સહેજ હાજત થાય કે તરત જાજરૂમાં ન જતાં મનોબળથી એ હાજતને દબાવવી. દરદીએ હાલચાલ બહુ ન કરતાં પથારીમાં વિશ્રાન્તિ લેવી. પેઢુપર ગરમ સેક કરવો એ લાભકર છે.

## ( અં ) અઘોક, વિષૂચિકા, કોલેરા.
## ( CHOLERA. )

આ વ્યાધિ ભયંકર વ્યાધિ છે. એલોપથીસંસ્થાપ્રમાણે એની ચિકિત્સા કરતાં સેંકડે બહુ જ થોડા દરદીઓ બચે છે ત્યારે હોમીયોપથીનિયમથી ચિકિત્સા કરવામાં આવે છે તો તેથી વધારે દરદીઓ બચે છે એ પ્રયોગથી સિદ્ધ થયુ છે. આ શાસ્ત્રના નિયમથી ચિકિત્સા કરવામાં આવે છે તો સેંકડે એંશી નેવું ટકા જેટલા દરદીઓને આરામ થાય છે અર્થાત્ એ વ્યાધિનો ભય જતો રહે છે. પણ આ વ્યાધિનો હુમલો એવા જોરમાં થાય છે કે એમાં ચિકિત્સાનો આરંભ તત્કાલ જ કરવાની જરૂર છે. શરૂઆતમાં જ જો ચિકિત્સા શરૂ કરાય છે તો તે દરદી અવશ્ય જ બચે છે પણ બે ત્રણ કલાક ગયા પછી ચિકિત્સા શરૂ થાય છે તો સંશયગ્રસ્ત કેસ થાય છે અને તેથી જ સોએ સો ટકા નહિ કહેતાં ઉપર એંશી ટકાનું પ્રમાણ આપ્યું છે. આ શાસ્ત્રને જાણનાર કુશળ ડાકટર મળે તો તેની સલાહ પ્રમાણે જ એમાં ચિકિત્સા કરવી, પણ તેમ નહિ બની શકે તો એલોપથી દવાને એ વ્યાધિ સોંપવો તે કરતાં આ શાસ્ત્રનાં ઓષધને પાતે સોંપવો એમાં ફતેહ સારી થવાનો ઘણો સંભવ છે.

આ વ્યાધિની ત્રણ ભૂમિકા હોય છે: (૧) પ્રથમ ભૂમિકા અથવા અવસ્થામાં ઝાડા શરૂ થાય છે અને ઘણું કરીને ઉલટી પણ સાથે હોય જ છે અને એ ઉપરથી જ એનું અઘોક નામ છે. આરંભમાં ઉબકા તથા ચુંક હોય છે અને સહજ વારમાં દસ્ત પાતળા અને પીળા થાય છે પણ થોડા વખતમાં જ પાતળા પાણીજેવા અને છાશજેવા થવા માંડે છે. (૨) આથી આગળ ચાલતાં એ દ્વિતીય ભૂમિકામાં પ્રવેશે છે. એમાં આંખમાં કૂવા પડેલા જણાય છે, પગમાં, ઉરૂમાં વંટ આવે છે, પેઢુમાં ચુંક અથવા આંકડી થાય છે, શરીર ટાઢું લાગે છે અને નાડી વચ્ચે વચ્ચે જરા અટકી જાય છે [ Intermittent ]. (૩) તૃતીય ભૂમિકામાં દસ્ત અને ઉલટી બંધ

થાય છે પણ તે સાથે પીશાબ પણ બંધ થઇ જાય છે, તૃષા ઘણી લાગે છે, નાડી મંદ થાય છે, હાંફ જણાય છે, જીભ અને શ્વાસ ટાઢાં પડે છે, ઓષ્ઠ અને ત્વચા કાળાં પડવા માંડે છે, ચ્હેરો ચીમળાયેલો કાળાશપડતો તથા ગભરાયેલો જણાય છે; માથું દુઃખે છે, ઘેન જણાય છે અને બેશુદ્ધિ થઈ જાય છે.

ધોળો દસ્ત થાય અને સાથે ઉલટી થાય તેટલાપરથી આ વ્યાધિ થયો છે એ ભ્રાન્તિમાં પડવાનું નથી કેમકે તે એમ ને એમ અતિસારમાં પણ થાય છે. કોલેરામાં જે પાતળા દસ્ત થાય છે તે છાશજેવા જ થાય છે, અને તેસાથે નાડીની દુર્બલતા અને દરદીની ઢગલો થઇ જવાજેવી સ્થિતિ, આંખમાં કૂવા પડી જવા વગેરે ખાસ ચિન્હો થાય છે.

આ વ્યાધિ ચેપી રોગમાં ગણાય છે. પણ દરદીને અડકવાથી અથવા તે સ્થાને રહેવાથી ચેપ લાગી જતો નથી. દરદીના શ્વાસપ્રશ્વાસ તથા બફારો એ ચેપ લગાડનાર નથી. માત્ર દરદીનો દસ્ત જ ચેપ લગાડે છે અને તેમાં પણ તરતનો દસ્ત સહેજસાજ ચેપી છે. ખરો ચેપ તો એ દસ્ત થોડા દિવસ રહી ગંધાઇ ઉઠે છે ત્યારે જ લાગે છે. આથી એ દરદીના દસ્તને ભોંયમાં દાટી દેવામાં આવે છે અને તે સ્થાને તથા જ્યાં દસ્ત થયો હોય ત્યાં ડામર ગંધક બાળી તે તે સ્થાનને સ્વચ્છ કરવામાં આવે છે. આ વ્યાધિ ઘણું કરીને પાણીદ્વારા ફેલાય છે તેથી જે ગામમાં કોલેરા ચાલતો હોય તે ગામનાં કૂવા-તળાવમાંથી પાણી બને તો નહિ પીવું અથવા સર્વ પાણી ઉકાળી પછી જમાવી પીવામાં આવે તો કોઇ રીતે બાધ આવતો નથી.

આ વ્યાધિના કારણરૂપે જન્તુવિશેષને એલોપથીસંસ્થા સ્વીકારે છે, અને એ જન્તુની શોધ ડો. કૉક્કે કરી છે એમ પ્રસિદ્ધ છે. છતાં એ શોધના સમયે જે બીજા ડાકટરો તે જન્તુને જોવા ગયા હતા તેમના અનુભવપ્રમાણે અને હોમીયોપથીના નિયમપ્રમાણે એ જન્તુઓ આ વ્યાધિનાં કારણ નથી. ઉનાળાની સખત ગરમીથી જે જલ હવામાં ચઢે છે તે વધારે પ્રમાણમાં ત્યાં સંચય પામી શ્વાસદ્વારા રુધિરમાં અધિક પ્રમાણમાં થઇ જતાં આ વ્યાધિ થાય છે. આથી જેના શરીરમાં એ જલને બહાર કાઢી નાંખનાર નં. ૧૧ નો ક્ષાર પૂરતા પ્રમાણમાં હોય છે તેને એ જલથી નુકસાન થતું નથી અર્થાત્ તે એ હવામાં રહે છે છતાં તેને કોલેરા થતો નથી. આ સાથે જલનું

સમીકરણ શરીરમાં નહિ રહેતાં વિષમ સ્થિતિ થાય છે તેથી નં. ૯ અને નં. ૧૧ આ વ્યાધિનાં આરંભક ઔષધ છે.

આ વ્યાધિની ચિકિત્સા આ નિયમે કરાય છે:—

વ્યાધિની શરૂઆતમાં જ નં. ૪ અને નં. ૭.

વંટ આવે, ગોટલા ધાલે તેમાટે નં. ૮.

કોલેરા શરૂ થયાને બે કલાક અથવા અધિક સમય થઇ ગયો હોય તો નં. ૪, નં. ૬ અથવા નં. ૮, ભેગા કરી આપવા અને નં. ૯ તેની સાથે વારાફરતી.

આ વ્યાધિમાં દરેક પાંચ પાંચ મિનિટે ઔષધ આપવું અને જેટલું બને તેટલું ઉનું પાણી દરદીને પાવું. ઉના પાણીની એનીમા [ ઉના પાણીમાં આપવાની દવા નાંખીને ] પણ કલાકે કલાકે આ-પવી ( આરામ થતા સુધી કે જે બેથી ચાર કલાકસુધીમાં થાય છે ). જ્યારે કંઇ પણ સુધારો દેખાય એટલે હલકો પુષ્ટિકારક પદાર્થ ખાવામાં આપવો પણ સ્ટિમ્યુલંટ તો નહિ જ આપવાં. આ વ્યાધિમાં ૧xથી ૬x પાવરનાં ઔષધો વાપરવાં, એથી ઉંચી પાવરનાં તેટલો લાભ કરનાર નથી. નં. ૬ તથા નં. ૧૧ આ વ્યાધિનાં ખાસ ઔ-ષધ છે અને તેના ડોઝનું પ્રમાણ ૧૦ ગ્રેઇનથી ૧૫ ગ્રેઇન છે અને તે પણ શરૂઆતમાં પાંચ દશ મિનિટે અપાય છે, પછી જેમ જેમ આરામ થતો જાય છે તેમ તેમ અંતર વધારાય છે અને ડોઝની માત્રા ન્યૂન કરાય છે. આ વ્યાધિમાં—

નં. ૪ તથા નં. ૭ શરૂઆતમાં જ અપાય છે, નં. ૭ પર-સેવો આણવા અને રુધિરની વિષમયતા થતી અટકાવવા.

નં. ૯—જલ શરીરમાંથી બહાર ન નીકળે તેમાટે અને તેનું સમીકરણ થાય તેમાટે.

નં. ૬—ચોખાના ઓસામણ જેવા દસ્તને માટે, અને તૃતીય ભૂમિકામાં પ્રવેશ નહિ થાય તેમાટે તથા પ્રવેશ થયો હોય તો તે ચિન્હો દૂર કરવામાટે.

નં. ૮—વંટ વગેરેમાટે.

નં. ૧૧—નં. ૯ ની સાથે અપાય છે. તેમ જ એ વ્યાધિને અટકાવવા અપાય છે. જ્યારે કોલેરા ચાલતો હોય ત્યારે સવારસાંજ એક એક ગ્રેઇન આ ઔષધ લીધા કરનારને કોલેરા થવાનો સંભવ ભાગ્યે જ આવે છે, માટે એ Proventive દવા છે. આવી જ દવા કુપ્રમ આરસેનિક છે.

મેસેન્ટેરિક ગ્રંથની વૃદ્ધિ સાથે હોય તો આર. જોડ, અને ફોસ્ફરસ જોડ અપાય છે.

આ વ્યાધિને મળતા જ, પણ આવા ભયંકર નહિ એવા બીજી જાતના કોલેરા પણ થાય છે પણ તેનાં ચિન્હો ઘણાં ખરાં ઉપર પ્રમાણે જ હોય છે અને તે નાનાં છોકરાંઓને ગ્રીષ્મના અંતમાં થાય છે. એની પણ ચિકિત્સામાં ઉપર પ્રમાણે જ નં. ૪. ૧૦, ૧, ૬, અને ૮ ચિન્હોઉપરથી આપવાના છે. બાલકોનું ઔષધ નં. ૧૦ છે અને નં. ૧ સર્વસામાન્ય ટોનિક છે.

## [અઃ] જઠર અને આંતરડાના બીજા વ્યાધિઓ.

ઉપર વર્ણન કર્યા તે સામાન્ય વ્યાધિઓ છે અર્થાત્ તે ઘણીવાર થાય છે. પણ એ શિવાય બીજા અનેક મહાવ્યાધિઓ એ અવયવના થાય છે, તેમ જ ઇતર કેટલાક વ્યાધિઓ, જેવા કે અર્શ વગેરે, તે એ ભાગમાં પ્રતીત થાય છે. એનું વિસ્તારથી પ્રતિપાદન કરવા ખાસ આગ્રહ ધર્યો નથી કેમકે એમાં કેટલાકની બરાબર પરીક્ષા કુશળ અનુભવી ડાકટર શિવાય સાધારણ મનુષ્યો કરી શકે તેમ નથી અને બીજા કેટલાક છે તે સ્પષ્ટ દેખાઇ આવે છે. આથી સંક્ષેપ જ એ સંબંધમાં સેવવા ઉચિત ધાર્યો છે. આ વ્યાધિઓ તથા તેની ચિકિત્સા સંક્ષેપમાં આ પ્રમાણે છેઃ—

( ૧ ) આમણ બહાર નીકળવીઃ—પાયુના ભાગનું બહાર નીકળવું તેને આ નામ અપાય છે. દસ્ત જતાં બહુ કરાંજનારને આ સ્થિતિ થાય છે. આમાં એ પાયુના ભાગને આંગળીવતી પાછો પોતાને સ્થાને બેસાડી દેવામાં આવે છે અને તે કામ કુશળ પુરુષોને હાથે જ બરાબર થાય છે. ચિકિત્સામાં નં. ૩ ખાસ ઔષધ છે. એ ઉપરાંત બીજાં ચિન્હોમાટે નં. ૬, ૪ અને નં. ૧ નો ઉપયોગ પડે છે. નં. ૩ અંદર બહાર વપરાય છે.

( ૨ ) અર્શ, હરસ ( Piles ):—આ પાયુનો વ્યાધિ નથી છતાં ત્યાં પ્રતીત થાય છે તેથી એને અહિં સ્થાન આપ્યું છે. એ ભાગની ભૂરી રક્તવાહિની શિરાઓનો વિકાસ થવાથી એ ભાગમાં અંદર અથવા બહાર મસા દેખાય છે તેનું નામ અર્શ છે. જ્યારે એ મસા અંદરના ભાગમાં હોય છે ત્યારે ઝાડે ફરવા જતાં તેમાંથી ઘણું કરીને લોહી નીકળે છે તેથી એ દુઝતા અર્શ કહેવાય છે; અને બહારના

તે નહિ દુઝતા અથવા આંધળા અર્શ ( Blind piles ) કહેવાય છે. એની ચિકિત્સામાં નં. ૩ મુખ્ય ઔષધ છે. તેસાથે નં. ૧ તથા નં. ૪ વપરાય છે. નં. ૩ તથા નં. ૪ સંકોચ કરવાના સ્વભાવવાળા છે તેથી એનો ઉપયોગ ખાસ છે. ઘણું ખરૂં નં. ૩ એકલું જ બસ થાય છે. બહાર લગાડવામાં તથા ખાવામાં બંને રીતે એ વાપરવું. નં. ૧ દિવસમાં એક બે વાર લેવું. દુઝતા અર્શમાં નં. ૩, ૪, ૫, ૬, ૯ ઉપયોગના છે.

અર્શની ચિકિત્સા કરનારે યકૃત્ તથા જઠરાદિની સ્થિતિપ્રતિ અવશ્ય લક્ષ આપવું કેમકે એની સાથે અર્શને ઘણો અને સાક્ષાત્ સંબંધ છે. તેમ નહિ કરનાર અર્શને સમૂળ સારા કરી શકતો નથી. વિવિધ ઔષધો આ નિયમથી વપરાય છે:—

નં. ૪:—સુજેલા અર્શ, દુઝતા અર્શ–જ્યારે સાફ લાલ લોહી તેમાંથી પડે ત્યારે.

નં. ૫—દુઝતા અર્શ, જ્યારે જાડું કાળું લોહી પડે ત્યારે.

નં. ૬—સુજેલા, દુઃખતા અને ખરજ આવતી હોય તેવા અર્શ.

નં. ૩—બધી જાતના અર્શ, જીભનો વર્ણ તપાસવો કે જેથી નં. ૩ની સાથે બીજું કયું ઔષધ આપવું તે સમજાય.

નં. ૭—જ્યારે જીભપર પીળો ચીકણો થર જણાય ત્યારે નં. ૩ની સાથે આપવું.

નં. ૮—અતિશય વેદનામાટે. નહિ દુઝતા અર્શ; બહારના અર્શપર લોશન મૂકવું.

નં. ૯—કઠણ દસ્ત, પાયુ તથા મૂત્રનળમાં પીશાબ કરી રહ્યા પછી શૂળ ઇત્યાદિ જણાય ત્યારે.

નં. ૧૨—અતિશય દુઃખતા અર્શ; પાકપર ચઢતા અર્શ; અતિ ચૂંટ આવે અને તેની વેદના પાયુ તથા વૃષણમાં થાય. જીર્ણ અર્શ.

**પાયુસ્થાનીય ચીરા અથવા કાતરા ( Fissures ):—** પાયુના અંદરના ભાગમાં એ થાય છે અને તે વધતાં બહારસુધી આવે છે ત્યારે દરદીને પોતાની આંગળીથી પણ જણાય છે. હાથપર અથવા કેટલાકને પગને તળીએ જેવા ઉંડા ચીરા પડી જાય છે તેવા જ આ હોય છે. એમાંથી દસ્ત થતાં લોહી નીકળે છે. એની ચિકિત્સા "અર્શ"ના પ્રમાણે જ છે. નં. ૩ ખાસ ઔષધ છે અને વધારામાટે જુઓ પ્રકરણ ૧૩.

ઉષ્ણ પદાર્થ વારંવાર પીવાથી, અતિશય જુલાબ લેવાથી, સખત જુલાબ લેવાથી, બંધકોશથી, ચહા કાફી વગેરેના સેવનથી, મરીમસાલાનો અતિ ઉપયોગ કરવાથી, બેશી રહેવાથી, પેઢુપર મજબુત પાટો બાંધવાથી, યકૃતના વિકારથી, વારસામાં, વગેરે વિવિધ હેતુઓથી આ બંને સ્થિતિઓ થાય છે. અર્શવાળાને પિત્તવિકૃતિ ઘણું કરીને હોય જ છે તેથી બરાબર સારૂં થવામાટે તેની ચિકિત્સા પણ કરવાની જરૂર છે. ( આમાટે જુઓ પ્રકરણ ૨૧. )

( ૩ ) ભગંદર:—પાયુના ભાગમાં ગડ થવાથી અથવા ઇતર કારણથી આ વ્યાધિ થાય છે. એમાં શસ્ત્રક્રિયાની જરૂર રહે છે. આ શાસ્ત્રના નિયમપ્રમાણે નં. ૧ તથા નં. ૧૨ એમાં વપરાય છે, પ્રસંગે નં. ૧૧ આપવાની જરૂર રહે છે.

(૪) જઠરનું કળતર અથવા ચસકા (Gastralgia):—જઠરના ભાગમાં અતિશય દુઃખાવો, જઠરની વૃદ્ધિ અથવા સંકોચ; વેદનાના આરંભમાં અથવા અંતે ઉલટી થવી;—આ ચિન્હો એમાં થાય છે અને એમાં ખાસ ચિન્હ અતિશય વેદના છે. દરદીને મરી જવાનો ભય રહે છે છતાં આ વેદના થોડી મિનિટ જ રહે છે અને આ વ્યાધિ ગમે તેટલી વેદના થતાં પણ જીવહરનાર થતો નથી. નં. ૮ એનો ખાસ ઉપાય છે.

( ૫ ) જઠરનું ગોળ ચાંદું:—નં. ૬ એ ખાસ ઉપાય છે. નં. ૧૦ પણ જોવો.

( ૬ ) જઠરની વૃદ્ધિ (Dilatation of the stomach): આમાં નં. ૩ ખાસ ઉપાયરૂપ છે. એ વ્યાધિ પારખવા કુશળ માણસની જરૂર છે. એ હઠીલો વ્યાધિ છે.

( ૭ ) જઠર તથા આંતરડાના પડના વરમ:—આ સર્વ વ્યાધિઓમાં સખત જવર આવે છે, દરદી ઢગલો થઇ જાય છે, અને તે તે ભાગનો વરમ થવાથી ત્યાં વેદના થાય છે તથા તેના વ્યાપારની અવ્યવસ્થા થાય છે. એની ચિકિત્સા સાધારણ વરમની તથા જવરની ચિકિત્સાથી ભિન્ન નથી—તે પ્રમાણે જ કરવાની હોય છે. ( જુઓ પ્રકરણ ૧૨ ). એ સર્વમાં નં. ૪ અને નં. ૫ પ્રધાન ઔષધ છે. એ ઉપરાંત નં. ૩, ૬, ૧, તથા નં. ૧૩ [ નં. ૪ પછી ] આદિનો ઉપયોગ પ્રતીત થતાં ચિન્હોપ્રમાણે કરવામાં આવે છે. નં. ૧૨ પણ દ્વિતીય ભાગમાં એના જણાવેલા ગુણસ્વ-

ભાવ પ્રમાણે વપરાય છે. આ વ્યાધિ જીર્ણ થાય છે અને ટયુબર-ક્યુલોસિસ હોય છે તો ફ્રોસ. આયોડાઇડ (૪x) આપવો પડે છે. આ વ્યાધિઓમાં બીજી ઘણી સાવચેતી રાખવાની છે તેથી તેમાટે અનુભવી ડાક્ટરની મદદ ખાસ અપેક્ષિત હોય છે. એને Gastritis તથા Peritonitis નામો અનુક્રમે અપાય છે. [ નં. ૬ તથા નં. ૮ જોવા.]

( ૮ ) એપેન્ડીક્સનો વરમ—એપેન્ડીસાઇટીસ:—જમણી બાજુના આંતરડાના ઉતરતા ભાગમાં આંતરડાની એક પૂંછડી છે તેનું નામ એપેન્ડીક્સ છે અને તેનો વરમ થવો તેનું નામ એપેન્ડીસાઇટીસ છે. એ વ્યાધિનું નિદાન કુશળ ડાકટર જ કરી શકે છે, વૈદ્યોને એનું લેશ પણ જ્ઞાન નથી. એ વ્યાધિનો રાજમાર્ગ એનું ઓપરેશન કરાવવાનો છે. આ શાસ્ત્રના નિયમપ્રમાણે આ રીતે ચિકિત્સા કરાય છે:—

એનાં મુખ્ય ઔષધ નં. ૫, ૮, ૧૨ છે. કઠન થયેલા જઠરના સ્નાયુમાટે નં. ૮ અપાય છે, સખત બંધકોશ હોય તો નં. ૧૧ અપાય છે. જઠરના આધ્માન સાથેની વેદનામાટે નં. ૮ ૧x અપાય છે. પાછલી ભૂમિકાનાં ઔષધોમાં નં. ૧, ૪, ૩, ૨ વપરાય છે.

---

# પ્રકરણ ૨૧.

## યકૃત્ તથા પ્લીહના વ્યાધિઓ.

## ( Diseases of Liver and Spleen )

યકૃતના વ્યાપાર સંબંધમાં મુખ્ય બે પ્રકારના વ્યાધિઓ થાય છે; કાં તો યકૃત્ બરાબર કામ નથી કરતું અને તે ઘણાં ખરાંને હોય છે, અને કાં તો પિત્ત વધે છે, અથવા ઘટ્ટ થઇ જાય છે. આમાં યકૃતને બરાબર કામ કરાવનાર નં. ૫ છે અને પિત્તની અધિકતામાટે તથા ઘટ્ટપણામાટે નં. ૧૧ છે. તેથી આ બે દવાનું મુખ્યપણે એ સંબંધમાં ચિંતન કરવાનું હોય છે. યકૃત્ કામ નહિ કરે તો તેથી બંધકોશ, જીભપર ધોળો થર, દસ્ત સાફ પીળો નહિ થતો,

સવારમાં મોંમાં ખરાબ સ્વાદ, અરૂચિ, અજીર્ણ, શિરોવેદના, દુર્ગંધ મારતો વાયુસ્રાવ વગેરે વિવિધ ચિન્હો થાય છે. અધિક પિત્ત થવાથી અથવા પિત્ત ઘટ્ટ થવાથી નં. ૧૧ના સૂચક ચિન્હો એના સ્વભાવવર્ણનમાં તથા અજીર્ણના તથા ચુંકના પ્રકરણ વગેરેમાં કહેલાં છે તે થાય છે. તેથી એ ચિન્હો ઉપરથી આ બે ઔષધ અપાય છે.

(અ) કમળો ( Jaundice )

આ વ્યાધિમાં જ્વર આવે છે અથવા જ્વર નથી હોતો. ત્વચા વિવિધ છાયાવાળા પીત રંગની થઇ રહે છે. પ્રથમ પીળાશ આંખમાં દેખાય છે અને તેને અટકાવવામાં નથી આવતી તો ધીમે ધીમે આખે શરીરે પ્રસરે છે અને છેવટે તો પરસેવામાં પણ એ આવે છે, જેથી એ વ્યાધિવાળાનાં વસ્ત્ર પણ પીળાં થાય છે. સાધારણ રીતે બંધકોશ થાય છે; દસ્ત ધોળો અને કઠણ અથવા માટીના રંગનો ઉતરે છે; મૂત્ર પીળું અને રતાશપડતું થઇ જાય છે; ચુંક, સુસ્તી, ચકરી, ચીડીઓ સ્વભાવ, મોંમાં ખરાબ સ્વાદ, નાડીની મંદતા, યકૃતના ભાગમાં ભાર અને વેદના થાય છે.

ચિકિત્સામાં નં. ૫ અને નં. ૧૧ વારાફરતી અપાય છે. ડૉ. સુસ્લર જણાવે છે કે આમાં સૌથી પ્રથમ નં. ૧૧ આપવો, તે ઘણાખરામાં ચાલે છે. તેથી નહિ મટે તો નં. ૫, ૭. ૯ પ્રતીત થતાં ચિન્હો ઉપરથી પ્રસંદ કરવા.

આ વ્યાધિમાં દુધ, ઈંડાં, ઘી તેલ વગેરે બિલકુલ ખાવાં નહિ; સાધારણ વ્યાયામ કરવો અને ખુલ્લી હવામાં બને તેટલો સમય ગાળવો. ઠંડી શરીરપર ન લાગે તે સંભાળવું.

(આ) યકૃતનો વરમ તથા ગડ. ( Inflammation of Liver અને Abscess of Liver. Hepatitis & Hepatic Abscess )

આ વ્યાધિનું નિદાન તથા ચિકિત્સા કુશળ ડાકટરદ્વારા જ થવાની જરૂર છે. વરમમાં નં. ૪, ૫ આપવામાં આવે છે. તેસાથે નં. ૧૧ વચ્ચે વચ્ચે અથવા વારાફરતી આ વરમમાં આપવાની જરૂર રહે છે અને નં. ૬ પણ વચ્ચે આપવો પડે છે કેમકે એ દરદીને મજ્જાતન્તુની અવ્યવસ્થા ઘણી રહે છે.

યકૃતનો વરમ પારખવા કરતાં ગડ પારખવું વધારે કઠિન છે અને તેની ચિકિત્સા તે પારખનાર ડાક્ટરને સોંપવી જરૂરની છે. સા-

ધારણ રીતે નં. ૪, ૫, ૨, ૧૨, ૧૧ વગેરે ઔષધો આપવામાં આવે છે. ( વિશેષમાટે જુઓ ગડસામાન્યની ચિકિત્સા. )

### (૬) યકૃત્‌માં લોહીનો જમાવ.

### ( Congestion of the Liver )

આ વ્યાધિમાં પેઢુમાં વા યકૃત્ અને પેટના ભાગમાં ભાર, છાતીએ ( રક્તાશય આગળ ) બળતરા, જીભપર થર, સવારમાં મો ચીકણું તથા કડવું લાગવું, શ્લેષ્મ, અનિયમિત ઝાડો, દસ્તનો અનિયમિત રંગ, રક્તાશયની ફડક, નાડીની તથા નિદ્રાની અવ્યવસ્થા, ખરાબ સ્વપ્નાં, ચક્કરી, માથાના આગલા ભાગમાં દુઃખાવો, અર્શ, સુકી ઉધરસ, મૂત્ર અતિ લાલ—એ આદિ ચિન્હો થાય છે. આ બધાં ચિન્હો પ્રત્યેક દરદીને થાય છે એવું નથી પણ એમાંનાં ઘણાંખરાં જોવામાં આવશે. યકૃત્‌ની આ સ્થિતિ દીર્ઘ સમય રહે છે તો તેથી મૂત્રાશયમાં પાષાણ, પગનો નજળો, મૂત્રપિંડના વ્યાધિઓ, શરીરમાં વિવિધ સ્થળે વરમ આદિ થાય છે, કેમકે યકૃત્‌માં લોહીનો જમાવ થવાથી યકૃત્ પોતાનું કામ કરતું નથી અને તેથી લોહીનાં તત્ત્વો શુદ્ધતાને પામતાં નથી. સારી પેઠે પેટ ભરીને ખાધા પછી યકૃત્ તપાસવામાં આવે છે તો તે વધેલું હોય તેવું જણાય છે.

આ વ્યાધિની ચિકિત્સા "વરમ"ની ચિકિત્સાથી ભિન્ન નથી; લોહીનો જમાવ એ વરમનું પુર્વરૂપ જ છે. યકૃત્‌ના વ્યાધિવાળાએ ખાંડ, ઘી, ચહા, કાફી, મસાલા અને દારૂને ઝેરની માફક દૂર રાખવાં ઘટે છે.

### (૭) યકૃત્ તથા પ્લીહની વૃદ્ધિ.

### ( Enlargement of Liver & Spleen )

યકૃત્‌નું સ્થાન શરીરમાં જમણી બાજુએ અને પ્લીહ અથવા બરોળનું ડાબી બાજુએ છે. નીરોગ સ્થિતિમાં એ અવયવો બહાર પડતા દેખાતા નથી પણ જ્યારે વધે છે ત્યારે એ સ્થાનમાં સ્પષ્ટ દેખાય છે, તેમ જ એક હાથનાં આંગળાં મૂકી બીજા હાથથી ટકોરા મારી તપાસી જોવાથી એ વધેલા હોય તો તરત જણાઇ આવે છે. મેલેરિઅસ જ્વર અને મેલેરિઆથી થતા ઇતર વ્યાધિઓમાં આ બન્નેની વૃદ્ધિ થવાનો સંભવ આવે છે અને બરોળ તો ઘણું કરીને વધે જ છે. બરોળ વધતાં ચહેરો છાછરો લાગે છે, ઓઠ અને

અવાળુ ફ્રિકાસ મારે છે; અજીર્ણ, કૃશતા, બરોળના ભાગમાં ભાર ઇત્યાદિ ચિન્હો જણાય છે. આ બંને પ્રકારના વ્યાધિમાં નં. ૫ ખાસ ઔષધ છે. સામાન્ય રીતે નં. ૪ અને નં. ૫ આપવામાં આવે છે અને નં. ૧ પણ પ્રસંગે નિયમસર નહિ તો દિવસમાં એક બે વાર અપાય છે.

બરોળની વૃદ્ધિ થતાં એના પર ટાઢા પાણીનો પાટો રાખવામાં આવે, ટાઢા પાણીનું ડુશ લેવામાં આવે અથવા વારાફરતી ગરમ અને ઠંડું પાણી વપરાય તો તેથી ઘણો સારો લાભ થાય છે.

## (૯) પિત્તપથરી.

( Biliary Calculus, Gall-Stone )

યકૃતમાંથી-કલેજામાંથી પિત્ત નીકળીને જે કોથળીમાં ભેગું થાય છે તેને પિત્તની કોથળી અથવા ગોલબ્લેડર કહે છે. એમાં કોઇ કોઇ વાર પથરી થાય છે તેને પિત્તપાષાણ અથવા કાંકરી કહે છે. આ કાંકરી અથવા પથરી એ કોથળીમાં હોય છે અથવા જે પિત્ત-વાહિની નળીઓ છે તેમાં જણાય છે. આમ થવાનું કારણ નં. ૧૧-ના ક્ષારની ન્યૂનતા છે. એ ન્યૂનતા થવાથી ઘણું કરીને નં. ૧ની ન્યૂનતા થાય છે કેટલીકવાર નં. ૧ની ન્યૂનતા થવાથી શરીરસ્થ એલ-બ્યુમેન નામનો પદાર્થ નિરૂપયોગી થઇ બગડેલા પિત્તની સાથે મળી આ પથરીરૂપ થઇ રહે છે. એ થવાથી એ સ્થાને વેદના થાય છે, જ્વર પણ પ્રસંગે આવે છે, વગેરે વિવિધ ચિન્હો થાય છે. દસ્તમાં એ પથરી નીકળે છે એ જ એ વ્યાધિની ખાતરી છે. એની ચિકિત્સા આ પ્રમાણે છેઃ—

નં. ૧૧ અને નં. ૧ વારા ફરતી આપવાના હોય છે. નં. ૧ આપવાથી નવી પથરી થતી નથી અને નં. ૧૧ આપવાથી પિત્તવિ-કૃતિ શમે છે. નં. ૧૧થી એ પથરી પીત્તાશયદ્વારા નીકળી પણ જાય છે. દુઃખાવામાટે નં. ૮ છે.

નં. ૪ જ્વરમાટે અને નં. ૮ અતિશય વેદનામાટે જરૂર પડે તેમ અપાય છે.

આ વ્યાધિમાં નં. ૮, ૧, ૧૨, ૨, ૫, પણ જોવાના રહે છે. પથરી થતી અટકાવવા નં. ૧૦ વપરાય છે તથા જીર્ણ વ્યાધિમાં નં. ૨, ૧૨ વપરાય છે.

# પ્રકરણ ૨૨

## મૂત્રયંત્રના વ્યાધિઓ.

### ( Urinary Disorders )

મૂત્રયંત્રમાં મુખ્ય ત્રણ અવયવ આવે છે: (૧) ગુરદા, ધમણી, મૂત્રપિંડ એટલે કિડની ( Kidney ), (૨) પીશાબની કોથલી એટલે બ્લેડર ( bladder ); (૩) મૂત્રમાર્ગ, યુરેથ્રા (Uretha). આ ત્રણેમાંથી ગમે ત્યાં અવ્યવસ્થા થયે મૂત્રમાં તથા મૂત્રત્યાગમાં અવ્યવસ્થા થાય છે. મૂત્રપિંડ એટલે કિડની રુધિરમાંથી મૂત્રને આકર્ષી લે છે અને જેમ જેમ એ ખેંચે છે તેમ તેમ ટીપું ટીપું પીશાબ મૂત્રાશયમાં પડયા કરે છે અને ત્યાં ભેગો થાય છે. આ પ્રમાણે મૂત્રાશય—બ્લેડર ભરાય છે એટલે મુત્રમાર્ગદ્વારા પીશાબ બહાર કાઢવાની હાજત થઇ તે બહાર કઢાય છે. મૂત્રપિંડ અને મૂત્રાશય બંનેને વ્યાપારમાં જોડી રાખનાર ગતિતંતુઓ છે અને તેને લીધે એ બંને પોતાનું કામ બીજા અવયવોની માફક નિયમિતપણે કર્યા કરે છે. મૂત્રાશય સંકોચવિકાસને પામી શકે છે અને જેમ પાયુના મુખપર મુખબંધ કરનાર સ્નાયુ છે તેવો જ એક સ્નાયુ મૂત્રાશયના મુખઉપર છે. આ સર્વ મુત્રયંત્રના જ અવયવો છે. તેથી આ પ્રકરણમાં મુત્રપિંડના વ્યાધિઓ, મૂત્રાશયના વ્યાધિઓ, મૂત્રમાર્ગના વ્યાધિઓ, એ ગતિતન્તુના વ્યાધિઓ, આ સ્નાયુના વ્યાધિઓ વગેરે સર્વનો સમાવેશ થાય છે. અમુક વ્યાધિ કયાંનો છે એ પરીક્ષા કરવા એ આખા યંત્રની સમજ સારી રીતે મેળવવી જોઇએ છે અને એ મેળવ્યા પછી પણ એની પરીક્ષા કરવી એ વિશેષ અનુભવની અપેક્ષા રાખે છે. તેથી આ સંબંધમાં મોટા વ્યાધિઓમાં અનુભવી ડાક્ટરની સલાહ લેવી જરૂરની છે. સામાન્ય વ્યાધિઓની ચિકિત્સા પોતાની મેળે સાધારણ મનુષ્ય કરી શકે છે.

નીરોગ સ્થિતિમાં મૂત્રનો રંગ સુકા ઘાસજેવો પીળો અથવા તેથી સહેજ વધારે પીળો હોય છે. જ્યારે વધારે પીશાબ થાય છે ત્યારે એ રંગ એટલો પીળો દેખાતો નથી અને જ્યારે થોડો પીશાબ થાય છે ત્યારે રંગ કંઇક લાલાશપર દેખાય છે. પીશાબ સામાન્ય રીતે મોટા માણુસને ૨૪ કલાકમાં ૩૦ આંઉસથી ૬૦ આંઉસસુધી

થાય છે. શિયાળામાં વધારે થાય છે અને ઉનાળામાં જેમને ખુલ્લાશાથી પરસેવો થાય છે તેમને ઓછો થાય છે. શરીરમાંથી એક દ્વારાએ પાણી નીકળી જાય છે એટલે બીજે દ્વારે નીકળવાનું રહેતું નથી. સામાન્ય રીતે પીશાબમાં જરા તરા એસિડિટી હોય જ છે તેથી ભૂરો લિટ્મસ પેપર અંદર બોળ્યો હોય તો તે લાલ થાય છે. જેઓ માંસાહાર કરે છે તેમનો પીશાબ વધારે એસિડિટીવાળો હોય છે અને જેઓ વનસ્પતિઆહાર સેવે છે તેમનો પીશાબ સહેજ એસિડિટીવાળો જ હોય છે અથવા એલ્કેલાઇન પણ હોય છે. પીશાબમાં લાલ લિટ્મસ પેપર બોળવાથી જો તે ભુરો થઇ રહે છે તો પીશાબ એલ્કેલાઇન છે એમ જણાય છે. સારી સ્થિતિમાં પીશાબની સ્પેસિફિક ગ્રેવિટી ૧.૦૧૫ થી ૧.૦૨૫ સુધી હોય છે. આનો નિર્ણય યુરિનોમિટર નામના યંત્રથી થાય છે. આખા દિવસનો ભેગો કરેલો પીશાબ હોય તેમાંથી થોડો લઇ તેમાં આ યંત્ર મૂકવાથી એનો નિર્ણય થાય છે. આમ કરવાની જરૂર છે કેમકે જૂદે જૂદે સમયે પીશાબની સ્પે. ગ્રેવિટી ઓછી વધતી થાય છે. ઘણું કરીને ખાધા પછી એક બે કલાક સુધીનો પીશાબ લેવામાં આવે છે તો તેની સ્પે. ગ્રેવિટી ઘણી વધારે હોય છે. તેથી આખા દિવસના પીશાબમાંથી થોડો લઇ આ નિર્ણય કરવો પડે છે. તેમ નહિ થાય તો સવારનો પીશાબ લઈ તેના પરથી એ નિર્ણય કરાય છે.

નીરોગ સ્થિતિમાં મૂત્રની આ સામાન્ય સ્થિતિ છે. એમાં જ્યારે મોટો ફેરફાર થાય ત્યારે તે વ્યાધિને સૂચવે છે. મૂત્રસંબંધી વ્યાધિમાં થતાં મુખ્ય ચિન્હો તથા તેની ચિકિત્સા આપ્રમાણે છેઃ—

(૧) પીશાબ મૂત્રાશયમાંથી બરાબર બહાર નહિ નીકળી જવો અથવા રહી રહીને બહાર નીકળવો. આ ચિન્હ ઘણું કરીને પુરૂષોમાં થાય છે, સ્રીઓમાં એનો ઓછો સંભવ છે. મૂત્રાશયનું મુખ સાંકડું થઇ જવાથી અથવા વચ્ચે વચ્ચે બંધ થઇ જવાથી આ ચિન્હ થાય છે. એને Retention of Urine કહે છે. એની ચિકિત્સામાં નં. ૬,૧૧, ૮ વપરાય છે. મૂત્રાશયના મજ્જાતન્તુ બહેર મારી જવાથી આ સ્થિતિ થાય છે તો નં. ૬ અને નં. ૧૧ ઉપાયરૂપ છે અને એ ભાગના સંકોચાવાથી એ થાય છે તો નં. ૮ છે. પીઠના ભાગમાં સેક કરવાથી આ ચિન્હમાં લાભ થાય છે. ડાક્ટરોને સળી

કવી પડે છે તે આ ચિન્હમાં જ પડે છે. દિવસમાં ત્રણ ચાર વાર ત્યાગ કરવો આવશ્યક છે: જેઓ તેમ નથી કરતા અને પીશાબને ત્રાશયમાં ભેગો થવા જ દે છે તેમનો એ અવયવ અપ્રમાણ વિકાસ મેલો રહેવાથી કાળે કરીને બહેર મારી જાય છે.

પીશાબ અતિશય થોડો થાય અને તેમાં ખાંડ જતી હોય તો પારસેનિક અપાય છે; થોડો થાય, વારંવાર થાય, રાખી શકાય હિ અને કાળાશપર હોય તો ફેરમ જોડ. વૃદ્ધાવસ્થામાં પીશાબ નહિ ાકી શકાય તેમાટે બેરી. ફોસ છે.

(૨) મૂત્ર રચાવું જ નહિ અથવા બહુ જ ઓછું રચાવું Ischuria, Suppression of Urine). ઉપરના ચિન્હમાં ત્ર ગુરદા રચે છે પણ તે બહાર નીકળતાં વાંધો આવે છે અને ા ચિન્હમાં મૂત્ર રચાતું જ નથી, ધમણી રુધિરમાંથી મૂત્રને ખેંચી ાઢતી નથી. આ સ્થિતિ ધમણીમાં લોહીનો જમાવ થવાથી તથા ાઇફોઈડ ફીવર, કોલેરા વગેરે વિવિધ વ્યાધિમાં થાય છે. જ્વરમાત્રમાં રીરના સર્વ રસો સુકાઇ જાય છે. છતાં જ્યારે મૂત્ર મર્યાદા ઉપ-ાંત ઓછું થાય અથવા બંધ થઈ જાય ત્યારે તે વ્યાધિરૂપ છે. ામાં મુખ્ય ભય રુધિરને વિષમય થઇ જવાનો રહે છે. આની ચેકિત્સામાં નં. ૧૧ મુખ્ય છે અને નં. ૮ સહાય કરનાર છે. . ૧૧ એ મૂત્રલ ઔષધ ગણાય છે. કુપ્રમ પણ આમાં અપાય છે.

(૩) ઉનવા બળવો—પીશાબ કરતાં વેદના થવી (Dysuria). ત્રમાર્ગ અથવા મૂત્રાશયના શ્લેષ્મપડની ઉત્તેજીત સ્થિતિ થવાથી ા ચિન્હ થાય છે. સાધારણ રીતે નં. ૯, નં. ૧૧, નં, ૪ નો ્યોગ એમાં કરાય છે.

(૪) મૂત્ર ૨૪ આંઉસથી ઘણું ઓછું થઈ જવું અથવા ૬૦ ાંઉસથી વધારે થઇ જવું. ઉનાળામાં અતિશય પરસેવો થવાથી તથા એકદમ ઠંડી લાગવાથી પીશાબ ઓછો થઇ જાય છે પણ એ શિવાય નિયમસર જો ૨૪ આંઉસથી ઘણો ઓછો આખા દિવસમાં ઘતો હોય તો તે વ્યાધિનો સૂચક છે. નં. ૧૧ એ મૂત્રલ ઔષધ છે. ધમણીના જીર્ણ વ્યાધિઓથી અથવા આધિને લીધે, મજ્જાતન્તુ-ની નબળાઇને લીધે અને એવાં સાધારણ કારણોથી પણ પીશાબ ધી જાય છે. તેમાં નં. ૯ અને નં. ૬ ઉપાયરૂપ છે.

આ શિવાયનાં બીજાં ચિન્હોમાટે આ શાસ્ત્રમાં નીચે પ્રમાણે ચિકિત્સા કરવામાં આવે છે:—

પીશાબમાં જાડો ધોળો પદાર્થ જતો હોય (Chylous Urine)તો —નં. ૫

,, ઈંટાળા રંગનું સેડિમેન્ટ (ઠરી જતો) જણાય તો...નં. ૧૧.
પીશાબ સાફ લાલ થાય તો...............................નં. ૧૦.
,, ધોળો પાણીજેવો થતો હોય તો.....................નં. ૯.

એલબ્યુમિનુરીઆમાં નં. ૫ ખાસ ઉપાય છે તથા બીજાં પ્રધાન ઔષધોમાં નં. ૭ અને નં. ૬ છે તથા પછીનાં ઔષધોમાં નં. ૯ અને નં. ૧ છે એમ ડો. વોન્ડર ગોલ્ટઝ જણાવે છે. આ વ્યાધિમાં ઘડીમા થાય છે તો વચ્ચે વચ્ચે નં. ૧૩ અપાય છે.

પીશાબમાં એલબ્યુમેન જતું જણાય તો....................નં. ૧.
,, પરૂ ,, ,, ,,.....................નં. ૨.
,, ધાત જતી ,, ,,...નં. ૧ તથા નં. ૧૦.
,, યુરિક એસિડ હોય તો ...................નં. ૧૦.
તથા કાલિ બ્રોમ.
,, યુરેટ ,, ,, ...................નં. ૧૨.
,, ફોસ્ફેઇટ જતો ,, ,, ...................નં. ૧.
પીશાબમાં એસિડિટી વધી ગઈ હોય તો.....................નં. ૧૦.
પીશાબ વિશેષ એલ્કેલાઇન જણાય તો ...નં. ૯ અથવા નં. ૫.

નં. ૧૦ અને નં. ૧૧ એ પીશાબને વધારનાર છે, બંધ થયો હોય તો લાવનાર છે અને નં. ૯ પીશાબને નિયમમાં રાખનાર છે. એલોપથી ડાકટરો જ્યાં મિક્સ્ચર એલ્કેલિ આપે છે ત્યાં નં. ૧૦ અપાય છે, નં. ૧૦ અને નં. ૧ ભેગા કરી આપવાથી એ મિક્સ્ચરનું કામ થોડા કલાકમાં જ સરે છે.

મૂત્રયંત્રોના વ્યાધિઓમાં નીચેનાં ઔષધ તે તે ચિન્હોમાં વાપરવામાં આવે છેઃ—

**નં. ૪ઃ** સંકોચક સ્નાયુની શિથિલતાને લીધે વારંવાર સહેજ સહેજ પાશાબ થયા કરવો. બાલકોને રાત્રે ઉંઘમાં પીશાબ થઇ જવો. ( ખાસ ઉપાય નં. ૧૧ છે. ) રાત્રિએ સહેજ સહેજ પીશાબ થવો. મૂત્રાશય તથા મૂત્રપિંડનો વરમ—પ્રથમ ભૂમિકા. ઉનાળાને લીધે અથવા તાપને લીધે પીશાબ ઓછો થઇ જઇ ઉનવા બળવો. અતિશય પીશાબ થવો. દિવસના ભાગમાં નહિ રહેવાય એવી પીશાબની હાજત થવી, કે

ઉભા રહેતાં વધારે થાય, અને તે સાથે મૂત્રમાર્ગમાં અને મૂત્રા-
.ના મુખ આગળ વેદના થવી (સવારસાંજ બેવાર આ દવા આપવી).

નં. ૫: મૂત્રાશયનો વરમ (દ્વિતીય ભૂમિકા), મત્રાશયના જીર્ણ
મમાં આ મુખ્ય ઔષધ છે. યકૃતની નબળાઇને લીધે પીશાબમાં
રેક એસિડ જતું હોય તો અથવા પીશાબ કાળાશપર થતો હોય તો.

નં. ૬: મત્રાશયનો વરમ–દરદી ઢગલો થઇ પડે ત્યારે. વારં-
ર પીશાબ કરવાની હાજત થયા કરવી અથવા અતિશય પીશાબ
ો. મજ્જાતન્તુની નબળાઇને લીધે પીશાબ રોકી નહિ શકાય તો.
ટા છોકરાઓમાં પીશાબની વારંવાર હાજત, અને ભાન વિના
શાબ થઇ જવો. મૂત્રમાર્ગમાં ચેળ. સાફ પીળો પીશાબ. મૂત્રમા-
માંથી લોહી નીકળવું, તેમાં ચળ આવવો. મૂત્રાશય તથા મૂત્રમા-
માં કપાતું હોય તેવી વેદના.

નં. ૮: માણસ ઉભો રહે કે ચાલે કે તરત પીશાબની હાજત
ક આવવી. રહી રહીને પીશાબ થવો. સળી મુકયા પછીની વેદના.
ાલકને અતિપ્રમાણુ પીશાબ થવો.

નં. ૯: અતિશય પીશાબ થવો અને સુકાઇ જવું. પીશાબમાં
ાહી જવું. પીશાબ પછી બળતરા થવી. ચાલતાં પાશાબ થઇ જવો.

નં. ૧૦: બાલકોને અજાણુતાં પીશાબ થઇ જવો. પીશાબમાં
રેક એસિડ. મૂત્ર નહિ બંધાવું. સંધિવાની સાથે કાળાશ પડતો
ીશાબ, વારંવાર પીશાબની હાજત. મધુમેહ ( નં. ૧૧ ખાસ ઉ-
ય ). મૂત્રાશય હીનશક્તિ થવો. મૂત્રાશયમાં પથરી. મૂત્રાશયના વ-
મમાં આ ખાસ ઉપાય છે.

નં. ૧૧: પીશાબ બંધ થઇ જવો–રચાવો જ નહિ. આ ઔ-
ધ મૂત્રલ છે. પીશાબમાં રેતી જવી, પથરી દેખાવી, ઇંટાળાજેવા
ગનો પીશાબ થવો. મધુમેહમાં થતો અતિપ્રમાણુ પીશાબ. પીશા-
માં પિત્ત અતિશય હોવું ( નં. ૫ ). શાકેરીઓ પીશાબ અથવા
ધુમેહ. ઉંઘમાં પીશાબ થઇ જવો. પીશાબ નીકળવો નહિ.

નં. ૧૨: પીશાબમાં પરૂ જવું. યુરિક એસિડની લાલ રેતી
જવી. કૃમિને લીધે ઉંઘમાં પીશાબ થઇ જવો. રાત્રિએ વારંવાર
ીશાબ કરવા ઉઠવું પડવું.

નં. ૧૬: અતિપ્રમાણુ પીશાબ. નાનાં બાલકોને અને વૃદ્ધ મ-
ષ્યોને ઉંઘમાં પીશાબ થઇ જવો ( નં. ૧૧ સાથે વચ્ચે વચ્ચે ).
પથરી. ફોસફેટ જવા. આ ઔષધ પથરી બંધાતી અટકાવે છે.

નં. ૩: થોડો અને રતાશ પડતો અને તીક્ષ્ણ વાસ મારતો પીશાબ થવો.

---

આ યંત્રના કેટલાક મોટા વ્યાધિઓ થાય છે અને તેની ચિકિત્સા આ પ્રમાણે છેઃ—

(૧) મૂત્રપિંડમાં લોહીનો જમાવઃ—નં. ૪ અને નં. ૫.

(૨) મૂત્રપિંડમાંથી અથવા મૂત્રાશયમાંથી લોહી નીકળવુંઃ—નં. ૬, નં. ૫.

(૩) મૂત્રપિંડનો વરમ–પ્રથમ ભૂમિકા નં. ૪, દ્વિતીય ભૂમિકા નં. ૫, તૃતીય ભૂમિકા નં. ૧૦.

પીશાબમાં એલ્બ્યુમેન વિશેષ જાય તો તેમાટે નં. ૭ મુખ્ય ઔષધ, અને નં. ૧, ૫ ગૌણ ઔષધ વોન્ડર ગોલ્ટઝ સૂચવે છે.

મૂત્રપિંડના જીર્ણ વરમમાં પીશાબ ઓછો થઇ જાય, અને ઉષ્ણ હોય, જલીય સોજા થાય, જઠર આહાર સહન ન કરી શકે અને તૃષા વધારે લાગે ત્યારે આરસેનિક અપાય છે.

પીશાબમાં ચરબીની પોપડી હોય તો ફોસફરસ. મૂત્રપિંડમાં પથરીમાટે નં. ૧૨.

એલોપથી દવા લીધા પછી આ ક્ષારનો ઉપયોગ કરવામાં આવે તો ત્યાં સર્વત્ર પ્રથમ નં. ૬, ચિન્હોપ્રમાણે નં. ૯ની સાથે અથવા નં. ૯ વિના, આપવો. ૩૬ કે ૪૮ કલાક પછી ઘણીવાર નં. ૬ને સ્થાને પ્લમ્બમ. જોડ આપવાનું રહે છે. આ વ્યાધિઓમાં જ્યાં આરસેનિક સૂચવ્યું છે તેને બદલે કાલિઆરસેનિક ઘણીવાર વિશેષ સારૂં કામ કરનાર જણાયું છે.

(૪) મૂત્રપિંડનો તીક્ષ્ણ વરમ–બ્રાઇટનો રોગઃ—જ્વરાદિ ચિન્હોમાટે નં. ૪, ૫ આદિ આપવા ઉપરાંત નં. ૧ અને નં. ૬ એના મુખ્ય ઉપાયરૂપ છે તે સતત આપ્યા કરવાના છે. નં. ૧ ૬xથી શરૂ કરવો અને જરૂર જણાયે ૨૦૦x સુધી વાપરવો. ઘણું કરી ૬xથી આરામ નહિ થાય તો ૩૦x વાપરવો; એથી આગળ ક્વચિત્ જ જરૂર પડે છે. નં. ૯ એલબ્યુમેનને ઓછું કરે છે, યુરીયાને વધારે છે, તેથી બ્રાઇટના વ્યાધિમાં એની ઘણા ડાકટરો ભલામણ કરે છે. નં. ૧૧ મૂત્રનો વધારો કરી પથરીને કાઢી નાંખે છે. એ વ્યાધિ જીર્ણતાને પામે તો તેમાં પણ ચિકિત્સા આ જ છે.

(૫) મૂત્રપિંડમાં ચરબી થવીઃ—નં. ૬ ખાસ ઉપાય છે. બીજાં ઔષધ તે તે ચિન્હો પ્રમાણેવાપરવાં.

(૬) એડિસનો વ્યાધિઃ—નં. ૯ [ આમાં ત્વચાનો બ્રાન્ઝના જેવો વર્ણ થઇ જાય છે. ] ડૉ. વોન્ડર લુટઝ નં. ૧૧ ને મુખ્ય ઔષધ માને છે તથા નં. ૯, ૬, ૭, એ પછીનાં ઔષધો માને છે.

[૭] પથરીઃ—નં. ૧ પથરી થતી અટકાવે છે અને નં. ૧૧ નાની પથરીઓને બહાર કાઢે છે. મોટી પથરી હોય તો શસ્ત્રક્રિયાથી બહાર કાઢવી પડે છે. પિત્તની પથરીમાટે નં. ૮, ૧, ૧૨, ૨, ૫ જોવાનાં હોય છે.

[૮] મૂત્રાશયનો વરમઃ—નં. ૧૦ ખાસ ઔષધ છે. બીજાં ઔષધ ચિન્હોપ્રમાણે વાપરવાં.

[૯] મધુમેહ, શાકેરીઓ પીશાબ [ Diabetes ]:—નં. ૧૧ એનો ખાસ ઉપાય છે. આ વ્યાધિમાં નં. ૬ની ઘણીવાર જરૂર પડે છે. ડૉ. સુસ્લર એમ જણાવે છે કે નં. ૭ તથા નં. ૨ આ વ્યાધિપર સારી અસર કરે છે. પીશાબમાં ગ્લીકોજન હોય તથા ફેફસાંનો અડચણ જણાય ત્યારે નં. ૧ આપવામાં આવે છે. ટોનિક તરીકે આ વ્યાધિમાં નં. ૪ અને નં. ૧૦ ભેગા કરી અપાય છે. નં. ૫ તથા આરસેનિક જ્યારે અતિશય શાકેરીઓ પીશાબ થાય છે, અતિશય નબળાઇ લાગે છે તથા નિદ્રા બહુ જ વધે છે ત્યારે સૂચવાય છે અને નં. ૯ અતિ તૃષા લાગે, નિદ્રા જતી રહે અને ઉદાસી લાગ્યા કરે તો તેમાટે વપરાય છે. ખાસ ઔષધ નં. ૧૧ અને નં. ૬ છે. મેડ્યુલા ઓબલોંગેટા તથા ન્યુમોગાસ્ટ્રિક નર્વના વ્યાપારને નં. ૬ વ્યવસ્થિત કરે છે અને તેથી એની જઠર તથા ફેફસાંપર અસર થાય છે. જીર્ણ થયેલા આ વ્યાધિમાં આરસેનિક, આરસેનિક જોડ વપરાય છે. અતિશય ભૂખ લાગતી હોય તો તે આયો૦ ને સૂચવે છે.

# પ્રકરણ ૨૩.

## જનનેન્દ્રિયના વ્યાધિઓ.

સ્ત્રીઓના વ્યાધિનું પ્રકરણ પૃથક્ આગળ આપ્યું છે તે ત્યાં જોવું. ઉપદંશ અને તેથી થતા વ્યાધિઓમાટે જુઓ પ્રકરણ ૫.

[ ૧] વૃષણની વૃદ્ધિ [ Orchitis ]—એમાં ગોળી મોટી થાય છે, ગોળીનો વરમ થાય છે. એની ચિકિત્સામાં નં. ૧ મુખ્ય ઔષધ છે, તે વચ્ચે વચ્ચે આપવું તથા વરમને માટે નં. ૩, ૪, ૯ અને ૫ વપરાય છે. આરંભમાં નં. ૪, પછીથી ૫, ૭, ૧ (ચીન્હોપ્રમાણે) વૃષણ સખત થઈ જાય તો નં. ૩, એના વરમ માટે નં. ૧૦ અને ગૌણપણે નં. ૮, ૭, ૧૨; જીર્ણું સખતપણા-માટે એરિ. જોડ, નં. ૩ (૪૦૦x). આ આષધ ખાવા તથા ચોપ-ડવામાં લેવાં. જીર્ણું દશામાં નં. ૧ તથા નં. ૧૨ ખસ છે. નં. ૧૦ અને કેસીઅસ ઓરકાઇટિસમાટે છે.

(૨) વૃષણમાં પાણી ભરાવું. (Hydrocele) વંધરાવળ: ચિકિત્સામાં નં. ૯, નં. ૧ અને છેવટે નં. ૧૨ આપવો. નં. ૯ કામ નહિ કરે ત્યાં નં. ૧ આપી જોવો અથવા નં. ૧ અને નં. ૧૦ ભેગા કરીને આપવા. નં. ૩ એ ભાગને સંકોચવા અપાય છે. સ્ક્રોફ્યુલસ પ્રકૃતિવાળાને નં. ૧૨ વચ્ચે વચ્ચે આપવો પડે છે. પાણી કાઢવાથી વહેલો આરામ થાય છે.

[ ૩ ] વૃષણની ભૂરી રક્તવાહિનીનો સોજો [ Varicocele ]—નં. ૪ અને નં. ૩ તથા છેવટે નં. ૧. આ હમેશાં ડાબા વૃષણ તરફ જ થાય છે. Epididymitisમાં પણ નં. ૪ જ અપાય છે બન્નેની ચિકિત્સા એક જ છે.

[ ૪ ] વૃષણની કઠિનતામાટે નં. ૩, દુઃખાવામાટે નં. ૯ અથવા ન. ૧૦ અપાય છે.

[૫] વૃષણકોશ,, કોથળી, [ Sorotum ]ના ખડીમા [ ઉપર દબાવીએ તો ત્યાં ખાડો પડે અને તે ભાગ તરત પાછો પોતાની મૂલ સ્થિતિમાં નહિ આવતો રહે તેવી સ્થિતિ ] માટે નં. ૯ અને ૧૧. એ કોથળીના ભાગમાં આવતી ચળમાટે નં. ૯ અને તેથી નહિ મટે તો નં. ૧૨, ૧, ૧૦, ૧૧ બીજાં ચિન્હોપ્રમાણે અથવા અનુક્રમે લગાડી જોવા. કોથળીપર પ્રસ્વેદ અધિક થયા કરે તો નં. ૧૨. એ કોથળી જાડી થઈ જાય તો તે વ્યાધિને એલીફનટિઆસિસ [ Elephantiasis ] કહે છે અને તેમાટે નં. ૫ ખાસ ઔષધ છે. હોમીયોપથીસંસ્થામાં પોટાસ આયોડાઈડ એને માટે વાપરવામાં આવે છે.

[ ૬ ] ઉપસ્થના ફુલના વરમમાટે નં. ૬. ઉપસ્થ ઉપરની

ચામડીના ઘંડીમામાટે નં. ૧૧, એ ભાગમાં આવતી ચૂંટમાટે નં. ૧૧ અપાય છે.

[ ૭ ] **વીર્યસ્ખલન** [ Spermatorrhœa ]—જો સ્વપ્ના વિના એમ ને એમ રાત્રિએ વીર્યસ્ખલન થતું હોય તો તેમાં નં. ૧૦ [ ૩૦x ] નું ખાસ ઔષધ છે. જો તેસાથે ટાઢ લાગતી હોય તો નં. ૯ અને નહિ તો નં. ૧૦, ૬, ૧૨માંથી અનુક્રમે આપવામાં આવે છે. આ વ્યાધિમાં નં. ૧૦, ૬, ૨, ૯, અને ૧૨નું ચિંતન કરવાનું હોય છે.

વીર્ય પાતળું તથા પાણીજેવું હોય તો તેમાટે નં. ૧૦ ઉપાયરૂપ છે. એ ધાતુપુષ્ટિકર ઔષધ છે. જુઓ પુષ્ટિચુર્ણ [ પરિશિષ્ટ ૧ ]

[ ૮ ] **નપુંકપણું** તથા આતશય કામવૃત્તિમાટે નં. ૬ અપાય છે, અને તે પછી નં. ૯નો પ્રયોગ કરાય છે. કામવૃત્તિ શમી જાય તો તેમાટે નં. ૧૦ અને વારવાર સ્ત્રીવિષયના જ વિચારો આવ આવ થતા હોય તો તેમાટે નં. ૧૨. આમાં નં. ૧૦ અને નં.૬ મુખ્ય ઉપાય છે. એ ઉપરાંત કાલિ જોડ અને ફોસ. જોડ પણ પછીથી જોઇએ છે. આ સર્વ ચિન્હોમાં સૂચવેલાં આ ઔષધ દીર્ઘ સમય લીધાં કરવાની જરૂર છે અને તેસાથે હલકી પાવરનાંથી લાભ ન જણાય તો ઉંચી પાવરનાં વાપરી જોવાની પણ જરૂર રહે છે. જુઓ પુષ્ટિચુર્ણ [ પરિશિષ્ટ ૧ ].

[ ૯ ] **પ્રમેહ**, પરમીયો [ Gonorrhœa ]:—આ વ્યાધિ આ શાસ્ત્રના ઔષધથી અવશ્ય મટી જાય છે. એનું ખાસ ઔષધ નં. ૫ છે. આ વ્યાધિમાં નં. ૫, ૯ અને નં. ૧ એ મુખ્ય ઔષધ છે ઘણાખરામાં નં. ૫ બસ થાય છે. એની વિશેષ ચિકિત્સા આપ્રમાણે થાય છે.:—

**નં. ૪:** આરંભમાં, એ વ્યાધિની સાથે સોજો વગેરે થાય છે તેમાટે.

**નં. ૫:** ખાસ ઔષધ. કોઇ પણ ભાગનો સોજો જ્યાંસુધી રહે છે અથવા જાડો, ઘોળો અથવા પીળાશપડતો ઘોળો પરૂનો ભાગ નીકળે છે ત્યાંસુધી આ જ અપાય છે. અંદર અને બહાર બંને રીતે એ વાપરવું. ડો. સુસ્લરે છેવટના ભાગમાં નં. ૧૦ને ખાસ ઔષધ આ વ્યાધિમાટે સ્થાપ્યું છે.

**નં. ૬:** પ્રમેહમાં માત્ર લોહી નીકળે છે ત્યારે.

નં. ૨: પરૂ અને લોહી મિશ્રિત થઇ નીકળે છે ત્યારે.

નં. ૯: જીર્ણ પ્રમેહ કે જ્યારે અંદરથી પાણીજેવો પદાર્થ નીકળે છે ત્યારે, નં. ૧ની સાથે વારાફરતી આ આપવું, નાઇટ્રેટ ઓફ સિલ્વર જો ઉપયોગમાં લેવાયું હોય તો તેની ખરાબ અસરને દૂર કરવા પણ નં. ૯ વપરાય છે. નં. ૯ [ ૨૦૦x ] સુધીનું જીર્ણ પ્રમેહમાં વાપરવામાં આવે છે.

નં. ૧૦: પ્રમેહમાટે ખાસ ઓષધ ડો. સુસ્લર ગણે છે.

નં. ૭: પ્રમેહ તથા જીર્ણ પ્રમેહમાં જ્યારે પીળું અથવા લીલું પરૂ નીકળતું હોય ત્યારે. જીર્ણ પ્રમેહમાં જ્યારે પીળાશ પડતું લીલું પરૂ નીકળે ત્યારે નં. ૧૧ [ ૩x ] આપવો. જીર્ણ પ્રમેહમાં લીલાશ પડતું પરૂ નીકળે છે ત્યારે વેદના થતી નથી. પ્રમેહમાં ૩xનું એ વપરાય છે.

નં. ૧૨: અતિશય જીર્ણ પ્રમેહમાં એ વપરાય છે, અને એ ખાસ ઓષધ છે.

નં. ૮: જ્યારે નં. ૭, ૫ અને ૯થી ફાયદો નહિ થાય ત્યારે. વેદના ઉપરથી આ સૂચવાય તો ત્યારે પણ આપવો. જુઓ પ્રમેહ-ચૂર્ણ [ પરિશિષ્ટ ૧ ].

[ ૧૦ ] સારણની ગાંઠ, અંતરવૃદ્ધિ [ Hernia ]:—પટો રાખવો તથા તેસાથે નં. ૧ અને નં. ૩નો પ્રયોગ કરવો તથા તેસાથે વારાફરતી નં. ૪ આપવો.

---

# પ્રકરણ ૨૪.

## અસ્થિના વ્યાધિઓ. ( Bone-Diseases )

### ( अ ) સામાન્ય ચિકિત્સા

નં. ૧: અસ્થિસંબંધના વ્યાધિમાં નં. ૧ તથા નં. ૧૨ પ્રથમ પંક્તિવાળાં ઓષધ છે અને નં. ૩ ત્યાર પછી આવે છે. અસ્થિ દુર્બલ હોય, કોમલ હોય તો નં. ૧ તેને દૃઢ કરે છે; હાડકું ભાંગ્યું હોય તો ભાંગેલા ભાગોને સંધાવામાં મદદ કરે છે; પૃષ્ઠદંડ વાંકો થયો હોય અથવા રાંટા પગ હોય તો ત્યાં પણ નં. ૧ અપાય છે, અને અસ્થિના વ્યાધિમાત્રમાં વચ્ચે વચ્ચે આ આપવાનું હોય છે; હાડકાના ભાગમાં વાગ્યું હોય તો ત્યાં નં. ૧ તથા નં. ૩નાં પોતાં

મૂકવાથી વહેલો આરામ થાય છે. હાડકાના વ્યાધિમાત્રમાં નં. ૧૨ વપરાય છે. નં. ૧૨ને મર્ક્યુરી પછી નહિ આપવો. પ્રથમ ભૂમિકા પછી અને ખાસ કરી દીર્ઘ સમયના વ્યાધિમાં નં. ૧૨ અપાય છે.

નં. ૧૨: કમરનો દુઃખાવો, હાડકાંપર પડતાં ચાંદાં, હાડકામાંથી ઘટ્ટ પીળો દુર્ગંધ મારતો પરૂમિશ્રિત પદાર્થ નીકળતો હોય ત્યાં સર્વમાં આ ઔષધ સૂચવાય છે. નખની અગ્યવસ્થામાં અપાય છે. એની પછી નં. ૨ અપાય છે (ખાસ કરીને પાકેલું હોય અને રૂઝ આણવી હોય ત્યાં).

નં. ૩: હાડકાના ભાગમાં પછાડ લાગી હોય તો, નાકનાં અસ્થિમાંથી રસ ઝરતા હોય ત્યારે, તથા નાનાં છોકરાંના માથાપર લોહીભરેલા ટ્યુમર થાય છે તેમાં અપાય છે.

નં. ૬ અસ્થિ ક્ષીણ થઇ જતાં હોય ત્યાં નં. ૬, નં. ૧ની સાથે અપાય છે.

નં. ૪: વરમનાં ચિન્હોમાટે નં ૧ની સાથે આ અપાય છે.

## (આ) ઠાઠાનાં અસ્થિનો વ્યાધિ, (Hip-Disease.)

આ વ્યાધિ કમરના ઠાઠાનાં અસ્થિના સાંધાનો વ્યાધિ છે અને એમાં એ સાંધાની વચ્ચે રહેલા કોમળ પદાર્થનો તથા અસ્થિનો વરમ થાય છે. સાધારણ રીતે આ વ્યાધિ બાળકોને થાય છે. એની શરૂઆત અતિગુપ્તપણે થાય છે અને આરંભમાં ઘુંટણમાં વેદના થાય છે અથવા પ્રસ્તુત સાંધામાં નબળાઇ લાગે છે. પછી એ અસ્થિ લાંબુ થાય છે અને સુકાય છે. વ્યાધિ વધે છે તેમ સાંધામાં વેદના થાય છે, અને વેદના નીચે ઉતરતી જાય છે એટલે ઘૂંટણ, ઘૂંટી તથા પગના ભાગમાં જણાય છે અને તીક્ષ્ણ થતી જાય છે. જ્વર આદિ પણ સાથે આવે છે. સાંધામાં પરૂ થાય છે, અસ્થિનો ચાંદાં પડી ક્ષય થાય છે અને તે અસ્થિ જે આરંભમાં લાંબુ થયું હતું તે હવે હમેશને માટે ટુંકું થઇ જાય છે.

આ વ્યાધિની ચિકિત્સા ગડ, ગુમડાના જેવી કરાય છે અર્થાત્ નં. ૪, ૫, ૧૨, ૨ ક્રમપ્રમાણે વ્યાધિની અવસ્થાપ્રમાણે અપાય છે. એ ઉપરાંત નં. ૧ તથા નં. ૩નો, ઉપર (અ) માં કહ્યાપ્રમાણે ઉપયોગ કરાય છે. અસ્થિ સડે તો સડાને નં. ૧ વધતો અટકાવે છે.

## (ઇ) ટચકીયું. ( Lumbago )

કમરના ભાગમાં પાછળ વાનો સખત દુઃખાવો થાય છે તેનું નામ

ટચકીયું છે. આસાથે ઘણી વાર સખત જ્વર આવે છે પણ મુખ્ય ચિન્હ કમરનો દુઃખાવો છે. આની ચિકિત્સામાં નં. ૪, ૩, ૧ અપાય છે. તેમાં જ્વરમાટે તથા વેદનામાટે નં. ૪ અપાય છે. આચકો વગેરે લાગવાથી જો એ સ્થિતિ થઈ હોય તો નં. ૩, નં. ૪ની સાથે વારાફરતી અપાય છે. નં. ૧ વચ્ચે વચ્ચે અપાય છે. ( આસાથે સંધિવા તથા ન્યૂરેલજીઆ–પ્રકરણ ૬, ૭ તથા વાતચૂર્ણ, પરિશિષ્ટ ૧ જોવાં. )

(૩) ગળાના પૃષ્ઠમાં, પીઠમાં તથા પગમાં થતી વેદનાઓ.

જે વેદનાઓ ચાલતાં થાય છે અથવા ચાલવાથી–ગતિથી વધે છે અને ગતિ ન કરવાથી સારૂં લાગે છે તેમાં નં. ૪ અને પછીથી નં. ૫ જોઇએ છે. જે વેદનામાં ખોડા ખોડા ચાલવું પડે છે તથા જેમાં સામાન્ય મહેનત કે કસરત કરવાથી સારૂં લાગે છે અને થાકથી અથવા લાંબુ ચાલવાથી જે વધે છે અને ચાલવાનો આરંભ કરતાં જ જે સાથી વધારે લાગે છે તેમાં નં. ૬ વપરાય છે.

જેમાં બહેર મારી ગયાનું ભાન થાય છે, અથવા કીડી ચાલતી હોય તેવું ભાન થાય છે અથવા ઉપર બરફ મૂક્યું હોય તેવું ભાન થાય છે તેમાં નં. ૧ વપરાય છે. આ વેદના રાત્રિએ અને બેશી રહેવાથી વધે છે. નં. ૩ પણ પ્રસંગે અજમાવવો આમાં પડે છે ( નં. ૧ની પછી ).

ભાલા ઘોંચાતા હોય તેવી, રહી રહીને અને એક સ્થાનેથી બીજે સ્થાને જણાતી વેદનાઓ નં. ૮ને સૂચવે છે.

પૃષ્ઠની વેદનાઓ જેમાં કઠણ પદાર્થપર સુવાથી આરામ લાગે છે તેમાં નં. ૯ વપરાય છે.

સાંજના ભાગમાં વધતી, ગરમ ઓરડામાં વધતી અને ખુલ્લી હવામાં નરમ પડતી વેદના નં. ૭ને સૂચવે છે.

મજ્જાતન્તુની અવ્યવસ્થાથી થતી વેદનામાં નં. ૬ અને નં. ૮ ઔષધ છે અને તે એ બેનાં ચિન્હોપ્રમાણે અપાય છે.

ઘુંટણની ઢાંકણીની નીચે ભરાતું પાણી નં. ૧ અને છેવટે નં. ૧૨ વાપરવાથી મટે છે.

રસોળીમાટે નં. ૧ ઉપાયરૂપ છે.

સાયેટિકા નામનો વ્યાધિ કમરથી તે ઘુંટણસુધી જણાય છે તેમાં નં. ૮ તથા નં. ૬ અપાય છે. એ વ્યાધિ મજ્જાતન્તુનો છે માટે તે પ્રકરણમાં જોવું.

# પ્રકરણ ૨૫.

## આંખના સામાન્ય વ્યાધિઓ.

(૧) આંખ દુઃખવા આવવી:—આંખ લાલ થઈ જાય છે, ઉઘાડી શકાતી નથી અને અજવાળું જોઇ શકાતું નથી. નં. ૪ ખાવામાં અને ઉપર પોતાં મુકવામાં અપાય છે, પાણી નાંખી એનાં ટીપાં પણ પાડવામાં આવે છે. જો પછી આંખમાંથી ચીપડા નીકળે છે તો નં. ૪ અને નં. ૫ એ બે વપરાય છે. ચીપડા પીળા થાય છે તો નં. ૫ને બદલે નં. ૭ અપાય છે. જ્યાંસુધી આંખની લાલાશ હોય છે ત્યાં-સુધી નં. ૪ આપ્યા કરવાનો છે. આંખમાં લાલાશની સાથે પાણી બહુ નીકળતું હોય તો નં. ૯ અપાય છે. આ વ્યાધિમાં નીકળતા પદાર્થના રંગઉપરથી જૂદાં જૂદાં ઓષધો અપાય છે. (જુઓ પ્ર.૨). થોડા દિવસથી જ જન્મેલા બાલકની આંખ આવે છે તેમાટે નં. ૧૦ અપાય છે. સ્ક્રોફ્યુલસ પ્રકૃતિવાળાને નં. ૧૦ તથા નં. ૮ ખાસ આ-પવાના હોય છે.

(૨) આંખના પોપચામાં ખીલ થાય છે તેને માટે નં. ૪ અને નં. ૫ વારાફરતી આપવામાં આવે છે. નં. ૯ વચ્ચે વચ્ચે કોઈ કોઇ વાર આપવામાં આવે છે.

(૩) આંખમાં પડેલું ફુલું:—નં. ૯ અપાય છે. નં. ૯ના લોશ-નથી આંખને વારંવાર ધોવાની જરૂર છે.

(૪) આંજણી:—નં. ૧૨ ઉપર ચોપડવાથી આંજણી ફુટી જઈ મટી જાય છે. નં. ૩ પણ વપરાય છે.

(૫) આંખમાં પડતું ચાંદું:—સાદા ચાંદામાટે નં. ૫, અને ઉંડા ચાંદામાટે નં. ૧૨ તથા નં. ૨ અપાય છે.

(૬) દુર્બલ દક્શક્તિમાટે તથા ઝાલકું જોવું એમાટે નં. ૬ અપાય છે. તથા ડોળા સંકોચાઇ ગયેલા હોય, આંખની આગળ વિવિધ રંગ દેખાતા હોય, તનખા દેખાતા હોય તો તે નં. ૮ને સૂચવે છે, તથા તેથી ન મટે તો નં. ૧૦. રતાંધળાપણામાટે ફોસફરસ છે.

(૭) આઇરિસના [ કનીનિકાના મંડલના પડના ] વરમમાટે નં.૫ તથા નં. ૯ અને રેટિનાના [ નેત્રદર્પણના ] વરમમાટે નં. ૪.

(૮) આંખના મજ્જાતન્તુના વિકારમાત્રમાં નં. ૬ અને મોતી-

યાને માટે નં. ૧ તથા નં. ૩. આ બે ઔષધથી મોતીયો થતો અટકે છે અને કોઇ કોઇ વાર કઢાવવો પડતો નથી પણ એમ ને એમ પણ મટી જાય છે. પદાર્થ બેવડા—બે—દેખાય તેમાટે નં. ૮ છે.

---

# પ્રકરણ ૨૬.

## કાનના સામાન્ય વ્યાધિઓ.

નં. ૪—વરમનાં ચિન્હો કાનમાં થયાં હોય છે તો તેમાટે તથા કાનમાં ગટકા ભરતા હોય તથા બળતરા થતી હોય તો તેમાટે આ અપાય છે. કાનમાં અવાજ સંભળાયા જ કરતા હોય તો તે-માટે નં. ૪ અને નં. ૫ છે, પણ સૂક્ષ્મ મજ્જાતન્તુની નબળા-ઇથી તેમ થતું હોય તો નં. ૬ છે. હૃદયનો પ્રત્યેક ધબકારો કાનમાં સંભળાય તે એટલે સુધી કે કાનમાં થતા ધબકારાથી હૃદયના ધબ-કારા ગણી શકાય તો આ ચિન્હ નં. ૪ને ખાસ સૂચવે છે. કાન-માંથી લોહી નીકળતું હોય, એ ભાગ માંસજેવો રાતો અથવા કાળો દેખાય, પરૂ નીકળ્યા છતાં વેદના ઓછી નહિ થાય, વેદના રહી રહીને થતી હોય તો તે સર્વ નં. ૪ને સૂચવે છે. શરદીને લીધે કાનના દુઃખાવામાં નં. ૪ અકસીર ઉપાય છે.

કાન પાકવો:—આમાં નં. ૭, ૧૦, ૧૨ અને પછીથી નં. ૨ અપાય છે. ખાવામાં આપવાની સાથે કાન સાફ કરી એ ઔષધને અંદર ફુંકવાં અથવા પાણીમાં નાખી તેનાં ટીપાં પાડવાં. શ્લેષ્મને લીધે હોય તો તેમાટે આર. જોડ છે.

બહેરાસ:—વિવિધ કારણથી એ થાય છે. તેમાટે નં. ૫, ૭, ૬, ૮, ૧૨, ૩ અને ૯ બીજાં ચિન્હો ઉપરથી તથા તેના કારણનો નિર્ણય કરી જે અનુકૂલ જણાય તે વાપરવામાં આવે છે; ઘણામાં નં. ૫ તથા પછી નં. ૮ આપી જોવાથી લાભ થાય છે. શરદીને લીધે થતી બહેરાસમાટે નં. ૧૨ છે.

કાનનો દુઃખાવો:—સામાન્ય દુઃખાવામાટે નં. ૮ અને ૬ છે, અને કૃમિને લીધે થતો હોય તો નં. ૧૦ છે.

---

# પ્રકરણ ૨૭.

## રક્તાશય અને રક્તવાહિની શિરાઓના વ્યાધિઓ.

નાડીનો વેગ મંદ થાય તથા નાડી નબળી જણાય તો નં. ૬.

નાડીની ગતિમાં વચ્ચે વચ્ચે ધબકારો થતાં વિલંબ થવો (Intermittent pulse): આ સ્થિતિ ઘણીવાર જઠરમાં વાયુ થઇને તેનું રક્તાશયપર દબાણ થવાથી થાય છે અને ત્યારે નં. ૧ તથા નં. ૧૦ ભેગા લેવાથી અથવા નં. ૯ જમ્યા પૂર્વે લેવાથી એ મટે છે. જો કોઇ રક્તાશયના વ્યાધિથી આ સ્થિતિ થઇ હોય તો તેને અનુસરીને ચિકિત્સા કરવી. નં. ૬ એમાં મુખ્ય છે. રક્તાશયના વ્યાપારને નં. ૬ વ્યવસ્થિત કરે છે.

(૧) નાડીની ગતિ વહેલી થવી-એ નં. ૪ને સૂચવે છે તથા પછીથી નં. ૭. અતિ જોરથી ચાલતી નાડી નં. ૮ને સૂચવે છે.

એનીમીઆને લીધે થતાં ચિન્હો નં. ૧, ૫, ૬ને સૂચવે છે; તથા રક્તાશયની અવ્યવસ્થાની સાથે જલીયસોજા હોય છે તો તે નં. ૫, ૯, ૧૧ને સૂચવે છે. વાયુને લીધે થતાં ચિન્હો નં. ૧૦, ૧૨ ને સૂચવે છે; પક્ષાઘાત થવાનો ભય સૂચવાતો હોય તો નં. ૬ ૨x વાપરવાનો હોય છે. ભારેપણું કે જે ખુલ્લી હવામાં ઓછું થાય છે તથા કાનમાં ભ્રમરના જેવો અવાજ થાય છે તો તે આરસેનિકને સૂચવે છે. હેકટીક જ્વર સાથેનાં ચિન્હો નેટ્રમ આરસેનિક તથા રક્તાશયનું ફેટી ડીજનરેશન ફોસફોરસ ૧૪xને સૂચવે છે.

(૨) કાળી રક્તવાહિની શિરા કેટલીકવાર ફુલે છે અથવા મોટી થાય છે તેમાટે નં. ૩ ઉપાયરૂપ છે. આસાથે નં. ૪નો પણ ઉપયોગ કરવો. નં. ૪ની અસર મુખ્યત્વે લાલ રક્તવાહિની (arteries) પર મનાય છે છતાં કાળી રક્તવાહિની ( Veins )ના વ્યાધિમાં પણ એ મુખ્ય ઉપાયરૂપ છે. નં. ૧ આ વ્યાધિઓમાં વચ્ચે વચ્ચે અપાય છે.

(૩) રક્તાશયની વૃદ્ધિ તથા વિકાસ, તેમ જ રક્તવાહિની શિરાઓનું પહોળું થઇ જવું-આમાં નં. ૩ અને નં. ૪ અપાય છે.

(૪) રક્તાશયની ફડક ( Palpitation ): નં. ૬, ૫, ૯, ૪, અને નં. ૧નું આમાં ચિંતન કરવાનું રહે છે. સાધારણ રીતે મજ્જાતન્તુની નબળાઇથી આ સ્થિતિ થાય છે તેમાટે નં. ૬ છે પછી નં. ૪, ૫ અપાય છે. સુકાઇ ગયેલા શરીરવાળાને આ ફડક થાય છે તો નં. ૧, તથા ૯ અપાય છે અને નબળા રક્તાશયમાં

નં. ૧ વચ્ચે વચ્ચે આપવાનો હમેશાં જ હોય છે. જઠરને લીધે હોય તો નં. ૧૦,૧૧ ની જરૂર પડે છે.

(૫) રક્તાશયના બાહ્ય પડનો વરમ (Pericarditis):— નં. ૪,૫,૧ ઉપાયરૂપે અપાય છે. (વરમની સામાન્ય ચિકિત્સા જોવી).

[૬] રક્તાશયના પડદાનો વ્યાધિ [Valvular Disease]: એમાં નં. ૬, ૩, ૪ અને ૧ ઉપાયરૂપ છે. મજ્જાતન્તુની નબળાઈ-માટે નં. ૬, એ પડદા બરાબર દેવાતા નહિ હોય તો તેમાટે નં. ૩ અને નં. ૧, અથવા નં. ૩ તથા નં. ૪, અને નં. ૧ વચ્ચે વચ્ચે.

(૭) હૃદયશૂળ (Angina Pectoris) નં. ૮ અથવા કુપ્રમ આરસેનિક એમાં ઉપાયરૂપ છે. કોઇને નં. ૮થી એ વ્યાધિ તરત જ મટી જાય છે અને કેટલાકને એ ભયંકરરૂપ ધરે છે. એ વ્યાધિ તેમ જ ઉપરના બે વ્યાધિઓ વગેરે જોખમકારક વ્યાધિ છે અને તેમાં કુશલ અનુભવી ડાકટરની ખાસ જરૂર રહે છે અને તેટલા-માટે જ અત્ર વિસ્તાર કર્યો નથી. તેમાં નં. ૮ ખાસ ઉપાય છે; નં. ૪ કારણ જણાય તો. નં. ૬ નાડી ધીમી અથવા વચ્ચે વચ્ચે રહી જતી જણાય તો નં. ૮ સાથે વારાફરતી અપાય છે.

ગમે તે કારણથી રૂધિર વિષમય થાય તો તેમાં [સેપ્ટીસીમી-આસ!] મુખ્ય ઔષધ નં. ૬, ૧૦, ૮ છે.

રક્તાશયના દેખાતા વ્યાધિઓ ઘણી વાર રક્તાશયના વ્યાધિઓ હોતા નથી પણ જઠરાદિના વ્યાધિને લીધે તેની અસર રક્તાશયપર થઇ ત્યાં અમુક અમુક ચિન્હો થાય છે. તેથી રક્તાશયના વ્યાધિનું નિદાન લેભાગુ તથા વ્યાધિને મોટું રૂપ આપનાર અનનુભવી ડાકટર પાસે કોઇ દિવસ કરાવવું નહિ, પણ અનુભવી, ઠરેલ અને પ્રસન્નતા સેવનાર ડાકટરપાસે જ કરાવવું. ઘણા દરદીઓ આ સૂચનાનું ઉલ્લં-ઘન કરવાથી મિથ્યા ભ્રમમાં પડે છે અને નહિ વ્યાધિનો વ્યાધિ માની મિથ્યા દુઃખી થાય છે અને નિરંતર મિથ્યારોગની ભાવના કરી કરી પરિણામે ખરા રોગને ઉત્પન્ન કરે છે.

# પ્રકરણ ૨૮.

## માથું, મસ્તિષ્ક (Brain), મજ્જાતન્તુ (Nerves)ના વ્યાધિઓ.

### (અ) માથું દુઃખવુ, શિરોવેદના. Headache.

માથું દુઃખવું એ એક ચિન્હ છે અને તે વિવિધ કારણોથી

થાય છે. જઠરની અવ્યવસ્થાથી, માથામાં શરદી લાગવાથી, આધિથી, બંધકોશથી, મગજપર લોહીનો ધસારો થવાથી, મજ્જાતન્તુની નબળાઇથી, અતિશય મગજમારી કરવાથી, વગેરે વિવિધ હેતુથી માથાનો દુઃખાવો થઈ આવે છે. આંખના વ્યાધિમાં તથા જ્વરવગેરે વ્યાધિમાં માથાનો દુઃખાવો તેની સાથે થાય છે. આ સર્વમાં શિરોવેદના થવામાં અમુક અમુક ક્ષારની ન્યૂનતા કારણ છે અને તે આપવો એ ચિકિત્સા છે તથા ન્યૂન થયેલો ક્ષાર શોધી કાઢવો એ નિદાન છે. શિરોવેદના કોઇ ઇતર વ્યાધિના કાર્યરૂપ હોય તો તે વ્યાધિનું બલ ક્ષીણ થતાસુધી એ ભાગ્યે જ સારી થાય છે. ભિન્ન ભિન્ન ક્ષારો આ નિયમથી એમાં આપવામાં આવે છેઃ—

નં. ૪ઃ લોહીનો ધસારો મગજપર થવાથી થતી શિરોવેદના કે જેમાં આંખ લાલાશવાળી હોય છે, ગાલપર લોહી વધારે દેખાય છે, માથા ઉપર દુઃખતી જગાએ હાથ મૂકીએ તો ધબધબ અવાજ થતો હાથને જણાય છે તેમાં આ ક્ષાર અપાય છે. જ્વરમાં થતો માથાનો દુઃખાવો, અતિશય ઠંડી અથવા તાપને લીધે થતી શિરોવેદના, નાનાં બાલકોને થતી શિરોવેદના, માથું હલાવતાં અથવા નીચું જોતાં દુઃખાવો વધવો, ઠંડુ પાણી મુકવાથી આરામ લાગવો, તાળવાથી તે જમણી આંખસુધીનો ભાગ દુઃખવો.

નં. ૫ઃ બંધકોશ, યકૃત્ પોતાનું કામ નહિ કરે—આ બેથી થતી શિરોવેદનામાં આ અપાય છે. જો કપાળના ભાગમાં શિરોવેદના થાય છે તો ડાબી આંખની ઉપરના ભાગમાં થતી શિરોવેદના ઘણું કરીને આ ક્ષારને અને એથી નહિ મટે તો નં. ૧૧ને સૂચવે છે. મસ્તકના પાછલા ભાગમાં થતી શિરોવેદના આ ક્ષાર અને એથી નહિ મટે તો નં. ૮ને સૂચવે છે.

નં. ૬ઃ મજ્જાતન્તુની નબળાઇથી થતી શિરોવેદનામાટે, મગજમારી કરવાથી થયેલી શિરોવેદનામાટે, ઉજાગરાથી થતી શિરોવેદના; આધિ, તપી જનાર પ્રકૃતિ, વિદ્યાર્થીદશા એ આ ક્ષારને સૂચવે છે. માથાની પાછળના ભાગમાં દુઃખાવો કે જે ખાતાં સારો લાગે. બગાસાં આવ્યાં કરવાં, આળસ આવવું અને તેસાથે શિરોવેદના. ભૂખ વધારે લાગે અને રજોદર્શન વખતે માથું દુઃખે.

નં. ૮ઃ ન્યુરેલજિક શિરોવેદના. એમાં ભાલા ખોસાતા હોય તેવું ભાન થાય છે, વેદના રહી રહીને થાય છે, ગરમીથી-સેકવગેરે

કરવાથી આરામ થાય છે અને ઠંડું પાણી, ઠંડી હવા એને વધારે છે. આંખ આગળ તનખા દેખાય, પદાર્થો બે દેખાય, માથાના પાછલા ભાગમાં વધારે દુઃખાવો હોય અને માનસિક શ્રમ કરતાં વધે તથા જાથુક રહે તેમાં. આનાથી નહિ મટે તો પછી નં. ૧ આપી જોવો.

નં. ૯: નં. ૮ સૂચવાયા છતાં તેથી ન મટતી શિરોવેદના નં. ૯ને સૂચવે છે. બહુ જ સખત શિરોવેદના, જેમાં આંખમાંથી તથા નાકમાંથી પાણી નીકળ્યા કરે એવી શિરોવેદના. બંધકોશથી થતી શિરોવેદનામાં નં. ૫ અને તે પછી નં. ૯. સ્ત્રીઓને ઋતુસમયની આસપાસ થતી વેદના. જે શિરોવેદના સવારમાં વધારે હોય અને સૂર્યાસ્ત થતાં શમે. સુસ્તી અતિશય હોય તો તે નં. ૯ લેવાની નિશાની છે. સગર્ભા સ્ત્રીની શિરોવેદનામાં પ્રથમ આનો પ્રયોગ કરી જોવો લાંબા વખતની શિરોવેદના. સૂર્યાવર્ત. આધાશીશી.

નં. ૧૧: પિત્તથી થતી શિરોવેદના. કપાળના તથા લમણાના ભાગમાં જમણી બાજુએ થતી વેદના. પિત્તજ્વરમાં થતી શિરોવેદના. દુઃખાવાસાથે ચકરી આવતી હોય, સુસ્તી તથા ઉદાસી લાગતી હોય તો તે નં. ૧૧ને સૂચવે છે. ઋતુસમયે પ્રત્યેક વસંતમાં અને એકાએક થઇ આવતી શિરોવેદના. ચાલતાં લમણામાં થતો દુઃખાવો. સૂર્યાવર્ત. અવાજ સહન ન થાય, અંધારૂં કરી સુઇ જવું પડે તેમાં. જીર્ણ વ્યાધિમાં ૨૦૦x આપવામાં આવે છે. મેલેરિઅસ શિરોવેદનામાટે નં. ૧૧ અને પછીથી છેવટના ભાગમાં નં. ૯ અપાય છે.

નં. ૧૦: તાળવાના ભાગપર થતી શિરોવેદના. રુધિરમાં ખટાશ વધવાથી થતી શિરોવેદના, દારૂ અથવા દુધનો ઉપયોગ કરવાથી જણાતી શિરોવેદના. આમાં નં. ૧૦ સાથે નં. ૧ પણ આપવો.

નં. ૧: જે શિરોવેદનામાં કીડી ચટકા ભરતી હોય તેવું ભાન થાય તેમાં તથા માથું અતિ ટાઢું છે એવું ભાન થતું હોય તો. જઠરની અવ્યવસ્થાથી તથા વાને લીધે થતી શિરોવેદના.

નં. ૭: ખુલ્લી હવામાં જે સારી થાય અને બંધ ઓરડામાં તથા સાંજના ભાગમાં વધે તેવો શિરોવેદના આ ક્ષારને સૂચવે છે.

નં. ૨: ચકરી તથા ઉલટી સાથે થતી તથા આંખ ઉંડી પેશી ગઇ છે એવું ભાન થાય છે જેમાં તેવી શિરોવેદના. આખા માથાનો દુઃખાવો તથા કપાળના ભાગમાં વધારે દુઃખાવો.

નં. ૧૨: નબળો બાંધો, ગાર ત્વચા, ફીક્કો ચહેરો, શિથિલ સ્નાયુ એ નં. ૧૨ને સૂચવે છે.

આરસેનિકઃ—રહી રહીને થતી, ફાટ ફાટ થતી તથા બળતરાવાળી શિરોવેદના કે જેમાં ચાલવાથી આરામ લાગે છે તે, તથા અતિશય લખાઇ જવા જેવી સ્થિતિ, પેટમાં વાઢકાપ, તૃષા, બળતરા જેમાં હોય તે તથા બહાર ગરમી લગાડવાથી જેમાં આરામ થાય છે અને મધ્યરાત્ર પછી જે વધે છે તેમાં આ વપરાય છે.

જેમાં માથે ટાઢું પાણી રેડયું હોય તેવું લાગે છે તે શિરોવેદના કુપ્રમને સૂચવે છે; કપાળના અને આગળના ભાગમાં અતિશય લાગતી શિરોવેદના કાલિ જોડને સૂચવે છે.

આ બધા ક્ષારો શિરોવેદનામાં અપાતા જોઈ એકાએક એમ લાગશે કે એની ચિકિત્સા કરવી કઠિન છે, પણ તેમ નથી. બીજી સંસ્થાના ડાકટરો પાસે જશો તો તેઓ પણ અનુમાનથી જ ઔષધ આપશે અને તેમાં જેટલી ત્વરાથી વેદના શમશે તેના કરતાં આ ઔષધોથી વહેલી શમશે. વેદનામાત્રમાં એક કે બે ડોઝથી જ ગુણ થાય છે, તેથી ઉપર પ્રમાણેનાં ઔષધોમાંથી જેનું અનુમાન થાય તે ઔષધ એક બે વાર લઇ જોવું અને તેથી જો આરામ નહિ જ જણાય તો ઔષધ બદલવું. વળી આ ઔષધો ખાતાં પહેલાં નં. ૫, નં. ૧૧, નં. ૪ એનાં પોતાં મૂકવાથી પણ નિદાન તરત થઇ જાય છે. જેનાં પોતાં મૂકવાથી તમને લાભ જણાય તે ઔષધ પછી અંદર બહાર ઉપયોગમાં લેવું. આસાથે ઔષધોના વિરોધથી પણ ચિકિત્સા સહેલથી થાય છે. નં. ૫ તમે લઈ જોયું અથવા પોતું મૂકી જોયું અને તેથી જો વધારો લાગ્યો તો તરત જ નં. ૧૧ લેવું અને તેથી શિરોવેદના તરત શમી જશે અથવા ઘણો આરામ થઇ જશે.

## ( આ ) આધાશીશી ( Hemicrania. )

આનું ઔષધ નં. ૧૧ અને તેથી ન મટે તો નં. ૯ છે. ડાબા ભાગની નં. ૫ને સૂચવે છે. જમણી બાજુની નં. ૧૧ ને, પાછલા ભાગની નં. ૧૧ને, રજોદર્શન સમયની નં. ૬ને, ગમે તે બાજુની પણ જીર્ણ હોય તો તે નં. ૨ને સૂચવે છે. વિશેષમાટે વેદનાનું પ્રકરણ જોવું.

## ( ૬ ) નિદ્રાની અવ્યવસ્થા.

સ્વસ્થ નિદ્રા આવવી એ આરોગ્યનું ચિન્હ છે. તેથી નિદ્રાની અવ્યવસ્થા એ ગમે ત્યાં પણ રોગનું અનુમાન કરાવે છે. નિદ્રાસમયે મગજમાં લોહી પૂરૂં પાડનાર રક્તવાહિની શિરાઓ સંકોચાઇ જાય છે અને તેથી મગજમાં લોહી ઓછું થઇ જાય છે અને સ્વસ્થ નિદ્રા આવે છે. જ્યારે કોઇ પણ કારણથી એ શિરાઓ સંકોચાતી નથી ત્યારે લોહીનો ધસારો મગજપર ચાલુ રહે છે અને તેથી મગજનાં સેલ્સ જાગ્રત્ રહે છે. આ શિરાઓને સંકોચ કરવાનું સામર્થ્ય નં. ૬માં છે તેથી નં. ૬ એ ખાસ ઉપાય છે. એ શિરાઓને જે બલ સંકોચ પામવામાટે જોઇએ છે તે નં. ૬ આપે છે, અને બીજાં સ્વાપાવહ એટલે નિદ્રા આણનાર વિષરૂપ ઔષધ એ શિરાઓને માત્ર બહેર મારી નાંખે છે. તેથી નં. ૬ એ ઔષધ છે. જ્યારે એ શિરાઓના સંકોચાવાના સામર્થ્યના અભાવને લીધે નિદ્રાની અવ્યવસ્થા થાય છે ત્યારે નં. ૬ આપવું એ સ્પષ્ટ છે પણ જ્યારે જઠરની અવ્યવસ્થા, કૃમિનો સદ્ભાવ વગેરે બીજાં કારણોને લીધે નિદ્રા નહિ આવતી હોય ત્યારે તેની ચિકિત્સા કરવાની જરૂર રહે છે. આથી નિદ્રાનો અભાવ થયે, નિદ્રાની અવ્યવસ્થા થયે, નીચે પ્રમાણે ચિકિત્સા કરાય છે:—

નં. ૬: એ ખાસ ઔષધ છે. આધિજન્ય વિકૃતિને લીધે, શોકને લીધે તથા મજ્જાતન્તુને અવ્યવસ્થિત કરનાર બીજા હેતુને લીધે નિદ્રા નહિ આવે ત્યારે આ ઔષધ સૂચવાય છે. તેમ જ બગાસાં આવે, આળસ આવે, રાત્રિએ ઉંઘમાં ચાલવાની ટેવ ( Somnambulism ), બાલકો ઉંઘમાં બૂમ પાડે છે તે, વારંવાર સ્વપ્નાં આવવાં એઆદિ પણ નં. ૬ને સૂચવે છે. મજ્જાતન્તુની દુર્બલતાને લીધે નહિ આવતી નિદ્રામાં નં. ૬ ૪૦૦xનું અપાય છે.

નં. ૪. રક્તવાહિની શિરાઓની દીવાલના સ્નાયુ ઢીલા ઢબ થઇ જાય છે, લોહીનો ધસારો મગજપર રહે છે ત્યારે તે શિરાઓને સંકોચાવા નં. ૪ આપવામાં આવે છે. નં. ૪ અને નં. ૬ને વારાફરતી આપવું. નં. ૪ એ નિદ્રા આણનાર ઔષધ છે. પણ જે મનુષ્યો સાધારણ રીતે સ્વસ્થપણે ઉંઘી જાય છે તેમને એ નિદ્રાનો ભંગ કરનાર થઇ રહે છે. તેથી નિદ્રામાટે ૧૨xથી નીચેની પાવરનું નહિ વાપરવું.

નં. ૯: આખો દહાડો ઘેનજેવું રહે તો, તથા કેટલાક વ્યાધિઓમાં દરદી ઘેનમાં પડી રહે છે તો તેમાં નં. ૯ વપરાય છે. એ જાગૃતિ લાવનાર ઔષધ છે. પગ ઠંડા લાગે અને ઉંઘ નહિ આવે, ઉંઘ મોડી આવે તથા અસ્વસ્થતા સવારે જણાય અને ઉંઘમાં ચમકી ઉઠાય તો તે નં. ૯ને સૂચવે છે.

નં. ૧૧: પિત્તનાં ચિન્હો દેખાય અને તેને લીધે નિદ્રા નહિ આવતી હોય તો નં. ૧૧ ઉપાયરૂપ છે. ડાબે પડખે સુવાથી નિદ્રા આવે, અને જમણે પડખે સુવે તો પેઢુમાં ખળભળાટ થઇ નિદ્રા નહિ આવે આંખ મીચી પણ નહિ શકાય તો તે નં. ૧૧ને સૂચવે છે.

નં. ૧૦: જમણે પડખે સુવાથી નિદ્રા આવે અને ડાબે પડખે સુવાથી પેઢુમાં ખળભળાટ થાય અથવા નિદ્રા નહિ આવે તો નં. ૧૦ અપાય છે. એસિડિટી વધવાથી નિદ્રાનો ભંગ થતો હોય તો, ઘેન લાગે પણ ઉંઘ નહિ આવે ત્યાં આ ઉપાય છે એ એની ચિકિત્સાનો સાર છે.

નં. ૮: બંને પડખે સુવાથી ઉંઘ નહિ આવે, પેઢુમાં ખળભળાટ થઇ રહે, મગજ ભીંસાતું હોય તેવું લાગે, આવેશને લીધે ઉંઘ નહિ આવતી હોય અથવા અતિશય થાકને લીધે હોય ત્યારે નં. ૮ અપાય છે. બે ત્રણ ડોઝ આપવાથી જ નં. ૮ની અસર સમજાય છે. રાત્રિના પવનના સપાટા લાગવાથી નિદ્રાનો ભંગ થાય છે તેમાટે પણ નં. ૮ ઉપાયરૂપ છે.

નં. ૭: સ્પષ્ટ સ્વપ્નાં આવવાં એ એનું સૂચક છે.

નિદ્રાના અભાવમાં આ નિયમમાં ઔષધ અજમાવી જોવાં:— નં. ૬, ૧૧, ૧૦, ૪, ૮, ૯. આ ઉપરાંત નં. ૩ અને નં. ૧ પ્રસંગે અપાય છે. ખરાબ નહિ એવાં પણ ભયનાં સ્વપ્નાં આવે, નવા નવા દેખાવો દેખાય તો તે નં. ૩ને સૂચવે છે અને આળસ આવ્યા કરે, આળસ મરડયા કરે અને ઉદાસી રહે તેવી સ્થિતિ નં. ૧ને સૂચવે છે.

રાત્રિએ મોડું જમવું, પેટ ભરીને જમવું એ નિદ્રાનો ભંગ કરનાર છે. સુતી વખતે મન શાંત રાખવું અને બધા અવયવોને ઢીલા કરીને સુઇ જવું તથા પગને ગરમ રાખવા અર્થાત્ તેના પર ઓઢી રાખવું. આ સાધારણ નિયમ જાળવવા આવશ્યક છે-અગરજો રાત્રિએ મોડું ખાવાથી જ કેટલાકને નિદ્રા આવી જાય છે અને ભૂખ્યા રહે-

વાથી જાગૃતિ રહે છે. જેને નિદ્રાનો અભાવ થયો હોય તેને માટે ઉપર બતાવેલાં ઔષધમાંથી જે અનુકૂલ જણાય તેને દીર્ઘ સમય સેવવાની જરૂર રહે છે. અહિં એ પણ કહેવું જોઇએ કે કોઇક દિવસ નિદ્રા અસ્વસ્થ આવી તો તેટલાપરથી ઔષધ લેવા દોડવું એ ભૂલ છે. ઘણાં આગંતુક કારણો નિદ્રાનો પ્રસંગે ભંગ કરે છે પણ તે પોતાની મેળે શમી જાય છે અને અપેક્ષાવિના લીધેલું ઔષધ વિનાકારણ બોજારૂપ થાય છે. શરીરપ્રકૃતિ પોતે અપેક્ષિત ક્ષારોને અન્નાદિમાંથી ગ્રહણ કરવા પ્રયત્ન કરતી જ હોય છે. જ્યારે તે પ્રયત્નમાં તે સફલ નહિ નીવડે ત્યારે તેને મદદ કરવા ઔષધ લેવાય છે. જે વ્યાધિની તતકાલ ચિકિત્સા નહિ કરવાથી આગળ અધિક મહેનત પડે તેમ હોય તેને માટે જ તરત ઔષધ લેવાની જરૂર છે.

[ઉ] આંચકી, તાણ. (Spasms and Convulsions.)

આ સ્થિતિ ઘણાં કારણોથી અને ઘણા વ્યાધિમાં થાય છે. દુરાચાર, મોટું ભય, મજ્જાતન્તુવ્યૂહ તથા સ્નાયુને અતિશ્રમ, કૃમિ, ખટાશની વૃદ્ધિ, અતિશય ટંડા તથા ઉના પદાર્થનું પાન કરવું, દારૂ આદિ માદક પદાર્થો. દાંત આવવા, મરડાનું સખત રૂપ, કેફરૂં, ધતુરૂ ખાવું, કોલેરા,-વગેરે વિવિધ હેતુઓથી એ થાય છે. પણ એ થવાનું મુખ્ય કારણ માત્ર નં. ૮ની ન્યૂનતા છે. જ્યારે નં. ૮ની ન્યૂનતા થાય છે ત્યારે જ ઉપરનાં કારણો આ રૂપમાં પોતાના કાર્યને પ્રકટાવે છે. આની ચિકિત્સા આ પ્રમાણે છેઃ—

નં. ૮: આ એનો ખાસ ઉપાય છે, તેથી નં. ૮ તથા નં. ૧ વારાફરતી આરામ થતાસુધી ઉના પાણીમાં વારંવાર આપ્યા કરવા. દાંતખીલીમાં ( જેમાં જડબા ભીસાઇ જાય છે તેમાં ) આ બે ઔષધ ભેગાં કરી અવાળુપર ઘસવાં. આંચકી અથવા તાણ જ્યારે થાય ત્યારે દરદીના પગને ઉના પાણીમાં થોડો સમય બોળી રાખવા અને પછી લુછી નાંખી ગરમ વસ્ત્રથી ઢાંકી રાખવા. તોતડું બોલાય ( Stammering ( કુપ્રમ ), લખતાં હાથ ધ્રૂજે, બાલકી નજર વગેરે સર્વમાં આ નં. ૮ આપવાનો છે.

નં. ૧: દાંત આવતાં જે આંચકી થાય છે તેમાં આ ખાસ ઉપાય છે. તેમ જ નબળા બાંધાના બાલકમાટે પણ આ આપવાની જરૂર છે. સ્પષ્ટ ન સમજાય અને નં. ૮ની જ માત્ર જરૂર ચોક્કસ નહિ થાય ત્યાં સર્વત્ર નં. ૮ની સાથે નં. ૧ આપવો.

નં. ૬:—ભય વગેરે મજ્જાતન્તુવ્યૂહને દબાવી દેનાર હેતુથી જે આંચકી કે તાણ થાય તેમાં નં. ૬ અપાય છે. અતિશ્રમથી થતી આંચકી માટે પણ આ જ છે.

નં. ૧૨:—રાત્રિએ જ માત્ર આવી સ્થિતિ થતી હોય તો ત્યાં નં. ૧૨ તથા નં. ૧ આપવામાં આવે છે. આંચકી શમાવવામાટે નં. ૮ અને નં. ૧ આપવા પણ પછી અટકાવવામાટે નં. ૧૨ આપ્યા કરવો.

નિંદ્રામાં બૂમ પાડી ઉઠવી–કાલિબ્રોમ, દમને લીધે આંચકી—કુપ્રમ, રહી રહીને આંચકી આવવી અને તે રાત્રિએ તથા જલ પીવાથી સારૂં લાગવું તેમાટે બ્રોમા૦ સાથે સખત ઉલટી હોવી-કુપ્રમ, પગના સ્નાયુમાં થતી તાણુમાટે નં. ૧૧, ૬ છે.

(ધ) હીસ્ટીરીઆ, સાએટિકા, કોરીઆ, લખતાં હાથ ધ્રૂજવો (રાઇટર્સ ક્રેમ્પ), ધનુર્:-હીસ્ટીરીઆ પ્રસિદ્ધ વ્યાધિ છે. ઘણે ભાગે સ્ત્રીઓને જ થાય છે અને બીજા જે બેશી રહીને જીવન ગાળે છે તેને થવાનો સંભવ આવે છે. ઉદાસી, આર્તવની અવ્યવસ્થા, ગર્ભાશયનો સ્થિતિભ્રંશ વગેરેને લીધે આ વ્યાધિ થાય છે. એક વાર એ રોગની સત્તા જામે છે તો પછી એ નિત્યનો વ્યાધિ થઇ રહે છે અર્થાત્ વારંવાર થયા કરે છે અને તેની ચિકિત્સામાં ધૈર્યની ઘણી જરૂર રહે છે. હીસ્ટીરીઆનો આવેશ એક જોવાથી એનાં ચિન્હો તરત જ સમજાય તેવાં છે. એની ચિકિત્સામાં નં. ૬ એ પ્રધાન ઉપાય છે, અને તે ગમે તે કારણથી એ વ્યાધિ થયો હોય તો પણ આપ્યા જ કરવાનો હોય છે. કોઇ કોઇને નં. ૮થી જ સારૂં થાય છે. આર્તવની અવ્યવસ્થા વગેરેથી થયો હોય તો નં. ૯ અને નં. ૪ વારા ફરતી આપવાના છે. નં. ૯ અને નં. ૧૨ એ ગૌણ ઔષધ આ વ્યાધિમાં છે. હીસ્ટેરિકલ પેરાલાઇસીસમાં આરસેનિક અપાય છે. ઉંઘમાં ચાલવાની ટેવ, પીશાબમાં ધોળો પદાર્થ જવો, પ્રસ્વેદ થતાં સર્વ ચિન્હોમાં આરામ લાગવો એ નં. ૯ને સૂચવે છે. નં. ૧ આ વ્યાધમાં એક બે વાર દિવસમાં વચ્ચે વચ્ચે આપવાનું ઔષધ છે.

સુંદરસેનનું મૂળીયું ડાકોરમાં મળે છે. એના ત્રણ લસરકા ઘસી (પાણીમાં) દિવસમાં બેવાર પીવામાં અપાય છે તેથી ઘણાનો આ રોગ મટેલો જાણવામાં છે. એ મૂળીયું વાપરનારે કોળું, બટાકા, વાલ અને પંડોળું લેશ પણ ખાવાં નહિ.

સાએટિકા એ મજ્જાતન્તુનો દુઃખાવો છે. એ મજ્જાતન્તુ ઉરૂના પાછળ થઇને ઘૂંટણસુધી જાય છે. તે ભાગમાં દુઃખ થાય છે તેનું નામ સાએટિકા છે, ધસડતું હોય તેવું દુઃખ થાય છે, જડતા લાગે છે, બેચેની ઘણી રહે છે. થાક વધારે ચઢી જાય છે, જરા હાલચાલ કરવાથી સારૂં લાગે છે વગેરે. આ વ્યાધિ હઠીલો વ્યાધ છે તેથી એની ચિકિત્સા દીર્ઘ સમય સુધી કરવાની હોય છે. એની ચિકિત્સામાં મુખ્ય ઔષધો નં. ૬ અને નં. ૮ છે. નં. ૬ ખાસ ઔષધ છે અને નં. ૮ તાણ વગેરેમાટે ઉના પાણીમાં આપવામાં આવે છે. જો નં. ૮થી નહિ મટે તો નં. ૧ આપવો. નં. ૧ ગાળે ગાળે–સવારમાં એક વાર રોજ આપવો સારો છે. (ગાઉટનાં ચિન્હો દેખાય તો તેમાટે નં. ૧૧ વધારામાં આપવો). જીર્ણ વ્યાધિમાં નં. ૧૨ અપાય છે. રાત્રિએ થાય તથા ગરમીથી આરામ લાગે તો આ-રસેનિક, સવારે વધારે લાગે તો તેમાં કાલિપગજોડ; અને પાર અવિ-શ્રાન્ત રહે તો ઝિન્કફોસ અપાય છે. આ દરદવાળાએ શરદી અને ભેજથી દૂર રહેવું.

કોરીઆની ચિકિત્સા (ज) માં જણાવ્યા પ્રમાણે થાય છે. નં. ૮ મુખ્ય ઔષધ છે; નં. ૧ વચ્ચે વચ્ચે અથવા નં. ૮ની સાથે વારા ફરતી અપાય છે, નં. ૬, નં. ૧૦ તેનાં ચિન્હોથી અનુમાન થતા આપવા, વ્યાધિ હઠીલો થાય છે તો અથવા કૃમિને લીધે થ-ચેલો જણાય, આંચકી આવે, ભયંકર સ્વપ્નાં આવે, આંખનો દેખાવ વિરૂપ થઇ જાય, ચહેરો ફીક્કો થાય, અતિશય ભૂખ તથા તૃષા લાગે, મોં સુઝી જાય તો તેમાં નં. ૧૨ આપવામાં આવે છે અને દીર્ઘ સમયના વ્યાધિમાં નં. ૯ પણ ઉપયોગ કરી જોવામાં આવે છે.

લખતાં હાથ ધ્રૂજવો;—હસ્ત, આંગળાં વગેરેના સ્નાયુને અધિક શ્રમ પડવાથી આ સ્થિતિ થાય છે. દરજી, લેખક, હારમોનિયમ અને પિઆનો વગાડનાર વગેરેને જ એ થાય છે. નં. ૮ એનું ખાસ ઔષધ છે અને સંધિવાની શંકા હોય તો નં. ૧૦ એની સાથે અપાય છે.

ધનુર્ ધાય છે તેમાં પણ નં. ૮, ૬, ૧, એ જ ઉપાયો છે. મજ્જાતન્તુવ્યૂહપર સત્તા ધરાવનાર નં. ૬ અને નં. ૮ એ બેજ ઔષધો છે અને તે સાથે નં. ૧ને સંબંધ છે. આથી આ ત્રણ ફોસ્ફેટ આ વ્યાધિમાત્રમાં ચાલે છે. જ્યારે બીજી સંસ્થાઓપ્રમાણે

આ તન્તુના વ્યાધિઓની ચિકિત્સા કઠિન પડે છે, એનું નિદાન કરવું અત્યંત કઠિન પડે છે, ત્યારે આ શાસ્ત્રના નિયમથી એમાં ઉંડા નિદાનની ઔષધ આપવામાટે ખાસ જરૂર રહેતી નથી. કેમકે ઘણું કરીને બધા જ વ્યાધિઓમાં નં. ૮-૬-૧ આપવાના હોય છે અને નં. ૬ અને નં. ૮નાં ખાસ ચિન્હો તરત સમજાઇ આવે છે. દરદી ઢગલો થઇ જાય તો ત્યારે નં. ૬, કાલિઆર૦, આરસેનિક જોડ અપાય છે.

### (ઐ) માનસિક ચિન્હો.

નં. ૪: ક્રોધની અસર. નાહિંમત થવું, નિરાશા લાગવી, સહેજ સહેજમાં અકળાવું.

નં. ૬:—માનસિક થાક; ઉદાસી; નપુંસકપણું; સ્મરણશક્તિ જતી રહેવી; બાલકોનું ચીડીયાપણું; સદા ભયભીત રહેવું; ઉંઘમાં ચાલવું; સહેજ અવાજ થતાં જાગી ઉઠવું; ઉંઘમાં બોલ બોલ કરવું; જાગ્રતમાં લવારો કરવો; પૈસા સંબંધી ચિન્તા; એકાન્ત શોધવું; અવાજ નહિ સહન થવો; નિરૂત્સાહપણું; ભ્રમ; ગાંડપણુ; રાત્રે બાલકોનું ચોંકી ઉઠવું; બગાસાં આવ્યાં કરવાં; ઉંઘમાં રડવું; નાની વાતને મોટું રૂપ આપવું.

નં. ૧૧:—આપઘાત કરવાની વૃત્તિ થવી; માથું ફુટવાથી અથવા માથે વાગવાથી થતાં માનસ ચિન્હો. ઉદાસ થઇ રહેવું.

નં. ૮:—ઇન્દ્રિયોને ભ્રાન્તિ થવી; ભૂલકણો સ્વભાવ; માનસશ્રમ નહિ થઇ શકવો.

નં. ૯:—અતિશય દીલગીરી, ભાવિની ચિન્તા, દુઃખની વાતો કરવી ગમવી, દિલાસો કોઇ આપે તો તેથી અવ્યવસ્થા વધવી, એકાન્તની રૂચિ.

નં. ૧૦:-ચીડીયાપણું, નજીવી વાતમાં ચીડાઈ જવું, ચિન્તાતુરપણું, ભયભીત રહેવું, ફરનિચર માણસ છે એવું ભાન થવું, ઓરડામાં પગનો અવાજ સંભળાયા કરવો.

નં. ૧૨:—પોતે એકી વખતે બે સ્થળે છે એવું ભાન થવું. ટાંકણી સંબંધનું ગાંડપણુ, ઘેર જવાની અને સગાંવહાલાંની પાસે જવાની વૃત્તિ થયા કરવી. પૂર્ણિમાવખતે તથા ઋતુ બદલાતાં અને વાદળાં થઇ આવે ત્યારે વધતાં માનસચિન્હો.

નં. ૩:—ઢગલો થઈ જવાની સ્થિતિ અને પૈસા જતા રહ્યા

છે એવો અકારણ ભય. સંશયાત્મક સ્વભાવ. સ્મરણશક્તિ જતી રહે તો તે માટે કાલિફોસ્ફોરિકમ૰ અપાય છે. [નં. ૬]

## (ઓ) ચકરી આવવી, ફેર આવવા (VERTIGO) તથા બેશુદ્ધ થવું.

ચકરી આવવી, ફેર આવવા, ઘર ફરવું વગેરે ચિન્હોને Vertigo, giddiness, dizziness નામો અપાય છે. તથા તે મગજપર લોહીનો ધસારો થવાથી, પિત્તના વિકાર વગેરે વિવિધ કારણોથી થાય છે. તેમાં જઠરના વિકાર અને મગજની અવ્યવસ્થા એ બે મુખ્ય હેતુ છે. આથી એની ચિકિત્સા નીચેપ્રમાણે કરાય છે:—

નં. ૪: માથાઉપર લોહીનો ધધારો થવાથી ફેર આવે છે તો. આમાં ચહેરો લાલ દેખાય છે, ધબક ધબક લાગતી વેદના થાય છે, નીચે વળવાથી આ ફેર વધે છે. દિવસના ભાગમાં થતા આ ચિન્હમાટે આ છે.

નં. ૬: સર્વસાધારણ ઉપાય છે. નં. ૪નાં ઉપરનાં ચિન્હોમાં પણ.

નં. ૭: ઉભા થતાં તથા ઉંચે જોતાં ચકરી આવે તો અથવા નં. ૪ માં જણાવેલી હકીકત સાંજના ભાગમાં જણાતી હોય તો;

નં. ૧૧: પિત્તની અવ્યવસ્થાથી થતી ચકરીમાટે આ છે; જમણે પડખે સુવાથી આ ફેર વધે છે.

નં. ૮: આંખના યંત્રની ખામીને લીધે આવતી ચકરી;

નં. ૧ તથા ૧૦: ખટાશની વૃદ્ધિ થવાથી આવતી ચકરીમાટે; ડાબે પડખે સુવાથી આ ફેર વધતા દેખાય છે; લોહી ઓછું થવાથી આવતી ચકરી.

વૃદ્ધાવસ્થાને લીધે થતી ચકરીમાટે આયોડા૰, બેરી. ફોસ, અને નં. ૧૨ છે; ચકરીસાથે સખત શિરોવેદના હોય તો નં. ૧, ૧૨ છે; માથું ગોળ ફરતું લાગે તો નં. ૪, ૧, ૬, ૯, ૧૧ છે; ગાડીમાં જતાં હોઇએ તેવું લાગે તો નં. ૪; પડી જવા જેવું લાગે તો નં. ૧, ૧૨ છે; વહેતું પાણી જોવાથી થતી ચકરીમાટે નં. ૪ ૮, છે; ચકરીસાથે હાથ પગ આદિ ધ્રૂજે તો નં. ૧, ૪, ૬, ૯ છે. વળી અતિશય ચકરી નં. ૯, ૧૧ ને સૂચવે છે; જીર્ણ નં. ૬ ને સૂચવે છે; સવારે લાગતી નં. ૯, ૧૧, ૧૨ને સૂચવે છે, પથારીમાં

બેઠાં થતાં અથવા ઉઠતાં લાગતી નં. ૯ને, સુવા જતાં લાગતી નં. ૪ને, ચાલતાં લાગતી નં. ૧, ૪, ૯, ૧૨ને સૂચવે છે. નીચે વળતાં લાગતી નં. ૯, ૧૨, ૬ને સૂચવે છે, ખાધા પછી આવતી નં. ૭ને લોહીનો માથાપર જમાવ થવાથી થતી નં. ૪ને, માથે પ્રસ્વેદ થતો હોય તો તે નં. ૧, ૧૧ને સૂચવે છે.

બેભાન થઇ જવું, બેશુદ્ધ થઇ જવું એમાં નં. ૬ ઉપાય છે; પડવાથી, ઠંડા સ્થાનમાંથી ગરમ સ્થાનમાં જવાથી, ખરાબ અશુદ્ધ હવાથી, થાકથી, લાંબો વખત નિરાહાર રહેવાથી, શોકભયઆદિ આવેશને વશ થવાથી વગેરે હેતુથી આ સ્થિતિ થાય છે;

(ઔ) પારેલિસિસ, એપોપ્લેક્સી (Paralysis, Palsy, Apoplexy): શરીરનું રહી જવું (Paralysis) પક્ષઘાત(Hemiplegia), સ્થાનિક વાયુ ( Local Palsy ) જેવા કે અર્દિતવાયુ (અડદીયો વા), જીભના સ્નાયુયંત્રનું રહી જવું વગેરે; કંપવા (Shaking Palsy), બાલવાયુ (Infantile palsy), વગેરે વિવિધ ભેદો પારેલિસિસના પાડવામાં આવે છે, પણ આ શાસ્ત્રમાં ચિકિત્સાને માટે તે ખાસ જરૂરના નથી; ચિકિત્સામાં નં. ૬ એ પ્રધાન ઉપાય છે; તે ઉપરાંત નં. ૮, ૧, ૪, ૧૦ અને ૧૨ વપરાય છે; એ સર્વનાં ચિન્હો આ પ્રકરણમાં સૂચવાઇ ગયાં છે તેથી પુનરુક્તિ કરવા જરૂર નથી; આ વ્યાધિઓની ચિકિત્સા કુશલ, અનુભવી ડાકટરદ્વારા થવા જરૂર છે.

એપોપ્લેક્સી:—આ વ્યાધિનું નિદાન કરવું એ અત્યંત કઠિન છે; મગજની રક્તવાહિની શિરામાં લોહીનો જમાવમાત્ર થયો છે કે તેમાંથી કોઇ તૂટીને ત્યાં લોહી પડ્યું છે એ ચોકસ કરવું કઠિન છે; છતાં અત્રની ચિકિત્સામાં ખાસ વાંધો આવે તેમ નથી. આ વ્યાધિ થતાં જ દરદી જમીનપર પડી જાય છે, બેભાન થાય છે અને ગતિ કરી શકતો નથી; પગ હાલી ચાલી શકતા નથી અથવા એક બાજુ સાફ રહી જાય છે; જીભ તોતડાય છે અથવા બિલકુલ બોલી શકાતું નથી. ચહેરો લાલ થાય છે અથવા ભુરો થાય છે અને સુઝેલો દેખાય છે; મોઢે ફીણ આવે છે, શ્વાસ ધીમો પડે છે અને દરદી ઘોરતો હોય એવું કંઈ ભાન થાય છે; નાડી અવ્યવસ્થિત થાય છે; આરંભમાં નબળી અને ધીમી થાય છે પણ પછી જોરથી અને વેગથી ચાલે છે. આ વ્યાધિ મહાભયંકર વ્યાધિ છે અને એની ચિકિત્સામાં કુશલ ડાકટરની તરત જ જરૂર રહે છે; અનનુભવીએ આમાં પોતાના

પર કોઇ દિવસ વિશ્વાસ રાખવો નહિ પણ તરત જ અનુભવીને એ કેસ સોંપી દેવો ઘટે છે. આ વ્યાધિ થતા પૂર્વે કેટલાંક સૂચક ચિન્હો થાય છે તે જો ધ્યાનમાં લેવાય છે અને તેના ઉપરથી ઉપાય થાય છે તો એ વ્યાધિ થતો અટકે છે અથવા થાય છે તો ઉગ્ર રૂપ ધરતો નથી. સુઇ રહેવાની, ઉંઘ્યા કરવાની જ ઇચ્છા થવી, ઉંઘ આવે ત્યારે ઘોર નિદ્રા ઘોરતો હોય તેવા અવાજસાથે આવવી, રાત્રિએ છાતી ભીંસાવી, દાંત કકડવા, વારંવાર બગાસાં આવ્યા કરવાં, શિરોવેદના, મગજની નસોનો ફુલાવો, સ્મરણશકિત જતી રહેવી, ઉદાસી લાગ્યા કરવી, રડવું આવ્યા કરવું, વાણીમાં સ્ખલન થવું ઇત્યાદિ ચિન્હો પૂર્વે થાય છે. આમાંનાં ઘણાં ખરાં થાય છે. તેથી આ ચિન્હોનો સમુદાય જણાતાં સાવધ રહી ચિકિત્સા કરાય તો સારૂં છે. ચિકિત્સા આ પ્રમાણે કરાય છે:—

નં. ૪: રક્તવાહિની શિરા ત્રૂટી હોય તેને સાંધી દેવા, અને પડેલા લોહીને ખસેડવામાટે આ ખાસ ઔષધ છે; આ વ્યાધિનું આ ખાસ ઔષધ છે ને નં. ૩ની સાથે વારાફરતી અપાય છે. આ બે શરૂ થતા પૂર્વે અપાય છે તો વ્યાધિ થતો અટકી જાય છે. થયા પછી પણ આ બે જ મુખ્ય આપવાનાં છે. એ વ્યાધિના વલણની સામે નં. ૧ છે.

નં. ૮ અને નં. ૬: નં. ૮ આંચકી કે તાણ થાય તો તે-માટે અને નં. ૬ પહેલાં અથવા પછી પક્ષઘાતમાટે, મનની અવ્યવસ્થામાટે.

નં. ૧૧: જ્યારે મગજપર લોહીનો ભારે ધસારો જણાય ત્યારે. આ વ્યાધિની પૂર્વે જ આ ખાસ ઔષધરૂપે અપાય છે. પિત્તવિકૃતિ-માટે તો આ પ્રસિદ્ધ જ છે.

નં. ૧૨: ડો. સુસ્લર આ ઔષધને જ પ્રધાનપણે આ વ્યાધિમાં વાપરવાનું જણાવે છે.

નં. ૫: લોહીનો ગઠ્ઠો જે પછીથી મગજમાં બાઝી રહે છે તેને ખસેડવા આ આષધ છે. તેથી એ એપોપ્લેકસી શમી તેના પરિણામમાં પારેલિસિસ થાય છે તો તેમાટે અપાય છે.

### (ઑ) ફેફરૂં, વાઇ અથવા એપિલેપ્સી (Epilepsy).

આ વ્યાધિનું સ્વરૂપ એક બે કેસ જોવાથી જ સ્પષ્ટ થઇ જાય છે. કેટલેક સ્થળે એ વ્યાધિ વારસામાં ઉતરે છે. દુરાચાર તથા

વ્યભિચારાદિથી એ ક્વચિત્ થાય છે અને ઘણામાં તો કૃમિ પણ એના હેતુરૂપ હોય છે. ફેફરૂં આવે છે ત્યારે શરીરના અર્ધ ભાગના સ્નાયુમાં બીજા અર્ધ કરતાં વધારે અસર થયેલી દેખાય છે; આંખમાં તાણ આવે છે, આંખ ચારે તરફ ફરે છે અને આખરે સ્તબ્ધ થઇ આંખનો માત્ર ધોળો ભાગ દેખાય છે; દરદીની મુઠ્ઠીઓ જોરથી વળા જાય છે અને જડબાં પણ ભીસાઇ જાય છે; દરદીને મોઢે ફીણ આવે છે અને તેની જીભ કરડાઇ જાય છે; ચહેરો શ્યામરક્ત અથવા ભૂરો ફિક્કો થાય છે અને વખતે વારાફરતી આ રંગો દેખાય છે; ઝાડોપીશાબ અભાનમાં થાય છે. એનો આવેશ થોડો સમય ચાલે છે, પછી એ શમી જાય છે, પણ પુનઃ થોડી વારમાં બીજો હુમલો આવે છે. આમ એક પછી એક થાય છે અને દરદી છેક લખાઇ જાય છે. આ હુમલામાં દેહ છૂટી જવાના દાખલા ક્વચિત્ જ બને છે. ઘણુંખરૂં તો એ આવેશ શમી જાય છે અને પછી વ્યાધિ જાથુકનો થઇ રહે છે તો અંતરે અંતરે આવા હુમલા થાય છે. આની અસર મનઉપર તો થાય જ છે અને આ વ્યાધિથી કવચિત્ ગાંડપણ થયેલું જોવામાં પણ આવે છે. એની ચિકિત્સા આ પ્રમાણે કરાય છેઃ—

નં. ૫: તથા કેલશિઅમ આરસેનિક ૬x 6 આ ખાસ ઔષધ છે. બીજું ઔષધ લેવું પડે તોપણ આ તો ચાલુ જ રાખવાનું હોય છે. એ હુમલાની વચ્ચે પણ, પછી એનો હુમલો ન થાય તેમાટે આપ્યા કરવાનું હોય છે.

નં. ૮: તાણ અને આંચકી આવે છે તો તેમાટે આ અપાય છે. ઉના પાણીમાં વારંવાર આ આપવું પડે છે.

નં. ૧: વચ્ચે વચ્ચે અને ખાસ કરીને જેને દુરાચારથી આ વ્યાધિ લાગુ થયો હોય અથવા જેનો શરીરબાંધો બહુ દુર્બલ હોય તેને.

નં. ૧૨: જે તાણ અથવા આંચકી રાત્રિએ જ વધારે આવતી હોય અથવા પૂર્ણિમાના સંધિમાં આવતી હોય અને તેને માટે નં. ૮ને બદલે આ અપાય છે.

નં. ૧૦: કૃમિથી થતા ફેફરામાં આ ખાસ ઔષધ છે.

ડૉ. સુસ્લર આ વ્યાધિમાટે નં. ૫, નં. ૯, નં. ૧૦, નં. ૬ અને નં. ૮નો ચિન્હોપ્રમાણે ઉપયોગ કરવા સૂચવે છે. હીસ્ટીરી-

આના સંબંધમાં જણાવેલું સુંદરસેનનું મૂળીયું પ્રસંગે આમાં પણ લાભ કરે છે.

## (અ:) સન્નિપાત.

આ એક ચિન્હ છે અને તેની ચિકિત્સા આપ્રમાણે છે:—

નં. ૪: જ્વરસહિત સંનિપાત હોય તો તેમાં.

નં. ૯: ગમે તે વખત વાનો ચાળો થઇ આવે કે જેમાં દરદી ઉઠી ઉઠીને દોડે, ગમે તે લવે તો તેમાં તથા સુરાસંનિપાતમાં આ અપાય છે. એનાથી લાભ નહિ થાય તો નં. ૬ આપવો. દારૂ પીવાથી થતો સંનિપાત તે સુરાસંનિપાત છે. એમાં નં. ૯ અને નં. ૬ ઉપાય છે તથા જઠરની અવ્યવસ્થામાટે નં. ૧૦ અપાય છે.

આ વ્યાધિઓ ઉપરાંત મગજના પડદાનો વરમ (Meningitis) (નં. ૧૧ ખાસ ઔષધ છે, નં. ૪ તથા નં. ૧૧ વારાફરતી આપવા, પછી વરમની દ્વિતીય ભૂમિકા થાય ત્યારે નં. ૫ અને નં. ૧૧ વારાફરતી, નં. ૧ દિવસમાં એક બે વાર), મગજનો વરમ (Inflammation of the Brain, ) એમાં જોઇતાં ઔષધ નં.૪,૫, ૬, ૯, ૧ ) ગાંડપણ (Insanityનં. ૬), મગજ પોચું પડી જવું ( softening of the Rrain ), મગજનું ડોળાવું (Concussion of the brain નં.૬ ) મગજનું દબાવું (Compression of the brain) વગેરે વિવિધ વ્યાધિઓ થાયછે. પણ તેનું નિદાન કુશલ અનુભવી ડાકટર જ કરી શકે છે તેથી તેનું પ્રતિપાદન આ લઘુ ગ્રંથમાં અસ્થાને ગણ્યું છે. એ વ્યાધની ચિકિત્સા પણ અનુભવીને હાથે જ કરાવવી કેમકે એમાં દવા આપવા ઉપરાંત બીજી ઘણી સાવધાનતા અને માવજત કરવાની હોય છે.

મેનિન્જાઇટિસ–મગજના પડદાના વરમમાટે આ પ્રમાણે ઔષધની ભલામણ કરાય છે:—

મુખ્ય ઔષધ આરંભની ભૂમિકામાં નં. ૪ અને ૫ છે. પછીથી નં. ૬ આપવાનો હોય છે. તેસાથે હાઇડ્રોકેફાલોઇડ થાય ત્યારે ઝીંક ફોસ. ૬x અપાય છે. એ વ્યાધિ ટયુબરકયુલર હોય છે તો કેલ્કેરીઆ ફોસ. અપાય છે અને એમાં દરદીને આંચકી આવે છે, સખત વેદના થાય છે, એ બુમ પાડે છે તે વગેરેમાટે કુપ્રમ અપાય છે. તથા તેમાં સખત શિરોવેદના થાય છે તેમાટે કાલિ. ફોસ. અપાય છે,

હોમિઓપથીસંસ્થામાં આ વ્યાધિમાં મસ્તિકની લાગણી તીવ્ર થતી જણાતાં બેલાડોના ૩x દરેક કલાકે અપાય છે અને પક્ષાઘાતના ચિન્હ જણાતાં ઝિન્ક. સાયનેટમ ૪x બે બે કલાકે અપાય છે, અને એ દવા કેટલા અઠવાડીઆ સુધી આપ્યા કરવાની હોય છે તથા એની ખાસ ભલામણ કરાય છે. જો ટ્યુબરક્યુલર મેનિ૦ હોય તો જ આ દવા નથી અપાતી, અને શ્વાસકેન્દ્રનું રૂંધન જણાય તો ઓપીઅમ ૩x અપાય છે.

**(क) પગે પરસેવો થયા કરવો, રાત્રિએ પરસેવો થવો.**

આ એક ચિન્હ છે અને તે સામાન્ય રૂપમાં હોય ત્યાંસુધી એને માટે કંઇ પણ કર્તવ્ય રહેતું નથી, પણ કેટલાક માણસોને હાથે અને પગે-પગને તળીએ-એટલો બધો પરસેવો વારંવાર થયા કરે છે કે કોઇ પણ પદાર્થને તે સ્પર્શ કરી શકતા નથી. જેને તે હાથમાં લે છે તેના પર ડાઘા પડે છે. આવી સ્થિતિ હોય તો તેને માટે ચિકિત્સા કરવાની રહે છે. તેમ જ શિયાળામાં રાત્રિએ પરસેવો થાય અને તેસાથે નબળાઇ લાગે તથા બીજો ખાસ વ્યાધિ અથવા તેનું કારણ નહિ દેખાય તો તેની ચિકિત્સા નીચે પ્રમાણે થાય છે. આ બંને ચિન્હોની ચિકિત્સા એક જ છે. નં. ૧૨ એ પ્રધાન ઔષધ છે. એ થોડા દિવસ આપી જોવું અને એથી જો નહિ આરામ થાય તો જ નં. ૯ અજમાવી જોવો. ( નબળાઇમાટે નં. ૧ છે. )

**(ख) અફીણનું વ્યસન.**

નં. ૧૦:—આ ઔષધના સૂક્ષ્મ ડોઝ ત્વચાની અંદર પીચકારીથી આપવામાં આવતાં અફીણ ખાવાની ઇચ્છા ઓછી થઇ જાય છે. નં. ૧૦-નું પ્રમાણ ધીમે ધીમે વધારતાં જવું પડે છે. બે એક માસમાં એ વ્યસન મટી જાય છે. આ જ પ્રમાણે નં. ૬ પણ એ વ્યસન છોડાવવામાં મોટું ઉપયોગી ઔષધ છે. નં. ૬ ૩xનું વાપરવું. નં. ૧૦ એનું સંપસારીક ગણાય છે.

---

# પ્રકરણ ૨૯.

## ત્વચાના વ્યાધિઓ.

કેટલાક ત્વચાના વ્યાધિઓ જેવા કે શીતલા, ઓરી, રતવા વગેરે, પૂર્વે વર્ણન કરાયા છે તેથી અત્ર તે સિવાયના બીજાનું

વર્ણન કરવાનું રહે છે. એનાં વિવિધ નામો એલોપથીસંસ્થા આપે છે અર્થાત્ ઘણા વિભાગો પાડે છે. એ બધા વિભાગ અત્ર ચિકિત્સામાટે જાણવાની જરૂર નથી. અત્ર નીચેના નિયમપ્રમાણે ચિકિત્સા કરાય છે.

## ( अ ) સામાન્યચિકિત્સા.

જુઓ પરિશિષ્ટ ૧—ત્વચાચૂર્ણ.

નં. ૪:—ત્વચાના બધા વ્યાધિઓમાં આરંભમાં આ ઉપાય છે. જ્યારે ત્વચાપર લાલાશ દેખાય છે, દાહ થાય છે ત્યારે, વરમના આરંભમાં.

નં. ૫:—વરમની બીજી ભૂમિકામાં. શરીરના ગમે તે ભાગમાં ફોલ્લી વગેરે થાય છે કે જેમાંથી ધોળો અને ઘટ્ટ રસ નીકળે છે ત્યારે તે દશામાં આ ઔષધ છે. મસા, ખીલ, આંટણુ, દૂધની પોપડી ( જે નાનાં બાળકોને બાઝે છે અને જેમાં ધુલાજેવી પોપડી ઉખડે છે તે ) નં. ૫ને સૂચવે છે.

નં. ૭:—વરમની તૃતીય ભૂમિકા કે જ્યારે અંદરથી પીળો, ચીકણો પદાર્થ નીકળે છે. જે ફોલ્લી, ફોડલા વગેરેમાંથી આવો રસ નીકળતો હોય તેમાં નં. ૭ ઉપાય છે. ત્વચા ઉપર ચીકાસ લાગતી હોય તો તે, તથા પાતળી પીળી પોપડી ઉખડતી હોય તો તે નં. ૭ને સૂચવે છે. ચામડી ઉખડી જવામાં અને નવી સારી ચામડી આણવામાં આ ક્ષાર ઉપયોગી છે. જે ફોલ્લી વગેરે એકદમ શમી જાય તેમાટે નં. ૭ છે. નખ બરાબર વધે નહિ, ચામડી ઉખડ્યા કરે, સુકું ખરજવું, અને ખોડો એ નં. ૭થી મટે છે.

નં. ૮:—લુખસ અથવા ચેળમાટે. જન્તુદંશજેવાં ચકામાં.

નં. ૯:—સર્વ જાતની ફોલ્લી, ફોડકા, મોતીયા (Vescicles) કે જેમાં અંદરથી પાણીમાત્ર નીકળતું હોય તે નં. ૯ને સૂચવે છે. જીભનો દેખાવ સ્વચ્છ છતાં આસપાસ પાણીના પરપોટા દેખાય તો તે નં. ૯ને સૂચવે છે. ચામડી રૂક્ષ લાગે અને ચીરા પડે તથા ઘણું પાણી ઝરે તો તે નં. ૯ને સૂચવે છે. મીઠાની ન્યૂનતા અથવા અધિકતાથી થતા વ્યાધિઓમાત્ર નં. ૯ને સૂચવે છે. જન્તુના ડંખથી થતા રોગ નં. ૯ને સૂચવે છે.

નં. ૧૦:—જ્યારે અંદરથી ક્રીમજેવો પીળો અથવા મધના રંગનો રસ નીકળતો હોય ત્યારે. ખટાશનાં ચિન્હો નં. ૧૦ને સૂચવે છે.

નં. ૬:—ખરજવું વગેરે સ્ફોટકમાં લોહીમાત્ર નીકળતું હોય તો તે નં. ૬ને સૂચવે છે. પાણીજેવું લોહીમાત્ર નીકળતું હોય તો તે, ચેળ આવતી હોય તો તે નં. ૬ અથવા નં. ૮ને સૂચવે છે.

નં. ૧:—જેમાંથી ઘટ્ટ સ્વચ્છ રસ નીકળતો હોય તે નં. ૧-ના પ્રદેશમાં છે. જેમાં ચેળ બહુ આવતી હોય તો તેમાં પણ આ ૪xનું નં. ૬ની સાથે અપાય છે. સ્ક્રોફ્યુલસ પ્રકૃતિવાળાને પણ આ આપવાનો હોય છે. અતિશય સ્વેદ.

નં. ૨:—પગને તળીયે ચળ આવતી હોય તો તેમાં. પીળું પરૂ નીકળતું હોય તો તે નં. ૨ને દર્શાવે છે.

નં. ૧૨:—પરૂ અથવા લોહીમિશ્રિત પરૂ, ભાંગેલા નખ, પગનો પરસેવો, નાનાં બાલકોને માથે થતો પરસેવો એઆદિ નં. ૧૨ને સૂચવેછે.

નં. ૧૧:—પીળો પાણીજેવો રસ જ્યારે નીકળે ત્યારે.

નં. ૩:—ચીરા, ફાટ પડી જવી, ચામડી ફાટી જવી, કકડણ ધારવાળા ફોડલા-એ સર્વ નં. ૩ને સૂચવે છે.

બહારથી ગરમીનું ભાન થાય અને અંદરથી ઠંડીનું ભાન થાય તેમાટે ફેરમ આરસેનિક તથા આરસેનિક છે.

ઉપદંશ જેને થયો હોય, સ્ક્રોફ્યુલા જેને હોય તેને માટે તેના ખાસ ઉપાયો કરતા રહેવું. તેમને થયેલા ત્વચાના વ્યાધિઓ મટવા ઘણા કઠિન છે. બીજા પણ ત્વચાના વ્યાધિઓ એક બે દિવસમાં સાફ મટી જતા નથી પણ વધારે સમય દવા લેવા પડે છે.

## ( આ ) વિશેષચિકિત્સા.

તાલ પડવી નં. ૧,૨ ૧૩. વાગવાને લીધે હોય તો નં.૫, ૯, ૭. શીળવા, શિલસ્થઃ નં. ૬. ચળ, લુખસ-નં. ૬ તથા નં. ૮. હરાઝ. ધાવર, દાદર—નં. ૧૧ (૪૦૦x), નં. ૫, નં. ૧૦. મસા—નં. ૫, ૧૧. અાટણ—નં. ૫. ટાઢથી થતા ફ્રફોલા—નં. ૪, ૬. સુકું ખરજવું હાથપર નં. ૩, સામાન્ય નં. ૭, પછીથી આરસેનિક અને સલ્ફર, જીર્ણમાટે આરસેનિક જોડ. ચળ તથા બળતરાસાથેના સુકા ખરજવામાં આરસેનિક, ઔપદંશિક હોય તો આરસેનિક જોડ, દાઢીપર હોય તો આરસેનિક જોડ; લીલું ખરજવું—નં. ૫, ૧૨, ૨; ચગમાટે નં. ૮. ખીલ—નં. ૫. શ્લીપદ (Elephantiasis) નં. ૫, કાલિજોડ. ખસઃ—નં. ૧૨. (આમાં જન્તુને મારનાર કોઈ ઔષધ બહાર ચોપડવાની જરૂર છે.

ખસના પૂર્વરૂપમાટે નં. ૯)—આઆદિ વ્યાધિમાં આ પ્રમાણે ચિકિત્સા થાય છે પણ તે ઉપરના સામાન્ય નિયમથી જાણી શકાય તેમ છે. સ્કર્વીમાટે નં. ૬ છે.

ગડ, ગુમડું અને પાકું.(Abscess, Boil & Carbuncle).

આ ત્રણેમાં ભેદ છે છતાં એની ચિકિત્સા એક જ છે કેમકે આ શાસ્ત્રના નિયમપ્રમાણે તે એક જ જાતના ક્ષારની ન્યૂનતાથી થાય છે. એમાં જે ઔષધ આપવામાં આવે છે તે વરમના નિયમથી જ આપવામાં આવે છે અને તે નીચેપ્રમાણેઃ—

નં. ૪:—પ્રથમની ભૂમિકામાં, વરમમાટે. જો આરંભમાં જ નં. ૪ અને નં. ૫ વારાફરતી અંદર બહાર અપાય છે તો બીજાં ઔષધની ઘણી વાર જરૂર રહેતી નથી.

નં. ૫:—વરમની દ્વિતીય ભૂમિકા, તેમાં થતા સોજામાટે. પરૂ થતા પૂર્વે આ આપવામાં આવે છે.

નં. ૧૨:—નં. ૫ પછી, પાકપર ચઢે છે ત્યારે વહેલું પાકી જાય તેમાટે આ અપાય છે. એ ખાવામાં આપવું તેમ જ પોટીસ મૂકવામાં આવે તેમાં પણ એ નાંખી પોટીસ મૂકવાં, તેમ જ પાણીમાં બહાર ચોપડવું. આ ઔષધથી ઘણીખરી વાર તો ગડ પણ પાકીને ફુટી જાય છે અને શસ્ત્રથી ફોડવાની જરૂર રહેતી નથી, પણ વખતે તેમ નહિ થાય તો શસ્ત્રથી ફોડવા જરૂર રહે છે. જ્યાંસુધી પરૂ નીકળી રહ્યું નહિ હોય ત્યાંસુધી આ નં. ૧૨ આપ્યા કરવું. પાકવાની વેદના (ગટકા) માટે નં. ૪ અપાય છે. નખ્યું પાકયું હોય ત્યાં નં. ૧૨ આપવાથી નવો નખ પણ આવે છે.

નં. ૨: પાકયા પછી જો રૂઝાતાં વિલંબ થતો હોય તો નં. ૨ આપવાથી રૂઝ તરત આવી જાય છે, પણ નં. ૨ની પૂર્વે નં. ૧૨થી રૂઝ આણવા અજમાએશ કરી જોવી. નં. ૧૨ની જરૂર હોય અર્થાત્ જ્યાંસુધી પાકીને બધું પરૂ નીકળી ગયું નહિ હોય ત્યાંસુધી નં. ૨ નહિ વાપરવું. અવાળુ પાકે ત્યારે આ ખાસ ઔષધ છે.

અહિં સ્મરણમાં રાખવું કે નં. ૨ અને નં. ૧૨-ઉંચી પાવરના--આપવાથી પરૂ થતું અટકે છે અને નં. ૧૨ નીચી પાવરનો આપવાથી વહેલું પાકી જાય છે.

નં. ૧:—ગડમાં અશક્તિ થઈ જાય છે તેમાટે વચ્ચે વચ્ચે આપવું.

આ ચાર ઔષધ સાધારણ રીતે સર્વમાં પૂર્ણ છે. છતાં નીચેના પણ અધિકમાં પ્રસંગપરત્વે વપરાય છે:—

નં. ૩:—હાડકાના ભાગમાં પાકવાનું થયું હોય તો અથવા પાકતા જખમમાં આસપાસ ઘણી કઠણ દેખાતી ધાર બંધાયેલી હોય તો.

નં. ૧૧:—ભગંદર (દીર્ઘ સમયનું), જેમાંથી પીળા પાણીજેવું પરૂ નીકળતું હોય અથવા તેની આસપાસ કાળીભૂરી ધાર બંધાય તો.

નં. ૬: અતિશય દુર્ગંધ છૂટે છે તો તેમાટે. આજમાટે નં. ૧૩ તથા ફોસ૦ પણ અપાય છે.

આ ચિકિત્સા ગડ, ગુમડાં, પાઠું, રસવાહિની શિરાની ગ્રંથિઓ વગેરેમાટે એકસરખી રીતે કરાય છે. અહિં બનાવેલાં ઔષધો અંદર બહાર બંને રીતે વાપરવાં. પાઠામાટે નં. ૩ અને પછીથી નં. ૬ની ડો. સુસ્લર ભલામણ કરે છે. કંઠમાળમાટે નં. ૧, ૩ એ ખાસ ઉપાય છે, તે ઉપરાંત બીજાં ચિન્હો થાય તો નં. ૯ અને નં. ૧૧ તે તે પ્રમાણે વપરાય છે. ફેફસામાં ગડ થાય છે તો ત્યાં આરસેનિક જોડ ૩x, તથા કેલકેરીઆ જોડ ૨x અપાય છે.

---

# પ્રકરણ ૩૦.

## જખમ, લચકઆદિ વ્યાધિઓ.

કોઇ પદાર્થ વાગવાથી, પડી જવાથી વગેરેથી લોહી નીકળે અથવા તે ભાગ દબાઈ જાય અથવા પગ મોચકાઈ જાય, તેમાં લચક આવે, તો તરત જ નં. ૪ તેના ઉપર લગાડી દેવો અને ઘણુંકરીને એ બસ છે. પણ તેટલાથી નહિ ચાલે અને પછી સોજો રહે તો નં. ૫ આપવો. આથી પણ આગળ ચાલે અને પાકે તો નં. ૧૨ અને છેવટે નં. ૨ આપવો. દુર્ગંધ મારતી સ્થિતિ થાય તો નં. ૬. અસ્થિ ભાગે તો તેમાં બીજાં બાહ્ય સાધનો યોજવાં, ઉપરાંત કુમળા ભાગમાટે નં. ૪ અને સખત ભાગમાટે નં. ૩ આપવો. આંટણમાટે નં ૫ છે. ખોપરીને ઈજા થાય તથા તેના પરિણામમાટે નં. ૧૧ અપાય છે.

દાઝવામાટે નં. ૫ ખાસ ઔષધ છે. એને તરત જ વેસેલાઇન અથવા તેલમાં લગાડી દેવું. જો તરત લગાડી દેવામાં આવે છે તો દાઝી ગયેલા ભાગ પાકવા પામતો નથી.

દંશ: માખી કરડી જાય, કીડી કરડી જાય અથવા બીજાં એવાં સૂક્ષ્મ જન્તુઓ કરડી જાય તો તેમાટે નં. ૯ ૬x બહાર લગાડવું. વીંછી કરડ્યો હોય તો તે પણ નં. ૯થી ઉતરી જાય છે. નં. ૯નું પાણી કરી તેનાં પોતાં ડંખના ભાગમાં મૂકવાં, તથા નં. ૯ ત્યાં ઘસવો અને વેદના ઓછી થાય ત્યાંસુધી વારંવાર નં. ૯ આપવો. સર્પદંશનો કેસ આ શાસ્ત્રના નિયમપ્રમાણે ચિકિત્સિત થયેલો કોઇ સ્થળે વર્ણવ્યો જોવામાં નથી છતાં તેમાં પણ જો કોઇ ઔષધ લાભ કરે તેવું હોય તો તે નં. ૯ અને નં. ૬ સંભવે છે. ઉપેક્ષા કરેલા જીર્ણ દંશમાટે આરસેનિક જોડ છે.

---

# પ્રકરણ ૩૧.

## બાલકોના વ્યાધિઓ.

આ વ્યાધિની ચિકિત્સા તે તે વ્યાધિના પ્રતિપાદનમાં બતાવેલી છે. છતાં અત્ર ખાસ જણાવવું જોઇએ કે નાનાં બાલકો-ધાવણાં બાલકોને વ્યાધિ થવાનાં મુખ્ય બે કારણ છે: (૧) દુધ અને (૨) દાંત આવવા. તેથી દાંત આવતા હોય તો તેને લીધે થતા સર્વ વ્યાધિમાં નં. ૨ આપવાની જરૂર રહે છે. અને એ શિવાય બીજે સમયે થતાં વ્યાધિમાટે નં. ૧૦ પ્રથમ આપી જોવો, અને તેથી ન મટે તો જ બીજા ઉપાયો યોજવા. ઘણા ખરા વ્યાધિઓ નં. ૧૦થી જ મટી જાય છે. જ્વર વગેરેમાટે પૃથક્ ચિકિત્સા કરવાની હોય છે એ કહેવાની જરૂર નથી.

બાલકોના સુકતાનના વ્યાધિમાં નીચેનાં ઔષધો તે તે ચિન્હમાં અપાય છે.

નં. ૧: બાલકોના સ્ક્રોફ્યુલસ વ્યાધિઓ કે જે અસ્થિને અસર કરે છે તેમાં ( નં. ૩ પણ ), દાંત મોડા આવવા. અપચાને લીધે થતી નબળાઇ. પાતળો ઝાડો, પેટ બેસી ગયેલું અને શિથિલ દેખાવું. બાલકનો ચહેરો વૃદ્ધજેવો થવો.

નં. ૬: ગંધાતા દસ્ત થવા. હાડકાં ગળાવાં.

નં. ૯: ગળું અને ગરદન સુકાઇ જવાં; ચીડીયો સ્વભાવ; બોલતાં નહિ શીખવું: બંધકોશ, અને શરદી.

નં. ૧૦: સામાન્ય ઉપાય છે. શીશીપર ઉછરતાં બાલકોમાં પેટ

ફુલી જવું અને યકૃત વધવું, ખાધા પછી ચુંક નાંખવી. અપચાના દસ્ત.

નં. ૧૧: પેટ ચઢવું અને વાયુનો ગડગડાટ થવો, દસ્ત પાતળા, પીળા અને ધોધવાબંધ થવા અને સવારમાં ખાસ કરીને.

નં. ૧૨: શરીર ગળાઇ જવું અને માથું મોટું દેખાવું. સહેજ સહેજમાં પરસેવો થવો. બાલક ધાવે નહિ, અને ધાવે તો ઉલટી કરે. ઋતુના સંધિમાં લખાઈ જાય.

---

# પ્રકરણ ૩૨.

## સ્ત્રીઓના ખાસ વ્યાધિઓ.

સ્ત્રીઓના વ્યાધિઓ કેટલાક સ્તનસંબંધી, કેટલાક યોનિસંબંધી, કેટલાક ઋતુસંબંધી (આર્તવ-અટકાવ સંબંધી), કેટલાક ગર્ભાશયસંબંધી અને કેટલાક સગર્ભાદશાના-એમ વિવિધ ભેદવાળા થાય છે. તેનું સંક્ષેપમાં સ્વરૂપ તથા ચિકિત્સા આપ્રમાણે છે:—

### (अ) યોનિસંબંધી વ્યાધિઓ

યોનિકંડુ:—યોનિના બહારના ભાગમાં ચળ આવે છે તે તથા યોનિની અંદરના ભાગમાં ઝીણા ફોલ્લા થાય છે અને તેમાં ચળ આવે છે તે યોનિકંડુ છે. કેટલીક સ્ત્રીને સગર્ભા દશામાં આ યોનિકંડુ થાય છે અને તે ઘણી વાર પ્રસવ થતાસુધી પહોંચે છે, અન્યને ઇતર સમયે પણ આ થાય છે. જો યોનિના બહારના ભાગમાં જ માત્ર ચળ આવતી હોય તો નં. ૮ અને નં. ૬ વપરાય છે અને અંદરના ભાગમાં હોય તો બંને ઔષધો વપરાય છે, તે ઉપરાંત સગર્ભાદશામાં નં. ૯ ખાસ ઉપાય છે. એ શિવાય અંદર થએલી ફોલ્લીનું સ્વરૂપ જોઇ નં. ૫ વગેરે ત્વચાના વ્યાધિની માફક ચિકિત્સામાં વપરાય છે. તરત નં. ૯ આપવામાં આવે છે તો ગમે તે સમયે થએલી યોનિકંડુ (અંદરના ભાગની) મટે છે અને બીજા ઔષધની ભાગ્યે જ જરૂર રહે છે. નં. ૯ કામ નહિ કરે ત્યારે જ બીજાં ઔષધનું ચિંતન કરવાનું રહે છે. સગર્ભાદશાનું પ્રધાન ઔષધ નં. ૯ છે, સ્ત્રીઓના ઘણા ખરા વ્યાધિમાં નં. ૯ છે, તેથી આમાં એનો પ્રયોગ પ્રથમ કરવામાં આવે છે. જો અંદર ચાંદાજેવું પડે છે તો નં. ૧૨ અને નં. ૨ વપરાય છે. ઉપદંશના ચાંદામાટે ઉપદંશની ચિકિત્સા જોવી.

યોનિમુખવરમ (Vulvitis): આ વરમ હોવાથી વરમસામાન્યની ચિકિત્સા એમાં થાય છે અર્થાત્ નં. ૪, ૫, ૭, ૧૨, ૨ અનુક્રમે તે તે ભૂમિકાપ્રમાણે આપવામાં આવે છે.

યોનિહર્ષ, સ્પર્શાસહ્યયોનિ (Vaginismus):—દુઃખાવામાટે નં. ૮ અપાય છે અને તેસાથે નં. ૯. એ ઉપરાંત બીજાં ચિન્હો ઉપરથી તથા એમ થવાનાં કારણોનો વિચાર કરી ચિકિત્સા કરાય છે.

પ્રદર (Leucorrhœa):—ઘણીખરી સ્ત્રીઓને આ વ્યાધિ નબળાઇને લીધે થાય છે. એમાં યોનિમાંથી ધોળા રંગનો રસ નીકળે છે જેને સાધારણ લોકો ધાત જાય છે એમ કહે છે. આ શ્વેતપ્રદર કહેવાય છે. કેટલેક પ્રસંગે લાલ રંગથી મિશ્રિત એ રસ હોય છે અને તેને રક્તપ્રદર કહે છે. આ નીકળતો પદાર્થ કેટલીક વાર દાહક નથી હોતો પણ કેટલીક વાર દાહ કરનાર થાય છે તેથી જે જે ભાગમાં અડકે છે ત્યાં દાહનું ભાન તે સ્ત્રીને કરાવે છે. આ વ્યાધિની ચિકિત્સામાં પ્રદરચૂર્ણ (જુઓ પરિશિષ્ટ ૧) આપવું અથવા પ્રકરણ ૨માં ચિકિત્સા જણાવ્યા પ્રમાણે કરવી. ઘણા ખરામાં નં. ૫ ખાસ ઉપાયરૂપ હોય છે. છતાં એ પદાર્થના રંગ ઉપરથી નં. ૭, ૯, ૧૦, ૬ અને ૧૨ આપવામાં આવે છે. નં. ૧ અશક્તને માટે કાયમ આપ્યા કરવો એ સારી વાત છે. દિવસમાં એક બે વાર એ આપવો. આ સાથે નં. ૬ આપવાનો હોય છે તો નં. ૬ને રાત્રિના ભાગમાં અને નં. ૧ને દિવસમાં આપવો. એ સર્વ નીચે પ્રમાણેનાં ચિન્હો પ્રમાણે અપાય છેઃ—

નં. ૫: જ્યારે વહેતો પદાર્થ ઘટ્ટ, દુધજેવો ધોળો અને બળતરા નહિ કરનાર હોય ત્યારે. શ્વેતરક્ત વર્ણ હોય ત્યારે પણ એ જ.

નં. ૭: વહેતો પદાર્થ જ્યારે ચીકણો પીળો હોય છે ત્યારે, તથા વખતે લીલાશ પડતો હોય તોપણ આ અપાય છે.

નં. ૯:—પાણીજેવો, પાતળો, દાહ કરનાર, ચચરે તેવો હોય તથા તેસાથે સવારે માથું દુઃખે અથવા તે ભાગમાં ખરજ આવે ત્યારે. દરદી ઉદાસ થઇ રહેતો હોય ત્યારે પણ આ ક્ષાર આપવો.

નં. ૧૨:—ઘણા પ્રમાણમાં વહેતો હોય તો ત્યારે તથા ઋતુને બદલે આ પદાર્થ જ વહેતો હોય તો ત્યારે. તેમ જ સ્ક્રોફ્યુલાવાળી પ્રકૃતિવાળી સ્ત્રીઓને (નં. ૧ની સાથે).

નં. ૧૦:—મધજેવો, ક્રીમજેવો હેમપીત દેખાતો અથવા એસિડરૂપ પદાર્થ વહેતો હોય તો.

નં. ૬:—દાહ કરતો પદાર્થ હોય તો અને ગજ્જાતન્તુની નબળાઇ દેખાતી હોય તો. જુઓ પ્ર. ૨.

આ સર્વ ઔષધમાંથી જે લેવાનું હોય તે ખાવામાં આવે છે અને તેસાથે પાણીમાં નાંખી એનાથી તે ભાગને સાફ કરવામાં પણ આવે છે, તેમ જ ગ્લિસરાઇનજેવા પદાર્થમાં મેળવી તેનું પોતું પણ અંદર મૂકી રાખવામાં આવે છે. બંને તરફથી ઉપચાર કરવા જરૂરછે.

યોનિભ્રંશ (Prolapsus of the Vagina): આમાં નં. ૩ અને નં. ૧ ખાસ ઉપાયો છે. અંતર બહિર્ બંને પ્રકારે તે અપાય છે. આમણ બહાર નીકળે છે તે જ પ્રમાણે આ યોનિનો ભાગ પણ બહાર આવે છે. બંનેની ચિકિત્સા એક જ છે.

**(આ) ઋતુ, અટકાવ, રજોદર્શન, આર્તવસંબંધી અવ્યવસ્થા.**

સ્ત્રીઓને સમય થયે ઋતુ દેખાવો એ સ્વાભાવિક ક્રિયા છે. જ્યારે એની અવ્યવસ્થા થાય ત્યારે જ એ વ્યાધિ કહેવાય છે. સાધારણ રીતે એક ચાંદ્ર માસને અંતરે-૨૮ દિવસને અંતરે સ્ત્રી રજસ્વલા થાય છે પણ એ નિયમ બધાંમાં લાગુ પડતો નથી. કેટલીક સ્ત્રીઓને સ્વભાવથી જ થોડા ઘણા દિવસ વધતા ઓછા થાય છે. અને કેટલીક સ્ત્રીઓ દર માસે રજસ્વલા નહિ થતાં માત્ર સગર્ભા થવાની હોય તે સંધિમાં જ એટલે પ્રસવ થયા પછી બે એક વર્ષે રજસ્વલા થાય છે. પાંચ સાત વાર રજોદર્શન થઇ પછી તે સગર્ભા થાય છે. આ પ્રકારે દરેકમાટે એક નિયમ સ્થાપી શકાય તેમ નથી. છતાં જે સ્ત્રીને વારંવાર જે ઢબથી થતું હોય અને તેમાં કોઇ હાનિ નહિ દેખાઇ હોય તો તે સ્થિતિમાં અવ્યવસ્થા થવી એ વ્યાધિરૂપ છે. રજસ્વલાના સંબંધમાં વિશેષ ચિકિત્સા બતાવતા પૂર્વે સામાન્ય ચિકિત્સા નીચેપ્રમાણે છે અને તેને પ્રધાનપણે લક્ષમાં રાખવા જરૂર છે. વિશેષ ચિકિત્સામાં તથા અત્ર નહિ દર્શાવેલા વ્યાધિમાં પણ સામાન્યચિકિત્સાના નિયમપ્રમાણે ઔષધ આપતાં ઘણે પ્રસંગે સારો લાભ થાય છે. રક્તસ્રાવ ( Hemorrhage ) નું પ્રકરણ ૧૩મું આસાથે જોવું.

નં. ૪:—લાલાશ પડતો ચહેરો, વેદના, માથાનો દુઃખાવો અને રજોદર્શનમાં સ્વચ્છ, લાલ, તરત ગાંઠા બંધાઇ જાય તેવું લોહી નીકળવું. ત્રણ ત્રણ અઠવાડીએ અટકાવ આવવો. અટકાવ પૂર્વે આ ઔષધ લેવું.

નં. ૫:—રજોદર્શન બહુ મોડું થાય અથવા શરદીને લીધે જતું રહે અથવા વારંવાર અથવા વહેલું દેખાયા કરે, રજોદર્શન ઘણા દિવસ થયા કરે અને લોહી કાળું ગઠ્ઠાવાળું નીકળે તો નં.૫ આપવો.

નં. ૬:—નબળા બાંધાની સ્ત્રીમાં અનિયમિત રજોદર્શન થાય, રજસ્ પ્રમાણમાં ઘણું નીકળે અથવા નામમાત્ર જ નીકળે અને રજોદર્શન લાંબે સમયે થાય, રજસ્ અતિશય લાલ અર્થાત્ કાળાશ પડતું લાલ, પાતળું અને ઠરી નહિ જાય તેવું હોય તો તે નં. ૬ને સૂચવે છે.

નં. ૯:—પાતળું પાણીજેવું રજસ્ નીકળે (નં. ૬ની સાથે) અને સાથે સુસ્તી ઘણી લાગતી હોય તો ૧૨x થી ૩૦x સુધીનું આ વાપરવું. પ્રતિમાસે ઓછું ઓછું દેખાતું જતું હોય તો આ જ અપાય છે.

નં. ૮:–ચુંક, આંકડીજેવી વેદના ઋતુસમયના સંધિમાં થાય તો.

નં. ૩:—અતિશય રજસ્ વહે ને તેસાથે વેદના થાય. એ અવયવને સંકોચવામાટે આ ઔષધ છે. (નં. ૪ પણ).

નં. ૧:—વચ્ચે વચ્ચે આ વ્યાધિમાત્રમાં અપાય છે. નાની ઉમરની સ્ત્રીમાં વહેલો અટકાવ આવે અને મોટી ઉમરની સ્ત્રીમાં ચઢીને આવે તો. ધાવણું છોકરૂં છતાં અટકાવ આવતો.

નં. ૧૦:—ખરાશનું અનુમાન થાય તો એટલે રજસ્ જે ભાગમાં અડકે ત્યાં દાહ કરે, તે ભાગને ચાળો કરે તો ત્યાં. (નં.૬ પણ).

નં. ૧૧:—રજસ્ દાહક હોય, નસકોરી ફૂટતી હોય, તાળવું બળતું હોય, પેટમાં ચુંક- જણાય તો એ સર્વ નં. ૧૧ને સૂચવે છે. યોનિનો ભાગ સુઝવો. ચાલતાં રજસ વધારે નીકળવું.

નં. ૧૨:—રજસ્ દુર્ગંધ મારતું હોય અને રજોદર્શન થતાં શરીર બરફજેવું ટાઢું થઇ જતું હોય તો, અથવા રહી રહીને દેખાયા કરે તો. આ શિવાય નં. ૨ તથા નં. ૭નો પણ પ્રસંગે ખપ પડે છે.

ઇલેકટ્રો હોમીઓપથીમાં antiangiotico–no 1 નામનું ઔષધ છે, એને પ્રથમ ડાઇલ્યુશનમાં આપવામાં આવે છે તો તેથી અટકાવ આવે છે અને દ્વિતીય તૃતીય ડાઇલ્યુશનમાં આપવામાં આવે છે તો તેથી અટકાવ મોડો આવે છે અથવા માસેકસુધી બંધ પણ થઇ રહે છે. તેથી અટકાવ વહેલો લાવવા અથવા મોડો લાવવામાં એ વપરાય છે.

## વિશેષચિકિત્સા.

નષ્ટાર્તવ:—નષ્ટાર્તવ એટલે રજોદર્શનનો સમયપૂર્વે લોપ થવો, અથવા રજોદર્શન નહિ થવું. આ પ્રાથમિક ચિન્હ છે પણ તેસાથે

બીજાં ઘણાં ભયંકર ચિન્હો થાય છે, જેમકે ફેફસાં, માથું અથવા ઉદરપ્રાંત લોહીનો જમાવ થાય છે, વિવધ વરમો થાય છે, તાણુ થાય છે, વગેરે. બધા જ વ્યાધિઓ આ વ્યાધિ થતાં થઇ શકે તેમ છે. આમાં જો આહારની ભૂલથી આને સમાન સ્થિતિ થઇ હોય તો નં.૧ અપાય છે. ધીમે ધીમે રજોદર્શનનો લોપ થવો, ચહેરો ફિક્કો પડવો ઇત્યાદિ નં. ૧ને સૂચવે છે. માનસિક આવેશથી તથા ભયાદિને લીધે રજોદર્શન નષ્ટ થયું હોય તો ત્યાં નં. ૬ કામ કરે છે. શરદીથી થયેલા માટે નં. ૫ અને ધોળી પુણીજેવી સ્ત્રીમાં થયેલામાટે નં. ૯ અથવા નં. ૧ છે. તેમ જ જુવાન સ્ત્રીને રજોદર્શન વય થતાં નહિ દેખાય અથવા દેખાય તો બહુ જ ઓછું અને તે પણ લાંબે અંતરે દેખાય તો તેમાં પણ નં. ૯ છે. પેઢુમાં ભાર લાગે અને રજોદર્શનનો નિરોધ થાય તો તેમાટે નં. ૭ છે. આથી થતાં બીજાં ચિન્હોમાટે તેને જોઇ તે તે ઔષધ અપાય છે. સાધારણ રીતે નં. ૮ અને નં. ૪-નો ખપ પડે છે.

સપીડાર્તવ(Dysmenorrhœa):-ગર્ભસ્થાન આગળ અને પેઢુના ભાગમાં તીક્ષ્ણ વેદના રજોદર્શન થતા પૂર્વે થાય છે અને કોઇ કોઇ વાર રજોદર્શન થયા પછી પણ ચાલુ રહે છે તેનું નામ સપીડાર્તવ છે. આમાં સાધારણ રીતે ચુંકજેવું થાય છે પણ તે સાથે કોઇને ઉબકા આવે છે, માથું દુઃખે છે વગેરે થાય છે. પ્રત્યેક રજોદર્શનસમયે આવું થાય છે અને તે વધતું જાય છે. આમ થવાનાં મુખ્ય કારણો આ પ્રમાણે છેઃ ગર્ભસ્થાનમાં કોઈ વસ્તુ નડતી આવે છે તો આમ થાય છે, રક્તવહનના માર્ગના સ્નાયુઓ સંકોચાઇ જાય છે તો પીડા થાય છે અથવા તો ગર્ભના ભાગમાં લોહીનો વધારે જમાવ થાય છે તોપણ પીડા થાય છે. આ શિવાય અન્ય હેતુઓ પણ હોય છે તેની તપાસ કરાવી ચોકસી કરવી પડે છે. ઘણુંખરાંમાં તો છેલ્લાં બે કારણો જ હોય છે અને તેથી એની ચિકિત્સામાં નં. ૮ અને નં ૪ મુખ્ય છે. નં. ૮ સ્નાયુને વિકાસ કરનાર ઔષધ છે, અને નં. ૪ લોહીનો થયેલો જમાવ હોય તો તેને તોડે છે. મજ્જાતન્તુ ની નબળાઇવાળી સ્ત્રીઓને નં. ૬ પ્રસંગે ઔષધરૂપ થઇ પડે છે. ગર્ભસ્થાન કઠણ થઈ જવાથી થતો દુઃખાવો નં. ૩ને સૂચવે છે. આ ઉપરાંત લોહીના વર્ણપ્રમાણે નં. ૫ વગેરે પણ પ્રસંગે અપાય છે. છતાં સાધારણ ચિકિત્સા આ છે કે નં. ૪ રજોદર્શન પૂર્વે આપવું શરૂ કરવું, દુઃખાવો

દેખાય ત્યારે નં. ૪ અને નં. ૮ વારાફરતી આપવા. જો એકથી મટે તો બીજા ઔષધને પછી છોડી દેવું. પુન: બીજે માસે આવું નહિ થાય તેમાટે બે રજોદર્શનની વચ્ચેના સમયમાં વચ્ચે વચ્ચે તે ગુણરૂપ જણાયલું ઔષધ લીધા કરવું.

આ શિવાય નં. ૧, નં. ૯, નં. ૧૧ અને નં. ૧૨ પણ પ્રસંગે આ પ્રમાણે વાપરવામાં આવે છે.

નં ૧:—રજોદર્શન સમયે પ્રસવના જેવી વેદના થવી અને તે સાથે પીડનો દુઃખાવો, ચકરી, સંભોગેચ્છા અને ધબ ધબ થતી શિરોવેદના એ આ નંબરને સૂચવે છે.

નં. ૯:—રજસ્ ઓછું નીકળવું તથા વર્ણે કાળું હોવું અને રજોદર્શન થતા પૂર્વે કપાળના ભાગમાં વેદના થવી; ઓઠપર બરો મૂતરી ગયો હોય તેવું જણાવું અને ઉનાળામાં ખરજ આવવી; યોનિપ્રદેશમાં દાહ થવો અને ગર્ભસ્થાનમાં બળતરા સાથે વાઢકાપ જેવી વેદના થવી, અતિ ઉદાસી, અતિશય રજસ્નો પ્રવાહ માસ પૂરો થતા પૂર્વે થવો તથા કાઢી નાખે તેવો માથાનો દુઃખાવો અને ધ્રૂજારી છૂટવી.

નં. ૧૧: રજોદર્શનસાથે પેડુમાં ચુંક નાંખવી. સવારમાં પેડુમાં દુઃખવું. નસકોરી બહુ જોરમાં ફુટવી.

નં. ૧૨: રજોદર્શન થતાં આખું શરીર બરફજેવું ટાઢું થઇ જવું.

**અતિઆર્તવ (Menorrhagia), લોહીવા:**—આમાં નીકળતું રજસ્ અતિ પ્રમાણમાં હોય છે. એની ચિકિત્સા ઉપર આપેલી સામાન્ય ચિકિત્સામાં દર્શાવાઇ છે તે પ્રમાણે જોઇને કરવાની છે. સાધારણ રીતે નં. ૪, ૬, ૫, ૩,નાં ઔષધ આપવામાં આવે છે, અને તે નીકળતા રજસ્ના વર્ણ વગેરેથી નિશ્ચય કરી આપવાં.

કન્યાની માતાને રજોદર્શન થાય તો તેમાં લગ્નમાં વિઘ્ન આવે છે, તેમજ કન્યાની વય મોટી થયે લગ્નમાં વખતે અડચણ આવવાનો ભય રહે છે. આ હેતુને લીધે ગમે તેવી દવા એ પ્રસંગને નિર્વિઘ્ન કરવા લેવામાં આવે છે અને તેથી પછી મોટી હાનિ થાય છે. કુદરતના કામમાં વિઘ્ન કરવું એ યોગ્ય નથી. છતાં આવા પ્રસંગમાટે ઇલેક્ટ્રોહોમીયોપથીનું anti-angiotico I ( એ-જી-એ ટિકો ૧ અથવા એ ૧) એ ઔષધ સૌથી વધારે સારૂં છે. એની ગોળીઓ આવે છે. તે ગોળી ખાવામાં આવે છે તો તેથી રજોદર્શન

નિયમ કરતાં વહેલું થાય છે અને એની એક ગોળી લઇ તેનું બીજું કે ત્રીજું ડાઈલ્યુશન કરી તેમાંથી એક બે દિવસ દહાડામાં બે ત્રણ વાર આગમના જેટલું પીવામાં આવે છે તો તેથી રજોદર્શન નિયમ કરતાં મોડું થાય છે અને ઘણી વાર તો એક માસ ખાલી જ જાય છે. એક રજોદર્શન થયા પછી પંદર સોળ દિવસમાં આ લેવામાં આવે તો લગ્નાદિ પ્રસંગે અડચણ નહિ આવે તેવી વ્યવસ્થા થઇ શકે છે અને તેથી પછીથી વેદના થાય છે તો તે જરાતરા જ થાય છે અને કોઇ મોટી હાનિ થતી નથી.

(ઘ) ગર્ભાશય અને સ્ત્રીઅંડસંબંધી વ્યાધિઓ.

ગર્ભાશયસંબંધના વ્યાપારની અવ્યવસ્થામાં નં. ૯ પ્રથમ આપવું સારૂં છે. ગર્ભાશયની અવ્યવસ્થાની ચિકિત્સા નીચેપ્રમાણે થાય છે:—

ગર્ભાશયનો વરમ (Metritis તથા સ્ત્રીઅંડવૃદ્ધિ [Ovaritis] એ બંનેમાં વરમની ચિકિત્સા કરવામાં આવે છે. એનું નિદાન તથા ચિકિત્સા કુશલ ડાકટરપાસે કરાવવાં એ સારૂં છે.

ગર્ભાશયભ્રંશ ( Prolapsus of the uterus ) તથા તેનું વળી જવું ( Version, flexion ):—આ પણ મોટા વ્યાધિઓ છે. એના ચિકિત્સામાં મુખ્યપણે નં. ૩ અને નં. ૧ વપરાય છે. આ આપવા તથા તેસાથે બીજી ઘણી વ્યવસ્થા જે રાખવાની હોય છે તેમાટે કુશલ અનુભવી પુરૂષની એમાં સલાહ લેવી.

(ચ) સગર્ભાના તથા સૂતિકાના સૂવ્યાધિઓ.

જુઓ પરિશિષ્ટ ૧—સગર્ભાચૂર્ણ.

સગર્ભા સ્થિતિનું પ્રધાન ઓષધ નં. ૯ છે એટલે કે સગર્ભાદશામાં જે સામાન્ય અવ્યવસ્થા દેખાય તેમાં નં. ૯નો પ્રથમ પ્રયોગ કરી જોવો ઘટે છે. કોઇ સગર્ભા સ્ત્રીને પ્રથમ માસોમાં તો કોઇને પાછલા માસોમાં અભાવો પડે છે, અન્ન ખવાતું નથી, ઉલટી થાય છે વગેરે, તેમાં પ્રથમ નં. ૯ આપી જોવો અને તેથી આરામ નહિ થાય તો ઉલટીની સામાન્ય ચિકિત્સા પૂર્વે આપેલી છે તે તપાસી ઘટે તે ઔષધ આપવું. મુખમાં થુંક બહુ આવ્યા કરે તો નં. ૯, કાલિ જોડ; ઉદાસી લાગ્યા કરે તો નં. ૯, કાલિ. જોડ; રકતાશય આગળ બળતરા થાય તો નં. ૧૦; ચુંક અને અતિસાર થાય તો ૮, ૧૦, ૧૧; પીશાબ બંધ થઇ જાય તો ૮, ૧૧; અભાનમાં પીશાબ થઇ

જાય તો નં. ૪, ૬ અપાય છે. સગર્ભાદશામાં યોનિકંડુ વગેરે દેખાય તો તેમાં પણ પ્રથમ નં. ૯ આપી જોવો અને પછી બીજા ત્વચાના રોગની માફક જરૂર જણાય તો ચિકિત્સા કરવી. ગર્ભાશય બહાર નીકળે તો ફેરમ જોડ.

સગર્ભાદશાના આરંભથી અને તેમ નહિ તો છેવટના માસમાં બને તો નં. ૬ પ્રસંગવશાત્ તે સ્ત્રીને આપવો. આમ કરવાથી પ્રસવ સુખપૂર્વક સહેલથી થાય છે. નબળાઇમાટે નં. ૧ આપવો. સ્તન સુકાઇ જાય તો તેમાટે આયોડાઇડ છે.

આસાથે જો પ્રજામાં સસણી, દમ આદિના વ્યાધિઓ દેખાયા હોય તો પછીની પ્રજામાં તેમ નહિ થાય તેમાટે સ્ત્રીએ તેનાં ઔષધ પ્રથમથી જ લેવાં. જેમકે થયેલી બે પ્રજામાં દાંત દુર્બલ દેખાયા હોય અથવા દાંત આવતાં ઘણું કષ્ટ પડયું હોય તો નં ૧ સ્ત્રીએ સગર્ભાદશામાં પ્રસંગવશાત્ લીધા કરવો. આમ લેવાથી નવા જન્મતા બાલકમાં તે ખોડ નહિ રહેશે. નં. ૬ લેવાથી જન્મનાર બાલકનું મગજ સારૂં થાય છે અને તેને મગજના વ્યાધિઓ ઓછા થાય છે એટલું જ નહિ પણ મનની શક્તિઓનો વિકાસ ઘણો સારો થાય છે. બાલકો સુકાં અને દુર્બલ જન્મતાં હોય તો નં. ૯ અને નં. ૧ સગર્ભા લે છે તો પછીની પ્રજા છેક તેવી થતી નથી. બાલકોને જન્મ્યા પછી માંદાં જોવાં અને ઔષધ કરવાં તે કરતાં જન્મતા પૂર્વે તેમનું શરીર બંધાતું હોય તે સમયે જો બરાબર વ્યવસ્થા કરવામાં આવે છે તો બાલકનો આખો જન્મારો સુખી થાય છે. આ જ નિયમ માનસશાસ્ત્રમાં પણ ચાલે છે. જે પ્રકારનું બાલક—જેવું તંદુરસ્ત, ખુબસુરત, દૃઢ બાંધાવાળું, જેવા ગુણવાળું સ્ત્રી ધાર્યા કરતી હોય તેવા ગુણધર્મવાળું તે બાલક થાય છે. તેથી જે પ્રકારે સતત ભાવના કરવામાં આવે છે, જેવા ગુણવાળાનું નિરંતર ચિંતન થતું રહે છે તો જન્મતું બાલક અવસ્ય તેવા ગુણધર્મવાળું થઇ રહે છે. ( આના અધિક વિવેચનમાટે જુઓ શ્રીમહાકાલ સંવત્ ૧૯[illegible]–૬૩ના અંકો.)

પ્રસવસમય થતાં સ્ત્રીને જે પ્રસવવેદના થાય છે, પીડ આવે છે, તેમાં નં. ૬ ખાસ ઔષધ છે. વેદનાની શરૂઆત થતાં નં. ૬ (૨x) આપવામાં આવે છે તો થોડા સમયમાં સહેલથી પ્રસવ થાય છે. એ પીડ દુર્બલ હોય છે તો તેમાટે નં. ૬ અને નં. ૩ છે. રહી રહીને પીડ આવતી હોય છે તો નં. ૮. પ્રસવ થયા પછી

ગર્ભાશયનો સંકોચ થવા માંડે છે તેથી તેને મદદ કરનાર ઔષધ નં. ૩ છે. તેથી પ્રસવ થયા પછી નં. ૩ જરૂર જણાય તો અને નં. ૪ રોજ એક ડોઝ આપવા. નં. ૩ને લીધે ગર્ભાશયનો સંકોચ વિનાકષ્ટે થાય છે અને નં. ૪ આપવાથી સૂતિકાજ્વર આવતો નથી અને આવે છે તો તે ઘણો સાધારણ આવે છે અને સ્તન ચઢતાં નથી, તેમ જ પ્રસવ પછીની વેદના મટી જાય છે. ઓર [placenta] બરાબર નીકળી નહિ ગઈ હોય તો નં. ૫ અથવા નં. ૬ આપવો. પ્રસવ થયા પછી પણ નં. ૬ જરૂર જણાયે થોડા દિવસ રાત્રિના ભાગમાં આપવો. દશ દિવસ થઇ ગયા પછી નં. ૧ એક બે વાર આપતા રહેવાથી શકિત વધે છે અને પછીનો સુવાવડનો ભાગ રમત જેવો થઇ રહે છે. પ્રસવસમયે તાણજેવું દેખાય છે અથવા ગર્ભાશયનું છિદ્ર બરાબર વિકાસવાળું થતું નથી તો તેમાટે નં. ૮ અપાય છે.

પ્રસવ થયા પછી પ્રસંગે સ્તન ચઢે છે અને તેથી જ્વર આવે છે. એ જ્વરમાં નં. ૪ અને તેસાથે નં. ૫ વારાફરતી અપાય છે. નં. ૫ એનું ખાસ ઔષધ ગણાય છે. ડૉ. સુસ્લર પોતે નં. ૬ને જ ખાસ ઔષધ માને છે અને તે યોગ્ય દેખાય છે. નં. ૫ સોજામાટે આપવું સારૂં છે પણ નં. ૬ દિવસમાં બે ત્રણ વાર આપવું જરૂરનું છે. એ જ્વરમાં તાણ કે આંચકી થાય છે તો તેમાટે વચ્ચે નં. ૫ અપાય છે.

સૂતિકાને સુવાવડમાં જ રજોદર્શન થાય તો તેમાટે નં. ૧ ઔષધ છે. ઓર નીકળવાની જે વેદના તે ન્યૂન બળવાળી હોય છે તો ઓર નીકળી શકતી નથી તેમાટે નં. ૩ છે.

સ્ત્રીઓને થોડા દિવસ પછી સ્તનમાંથી દુધ નીકળે છે. તે જો જોઇએ તેથી ઓછું નીકળે છે તો નં. ૧ અથવા નં. ૩ આપવાથી વધારે દુધ આવે છે. નં. ૧૧થી દુધ ઓછું થાય છે. દુધ પાતળું પાણીજેવું અથવા ભુરાશ પડતું હોય તો નં. ૯ આપવો, અથવા તેથી ન સારૂં થાય તો નં. ૧.

કેટલીક સ્ત્રીઓને અધુરે જાય છે તેમાટે નં. ૬ અને ૩ વારાફરતી આપવાના છે અને નં. ૧ વચ્ચે વચ્ચે. આથી અધુરે જવું અટકે છે. અધુરે ગયા પછી પ્રસવની ચિકિત્સા કરાય છે.

સૂતિકાનાં ખાસ ઔષધ નં. ૬ અને નં. ૧ છે. નં. ૬ અરગટનું ( Ergot ) કામ સારે છે. સૂતિકાદશામાં વિવિધ ઇતર

વ્યાધિઓ થાય છે તેમાં પણ નં. ૬ આપતા રહેવો એ લાભ કરનાર છે. જે ઇતર વ્યાધિઓ થાય તેની તે તે નિયમથી ચિકિત્સા કરવાની હોય છે.

સૂતિકાને ઔષધ આપતાં આ વાતપર ખાસ ધ્યાન આપવું:—નં ૬ એ સાચી વીણને લાવનાર છે. નં. ૪ પ્રસવ પછીની વેદનાને આરામ કરે છે, એ ભાગને રૂઝાવે છે અને નં. ૩ પ્રસવ પછાની વેદનાને ઉત્તેજન કરે છે.

## શસ્ત્રક્રિયા. ( Surgical operation. )

ઓપરેશન પછી આપવાનું મુખ્ય ઔષધ નં. ૪. દરદી લખાઇ જાય અથવા ઓપરેશનનો ધાસકો પડવાથી દુર્બલત થઇ જાય તો તેમાટે ન. ૬, ન. ૯, આરસેનિક. તે ભાગમાં ગેન્ગ્રીન થઇ જાય તેમાટે ન. ૬, આર. જોડ.

### આ દવાઓનો ઉતાર.

આ બારે દવામાંથી કોઇ પણ દવા ભૂલથી લેવાઇ ગઇ હોય તો તેની માઠી અસર ઘણું કરીને સદા રહેતી નથી. પ્રસંગે અધિક થાય છે તો, તે દવા મૂકી દેવાથી જતી રહે છે. પણ જો તરત તેને મટાડવી હોય તો આ બારે ઔષધોનો ઉતાર જલદ કરી પીવા એ છે; અથવા ટિંકચર કેમ્ફરનાં બે ટીપાં ખાંડમાં ખાવમાં આવે તો તેથી પણ આ દવાની માઠી અસર જતી રહે છે, એમ ઘણા હોમીઓપથી ડોકટરોનું મત છે.

અત્ર બતાવેલી ચિકિત્સાપ્રમાણે આ ક્ષારોનો ઉપયોગ થતાં નીરોગ પ્રજા જન્મે છે, જન્મ્યા પછી નીરોગ અને દઢ બાંધાવાળી થઇ રહે છે. ભારતપ્રજા દઢ આરોગ્ય અને દઢ શરીરને પામી, સર્વ પ્રકારની ઉન્નતિને પામતી રહે એ જ સર્વમંગલકર પરમાત્માપ્રતિ યાચના છે.

# પરિશિષ્ટ ૧.

આ ગ્રંથની પ્રથમાવૃત્તિ બહાર પડતાં ઘણા સજ્જનો તરફથી એવું જાણવામાં આવ્યું કે સાધારણ રોગોમાટે આખું પુસ્તક તેમને

જોવું ઠીક લાગતું નથી. વળી વ્યક્તિને બરાબર તપાસી તેને અનુકૂલ ક્ષાર શોધી કાઢવામાં મહેનત પડે છે. તેથી જેમ એલોપથીસંસ્થામાં ઉધરસ થાય કે પેક્ટોરલ પાઉડર અથવા પેક્ટોરલ મિક્ષ્ચર અપાય છે, જેમ જ્વર આવતાં ડાયેફોરેટિક મિક્ષ્ચર અપાય છે, તેમ આ ઔષધોમાંથી પણ સાધારણ વ્યાધિમાટે વિશેષ વિચાર નહિ કરવો પડે અને તરત ઔષધ લઇ શકાય તેવી યોજના થાય તો સારૂં. આ ઉપરથી આ બાર ક્ષારોમાંથી જ ઘણે અંશે તે તે રોગપર લાગુ પડે તેવી રીતે મિશ્રણ કરી આ પરિશિષ્ટમાં જણાવવામાં આવતાં ઔષધો દર્શાવવામાં આવ્યાં છે. જે જે વ્યાધિને માટે જે પાવરનાં ઔષધો બહુધા જોઇએ છે તે પાવરનાં ઔષધો, પ્રસિદ્ધ અનુભવી ડાકટરોના લેખને અનુસરી કહેલાં છે. તેને વેજવુડ મોરટરમાં (ખરલ) મર્દન કરી આ ચૂર્ણો તૈયાર કરાય છે. તેથી આ ચૂર્ણો તે તે દર્શાવેલા વ્યાધિમાટે પ્રથમ લઇ જોવાંભલામણ કરવામાં આવે છે. ઘણું કરીને એ ઔષધથી તે તે વ્યાધિ શમે છે. પણ પ્રસંગે તેવી અનુકૂલ અસર નહિ જણાય તો પછી તે દરદીએ દ્વિતીય તૃતીય ભાગમાં કરેલા પ્રતિપાદન પ્રમાણે પોતાને અનુકૂલ પડતો ક્ષાર શોધી કાઢવાનો શ્રમ લેવા જરૂર રહે છે.

## (૧) અજીર્ણચૂર્ણ.

નં. ૧૦ ૩x, નં. ૧૧ ૩x, નં. ૧૨ ૧૨x આ ત્રણને મિશ્રિત કરી આ ચૂર્ણ થાય છે.

જઠરની અશક્તતા, ખટાશની વૃદ્ધિ થવી, ખાટા ઓડકાર આવવા, વાયુનો દુઃખાવો થવો, અપચો જણાવો, રૂચિ નહિ થવી, પેટમાં ભાર લાગવો, ખાટી અથવા કડવી ઉલટી થવી, કમળો, માથાનો દુઃખાવો ઇત્યાદિમાં આ ચૂર્ણ ચાલે છે. ખાધા પછી અને રાત્રે સુતી વખતે એમ ત્રણ વાર આમાંથી બે બે ગ્રેઇન ઔષધ ખાવું.

## (૨) બંધકોશચૂર્ણ.

નં. ૯ ૩x, નં. ૧૧ ૨x, નં. ૩ ૩x આ ત્રણને મિશ્રિત કરી આ ચૂર્ણ થાય છે.

સામાન્ય બંધકોશ, યકૃતની મંદતા, દસ્ત કઠણ અથવા કાળો, માથું દુઃખવું, વાસ મારતો શ્વાસ, મોંમાં ખરાબ સ્વાદ, જીભપર થર-એ આદિ ચિન્હમાં એ વપરાય છે. જમતા પૂર્વે અને પછી તથા રાત્રિએ સુવા જતાં આમાંથી ત્રણ ત્રણ ગ્રેઇન ઔષધ લેવું.

(૩) જ્વરચૂર્ણ.

નં. ૪ ૩x, નં. ૫ ૩x, નં. ૧૧ ૧x આ ત્રણુને મિશ્રિત કરી આ ચૂર્ણું થાય છે.

ટાઢીઓ તાવ, આંતરીઓ તાવ, રીમિટંટ તાવ, ત્રિદોષ, વરમજન્ય જ્વર આદિ, ચોથીઆ તાવ શિવાયના સર્વ જ્વર, અને એ ઉપરાંત વરમ જેમાં હોય તેવા સર્વ વ્યાધિમાં એ વપરાય છે. બે બે ગ્રેઇન દવા ત્રણુ ત્રણુ કલાકને અંતરે લેવી.

(૪) શ્લેષ્માદિચૂર્ણ.

નં. ૪ ૩x, નં. ૫ ૩x, નં. ૯ ૩x આ ત્રણુને મિશ્રિત કરી આ ચૂર્ણ થાય છે.

સળખમ, ઉધરસ, શ્લેષ્મજન્ય જ્વર, લુખી ઉધરસ, શ્વાસ લેતાં મહેનત જણાવી, છાતીમાં દુઃખાવો ઇત્યાદિમાં એ વપરાય છે. બે બે ગ્રેઇન દવા બે બે કલાકને અંતરે લેવી.

આ ઓષધ બે ત્રણ દિવસ લીધા પછી જો આરામ નહિ લાગે અથવા ઉધરસ જોરમાં આવે તો નં. ૮ માત્ર લેવી.

(૫) વાતચૂર્ણ.

નં. ૪ ૩x, નં. ૮ ૩x, નં. ૭ ૩x મિશ્રણ કરી મર્દન કરવાથી આ ચૂર્ણ થાય છે.

વાનો દુઃખાવો, સાંધા રહી જવા, સાંધામાં સોજો થવો, ટચકીયું, સ્નાયુના ભાગમાં વા આવવો, તથા વાને લીધે જ્વર આવવો વગેરેમાં એ વપરાય છે. જમતા પૂર્વે તથા સુતી વખતે આમાંથી ત્રણુ ત્રણુ ગ્રેઇન દવા લેવી.

(૬) તન્તુવેદનાચૂર્ણ.

નં. ૮ ૩x, નં. ૪ ૩x, નં. ૬ ૩x મિશ્રણુ કરી મર્દન કરવાથી આ ચૂર્ણ થાય છે.

મજ્જાતન્તુના વ્યાપારની અવ્યવસ્થાથી માથાના ભાગમાં, કપાળના ભાગમાં અથવા અન્ય ભાગમાં દુઃખાવો થવો, કળતર થવું, સાએટિકા વગેરે મજ્જાતન્તુના ઘણાખરા વ્યાધિમાં એ વપરાય છે. ત્રણુ ત્રણુ ગ્રેઇન દવા બે બે કલાકે ઉના પાણીસાથે લેવી.

(૭) પ્રદરચૂર્ણ.

નં. ૫ ૩x, નં. ૧ ૬x, નં. ૮ ૩x, નં. ૬ ૩x આ મિશ્રિત કરવાથી આ ચૂર્ણ થાય છે.

સર્વ પ્રકારના પ્રદરના સ્ત્રીવ્યાધિમાં એ વપરાય છે. એ ઉપરાંત સ્ત્રીઓને માટે આ ચૂર્ણ ઘણી રીતે સારૂં છે. બે બે ગ્રેઇન દવા ત્રણ ત્રણ કલાકે આરાગ્ય થતાંસુધી આપવી.

## (૮) સગર્ભાચૂર્ણ.

નં. ૮ ૩x, નં. ૪ ૩x, નં. ૬ ૩x, આ મિશ્રિત કરવાથી આ ચૂર્ણ થાય છે.

સગર્ભા સ્ત્રીને સુખપૂર્વક પ્રસવ થવામાટે, બાળકનું શરીર પુષ્ટિ પામે તથા નીરાગ રહે તેમાટે એ ચૂર્ણ વપરાય છે. આ ચૂર્ણ ગર્ભસ્ત્રાવ થતા અટકાવે છે. સગર્ભાને પાંચમો માસ બેસતાં જમતા પૂર્વે અને પછી બે બે ગ્રેઈન આ ચૂર્ણ રોજ આપવું.

## (૯) ત્વચાચૂર્ણ.

નં. ૫ ૬x, નં. ૭ ૩x, નં. ૨ ૩x, નં. ૧૨ ૧૨x આ મિશ્રિત કરવાથી આ ચૂર્ણ થાય છે.

ત્વચાના ઘણા ખરા સામાન્ય રોગોપર અને ખાસ કરીને લીલું ખરજવું, ખીલ, ફોલ્લી, રતવા, દુધની પોપડી ઇત્યાદિમાં એ વપરાય છે. ત્રણ ત્રણ ગ્રેઇન દવા દિવસમાં ત્રણ વાર લેવી અને વેસેલાઇન અથવા ઘીમાં કાલવી એનો મલમ કરી ચોપડવો.

## (૧૦) પ્રમેહચૂર્ણ.

નં. ૪ ૨x, નં. ૫ ૨x, નં. ૮ ૩x આ મિશ્રિત કરવાથી આ ચૂર્ણ થાય છે.

પ્રમેહ, ગ્લીટ, પ્રદર, સ્ત્રીપુરૂષના જનનેન્દ્રિયમાંથી કોઇ પણ જાતનો પદાર્થ નીકળવો ઇત્યાદિમાં એ વપરાય છે. પાંચ ગ્રેઇન આ ચૂર્ણ લઇ ૭ આંસ પાણીમાં નાખી તેને થોડે થોડે અંતરે પીધા કરવું અને એટલું આખા દિવસમાં પૂરૂં કરવું. તેમ જ ૩૦ ગ્રેઇન ચૂર્ણ બે ઔંસ પાણીમાં નાંખી તેવડે એ ભાગોને ધોવા.

## (૧૧) અશક્તિચૂર્ણ.

નં. ૧ ૩x, નં. ૮ ૨x, નં. ૪ ૨x, ન. ૧૦ ૨x, નં. ૬ ૨x આ મિશ્રિત કરવાથી આ ચૂર્ણ થાય છે.

આ ટૉનિક ચૂર્ણ છે અને નબળાઇ આણનાર સર્વ વ્યાધિમાં વપરાય છે. જ્વર વગેરે મટી ગયા પછી અથવા ગમે તે અન્ય કારણથી નબળાઇ જણાય તો તેમાં એ અપાય છે. મગજ ખાલી પડી જાય તો તેમાં પણ એ ઉત્તમ અસર કરે છે. ત્રણ ત્રણ ગ્રેઇન દવા દિવસમાં ત્રણ વાર લેવી.

(૧૨) પુષ્ટિચૂર્ણ.

નં. ૯ ૬x, નં. ૬ ૩x, નં. ૧ ૬x આ મિશ્રિત કરવાથી આ ચૂર્ણ થાય છે.

નપુંસકપણું, જનનેન્દ્રિયનું વીર્યહીનપણું, અકાલજરા ઇત્યાદિમાં એ વપરાય છે. આખા શરીરના અવયવોના વ્યાપારને એ પુષ્ટિ આપે છે તથા શરીરના અને ખાસ કરી વીર્યના બાંધાને દૃઢ કરે છે.

# પરિશિષ્ટ ૨.

વિવિધ વ્યાધિચિન્હોમાં કયું ઔષધ આપવાનું હોય છે તેનું દૃષ્ટિ નાખતાં જ ભાન થવા આ દ્વિતીય પરિશિષ્ટ છે. આ પરિશિષ્ટમાં ભૂમિકાક્રમપ્રમાણે ઔષધ ગોઠવવામાં નથી આવ્યાં, પણ વિવિધ ચિન્હોને વિગતવાર લખી તેને માટે ઉપયોગી થનાર ઔષધ દર્શાવવામાં આવ્યું છે. ગ્રંથમાં જે ક્રમથી તૃતીય ભાગમાં પ્રતિપાદન છે તે કરતાં આ ભાગમાં પ્રતિપાદનનો ભેદ છે અને તે એ કે મસ્તકથી આરંભી છેક નીચેના ભાગસુધી ક્રમવાર જવામાં આવ્યું છે અને આ પરિશિષ્ટના અંતમાં ખાસીએતનું પણ અકારાદિક્રમથી વર્ગીકરણ કરવામાં આવ્યું છે. નિદ્રા, જ્વરઆદિનું તે તે સ્થલે પ્રતિપાદન આપવા ઉપરાંત પૃથક્ પણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ પરિશિષ્ટમાં જે ચિકિત્સા દર્શાવી છે તે પ્રધાનપણે ડા. ડયુઇ અને બોરિક તથા ડા. શેનનના ગ્રંથને આધારે દર્શાવી છે તેથી પ્રુવિંગ પ્રમાણે આ કરવામાં આવેલી છે એ લક્ષમાં રાખવું ઉચિત છે. ઔષધની પાવર, ડોઝ વગેરેનું જે પ્રતિપાદન આ ગ્રંથના પ્રથમ ભાગમાં કરેલું છે તે જ અત્ર પણ સમજી લેવાનું છે.

માનસિક ચિન્હો.

અવાજ નહિ સહન થવો ૬, ૧૨, ૫.
આપઘાત કરવાની વૃત્તિ ૧૧.
આરામ લાગવો ઉધવાથી ૪.
આશયરહિત મન ૧૦.
ઉદાસી લાગવી ૯. આર૦
ઉન્મત્તપણું ૧૧.
એક સ્થાનેથી બીજે સ્થાને ચીજો ફેરવ ફેરવ કરે ૮.
એકાએક બેશુદ્ધ થઇ જવું ૨.
એકાએક સ્મૃતિ જતી રહેવી ૨.
ગાંડપણ ૪, ૬, ૧૨. કુપ્રમ, કાલિ બ્રોમ.
જીવવું નહિ ગમવું ૧૨.
ઢીલા ઢબ થઇ ગયેલા લાગવું ૨, ૨, ૬, ૯.

---

માથું, મગજ [ મસ્તક ] અ
ખોપરી.

## આંખ.

અજવાળુ નહિ સહન થવું ૮, ૨. ૫, ૬, ૧૧, ૧.
અર્ધ પદાર્થ દેખાવા ૨.
આમ્રરાઇટિસ ૫, ૯.
આંજણી ૧૨.
એમેરોસિસ ૧
,, (પ્રથમ ભૂમિકા) ૧૨.
કનીનિકાનો સંકોચ થવો ૮.
કમળો ૧૧, ૫.
કંઇ પડયું છે [આંખમાં] એમ લાગવું ૨.
કાળા ડાઘા આંખઆગળ પડવા ૮, ૫.
ખીલ ૧૦, ૧૧, ૫, ૯.
ગભરાટવાળો, ટગર ટગર જોયા કરતો હોય તેવો દેખાવ ૬.
ગાસ લાઇટ ખમી ન શકવું ૧.
ચચરવું [આંખમાં] ૯.
ચળ આવવી ૮.
ઝાંખ વળવી ૯, ૧૦, ૮.
ઝામર વા ૯.
ટ્રેકોમા ૫.
ડોળા દુઃખવા ૩, ૪, ૬.
,, ફરકવા ૮.
દીવાની માફક હાલ હાલ થવું [આંખ આગળ] ૩.
દુઃખવા આવવી (આંખ) ૩, ૪, ૯, ૧૦.
,, ખીલ સાથે ૧૦.
,, જીર્ણ ૧૧.
દેખાવું, અક્ષર ભેગા ૯
,, અજવાળું [ઝગઝગાટ] ૮, ૩.
,, આછું ૮, ૯
,, ઝાંખું ૬, ૩.
,, તનખા ૩, ૮.
,, રંગ ૮.
નેત્રકાચ ઝાંખો થવો ૭.
પદાર્થ નીકળવો.
  ઘટ્ટ પીળો ૨.
  ધોળું મ્યુકસ ૫.
  પીળાશ પડતો લાલો ૭, ૫.
  ભૂરાસવાળુ પરૂ ૧૧.
  સ્વચ્છ મ્યુકસ ૯.
  હેમપીત ૧૦.
પાણી નીકળવું
  કળતર સાથે ૯.
  ખારૂં ૯.
  દાહ કરતું ૧૧, ૧૦.
સિલ્વર નાઇટ્રેટ નાખવાથી વધતું ૯.
પારદર્શક પડદા (કારનીઆ)
  ઉપરનું ચાંદું ૫.
  ઉંડું ચાંદું ૨, ૧, ૧૨.
  ગડ ૨, ૧૨, ૫, ૭.
  ઝાંખો થઇ જવો ૧, ૧૨.
  ધારપર બળતરા થવી ૧૧.
  ફફોલા ૯.
  ફુલું પડવું ૩, ૧૧.
પોપચાં.
  કોણ સુઝવાં ૨.
  ગુમડું ૧૨.
  ચોંટી જવાં ૧૦, ૧૨. [૧, ૬, ૯, ૩.
  ધારપર બળતરા ૧૧.
નીચાં પડી જવાં ૮, ૬.
  પીળા પોપડી બાઝવા ૭.
  સોજી થવી ૧૨,

ગુંગાં બાઝવાં ૯, ૧૨.
ચચરવું ૮.
,, જમણા નસકોરામાં ૪.
ચળ ૧૨, ૧૦, ૧૧.
,, નસકોરામાં ૧૨.
છીંક નહિ આવી શકવી ૩.
છોડ ૩, ૧, ૬, ૧૨, ૭.
,, ઓપદંશિક ૧૧.
નસકોરાની લાલાશ ૯.
નસકોરી ફુટવીઃ
આદત હોવી ૬.
ઉધરસ આવતાં ૯.
નીચું વળતાં ૯.
પાછલે પહોરે ૫.
બાલકોમાં ૪.
રજોદર્શન સમયે ૧૧.
લાલ લોહી નીકળવું ૪.
રોગ હોવો ૨, ૪, ૬, ૭, ૧૦, ૧૧, ૯, ૫.
નાકની અણી ઠંડી લાગવી ૧.
નાકનું પડ સુકાવું ૧૧, ૧૨.
નાક બંધ થઇ જવું ૩, ૫, ૧૧, ૭
બળતરા થવી ૧૧.
શ્લેષ્મ ૪, ૫.
,, જીર્ણ ૯, ૧૨.
,, નાક તથા પાછળના ગળાનો ૧૦.
,, નાક સુકાવું ૭, ૩, ૫, ૯.
,, ,, ,, ( જીર્ણ ) ૭.
,, નાક વારાફરતી સુકાય ને ગળે ૮. ૯.
,, પાછલા ગળાનો ૧૦.
,, પાછલા નસકોરામાંથી રસ નીકળે ૬.
,, સવારમાં વધતો ૯.
,, સળવળાટ થવો ૪.
,, સહજ સહજમાં થવો ૪, આ-રસેનિક ૬૦x, નેટ્રમ આર૦
શ્લેષ્મમાં રસ નીકળવોઃ
એક નાકમાંથી ૨.
એલબ્યુમેનવાળો ૧.
ફણીવાળો ૩.
ખારો ૯, ૧૧.
ઘટ્ટ ૫.
ચીકણો ૭.
તીક્ષ્ણ ૧૨.
દાહ કરતો ૧૨.
દુર્ગંધ મારતો ૬, ૧૨, ૩.
ધોધવાબંધ ૮.
પરૂવાળો ૨, ૧૨.
પીળો ૩, ૨, ૭, ૧૦, ૬.
લીલાશ પડતો ૩, ૭.
લોહીમિશ્રીત ૨.
સ્વચ્છ ૯, ૭.

---

## ચહેરો.

ઓઠઃ
કાતરા પડવા તથા બળવા ૯,૭.
ચામડી ઉખડી જવી ૬, ૭.
ધોળા થવા ૭.
સુકાવા ૭.
સુઝવા ૩, ૯.
સુઝવો, ઉપરનો ઓઠ ૧.
કેન્સર ૭.

ખીલ ૨, ૫, ૧૨, ૭.
ગાલ:
ઉંના અને આળા ૪.
દાઢીપર ફોલ્લી ૯.
સોજો ૨, ૫.
„ કઠણુ ૩.
ચળ આવવી ૯, ૬.
દુ:ખાવો:
ગરમીથી આરામ થતો ૮, ૧૨.
જમણી બાજુની નીચેની દાઢમાં ૧૦.
જમણી બાજુનો ૮.
ઠંડકથી આરામ થતો ૬, ૪.
ન્યુરેલજીક ૫, ૬, ૧૦.
પથારીમાં સુતા પછી વધતો ૮.
રાત્રે વધતો ૧.
વાનો ૧.
શરીર ઠંડું થતાં વધતો ૮.
સાંજરે કે ગરમ ઓરડામાં વધતો ૭.
હાલવા ચાલવાથી વધતો ૪.
દેખાવ:
કમળાવાળો ૧૧.
કુવા પડી ગયેલી આંખવાળો ૬.
ગંદો ૧.
ચીકણો ૧, ૯.
ચીરા પડેલો ૧૨.
ઝાંખો પીળો ૬, ૯, ૧૧, ૧, ૪.
ડાઘા તથા ચામઠાંવાળો ૧૦.
દાહ થતો ૬.
ફીકો ૬, ૧૨,૧૧,૯,૧૦,૧,૭,૪.
ફોલ્લીવાળો ૯, ૧૧.
બેડોળ ૭, ૬.
બેશી ગયેલો ને માંદો ૬.
ભૂરાશ પડતો ૧૦.
ભૂરો ૧૦.
માટી જેવો ૧, ૯, ૪, ૧૨.
મોણીઓ ૧.
લાલ અને ચળકતો ૧૦.
લાલચોળ ૪.
લીલાશ પડતો ફીકો ૧.
લોહી વિનાનો ૧, ૪.
સીસા જેવો ૯.
પરસેવો થવો, ખાતાં ૯, ૬.
મુછ ખરી પડવી ૯.

---

## મુખ.

અવાળુ:
આળા ૯, ૧૨.
ગુમડું (અવાળુપર)૫.૯,૧,૧૨,૨.
ચાંદાં પડવાં (પાકવા) ૯.
દુ:ખવા ૧, ૭.
ધોળા હોવા ૧, ૭.
પાણીનો સ્પર્શ ન સહન થવો ૮, ૪.
પોચા ૬.
ફુલવા ૪.
ફોલ્લા (અવાળુપર) ૧૧.
બળવા ૧૧.
લાલ લીંટી (અવાળુપર) ૬.
લોહી નીકળવું (દાતણુ કરતાં) ૨.
„ „ વારંવાર ૬, ૯.
કરોળીઓ ૮.
કાકડાનો વરમ ૯.
કાકડો ઢીલો થઇ જવો ૯.

ગ્રંથિ (થુંકની) પાકવી ૧૨.
ચાંદાં (ધોળાં) ૫.
,, રાખોડી રંગનાં ૬.
તાળવું આળું થવું ૧૧.
થર પીળો ક્રીમ જેવો (ઉપર) ૧૦.
થુલીયું ૫, ૯.
,, બોરાકસ વાપરવાથી થયેલું ૧૧.
,, લાળ ગળવા સાથે ૯.
દાંતખીલી ૮.
ફોલ્લા મોતી જેવા ૯.
મુખઃ
ગરમ લાગવું (મુખમાં) ૭.
ચીકણું થુંક આવવું ૧૧.
બળગમ આવ્યા કરવો ૧૧.
લાલ અને આળું ૫.
મુખના ખૂણા ખેંચાવા ૮.
મોં આવવું (વારંવાર) ૬.
લાળ ગળવી ૯.
શ્વાસ વાસ મારતો ૬.

---

## જીભ.

કાતરા પડેલી ૩.
કાળાશ પડતી રાતા રંગની ૪.
ક્રીમના જેવો પીળો થર (ઉપર) ૧૦
ગંદી ૧૧.
ચાંદાંવાળી ૧૨.
ચીકણા થુંકવાળી ૫, ૯, ૧૧, ૬.
જડતાવાળી ૧, ૯.
તપખીરીઆ રંગની ૬, ૧૧.
તાળવે ચોંટતી હોય તેવું ભાન થવું ૬.
થરવાળી ૪, ૧૦, ૧૧, ૭, ૫, ૧.
,, (ધારપર) ૭.
થુંકથી ભરેલી ૯.
થુંકના પરપોટા (ધારપર) ૯.
દાઝેલી હોય તેવી ૮.
ધોળી ૧, ૫, ૭.
,, (ધારપર) ૭.
નરમ લુલી ૪.
પીળી (મૂળ આગળ) ૨.
ફોલ્લી ૯.
બહેર મારી ગયેલી ૧, ૯.
બોલતાં મહેનત પડવી ૧૦.
બોલતાં શીખતાં વાર લાગવી ૯.
ભીની ૧૦.
માટીના રંગની ૨.
લાલ ૪, ૧૧.
લાલ અને આળી (ધારપર) ૬.
લીલાશ પડતી ૧૧.
સખત, કઠણ ૩, ૧૨.
સાફ સ્વચ્છ ૪, ૮, ૯.
સુકી ૫, ૬, ૯.
હેમપીત ૧૦.

---

## સ્વાદ.

કડવો ૧૧, ૫.
,, (સવારે) ૧.
કંટાળો આપનાર ૧.
ખરાબ ૭.
ખાટો ૧૦, ૯, ૧૨.
,, આંબલી જેવો ૨, ૯.
ઘઉંની કાંજી જેવો ૭.
જતો રહેવો ૯.
તીક્ષ્ણ ૨.

ત્રાંબા જેવો ૧૦.
ફીકો ૬.
સાબુ જેવો ૨.

---

## દાંત.

અસ્પષ્ટ ઉચ્ચાર થવો ૬.
(દાંત) આવતાં થતા વ્યાધિ ૧.
,, તાણુ ૪, ૮, ૧.
,, મહેનત પડવી ૧૨.
એનેમલ નબળું હોવું ૩.
કકડાવવા ૬, ૧૨, ૧૦.
ખવાઇ જવા ૧.
,, જતાં થતી વેદના ૬.
ખોરાક [દાંતનો] ૩.
દુઃખાવો [દાંતનો]:
આરામ થતો ઉના પાણીથી ૮.
,, ,, ઠંડકથી ૪.
,, ,, ઠંડી હવાથી ૭, ૧૧.
,, તમાખુ પીવાથી ૧૧.
કપાળના દુઃખાવા સાથે વારાફરતી થતો ૬.
ન્યુરેલજીક ૮.
પગને ઠંડી લાગવાથી થયેલો ૧૨.
ભાલા ભોકાતા હોય તેવી વેદના ૮.
લોહીના જમાવથી થયેલો ૪.
વધતો ખોરાકથી ૩.
વધતો ગરમીથી ૭.
,, ઠંડા પદાર્થથી ૮.
,, રાત્રે ૧
,, સાંજરે ૭.
,, સુતા પછી ૮.
વાને લીધે ૨.
વીંધાતું હોય તેવી વેદના ૧.
સાથે અવાળુમાંથી લોહી નીકળવું ૬.
,, આંખમાંથી પાણી નીકળવું ૯.
,, ગાલ ઉનો લાગવો. ૪.
,, ગાલનો સોજો ૫, ૨.
,, દાંત લૂલા હોવા ૩.
સ્થાન ફેર થયા કરવું ૮, ૭.
પીળી છારી [દાંતપર] ૬.
ભગંદર ૧૨.
લૂલા હોવા [દાંત] ૩, ૯, ૧૨.

---

## ગળું.

અન્ન ઉતારતાં મહેનત પડવી૪,૧, ૫
,, ગળતાં ગઠ્ઠાનું ભાનથવું૧૧, ૧૦
,, ગળી જવુંજ પડે ૮.
,, ગળી જવાની પ્રકૃતિ ૬.
અવાજ એકદમ તીણો થઈ જવો ૮.
,, બેશી જવો ૬.
,, ,, ,, [વકતાને] ૧. ૪.
ઉટાંટીયું ૪, ૫, ૩, ૧, ૬.
કંઠમાળ ૧, ૩, ૧૨, ૧૦.
કાકડાનો વરમ ૯.
કાકડો ઢીલો થઇ જવો ૯, ૩.
ખારૂં મ્યુકસ નીકળવું ૬, ૧૧.
ગંધ મારતું મ્યુકસ નીકળવું ૫.
ગ્રંથિ [ખાદ્ય] નો દુઃખાવો ૧.
ગ્રંથિ પાકવી ૨, ૧૨.
ગ્રંથિસોજો ૪,૯, ૫, ૧૦, ૭.
ગાલસુણીઆ ૫, ૯.
ગુંગણું ધીમું બોલાવું ૬.
ગુંગળાવું ૮.
ચામડી [ગળામાંથી] નીકળવી ૫

## આંતરડું, પેડું અને દસ્ત.

અજીર્ણના ૪, ૧.
દસ્ત અતિશય ૪, ૧.
અભાનમાં થવો ૯.
ઉના પટપટ બોલતા ૧.
એકાએક થવા ૧૦
કટકે કટકે થવો ૯
કઠણ ૯, ૧૧, ૧.
કરાંજવું પડે ૧૦.
કાળાશ પડતો ૧૧, ૬.
કાળો ૭.
ક્રીમજેવા રંગનો ૧૦.
ખાટો ગંધાતો ૧૦.
ખાતાં ખાતાં થવો ૬.
ગાંઠાવાળો ૧૧.
ચીકણો ૭, ૫, ૯, ૨, ૧.
દ્રાક્ષ જેવો ૬.
થોડો થઇ અંદર જતો રહેતો ૧૨
થોડો થવો ૧૦.
દુ:ખાવો થવો ૪.
ધોળો ૫, ૯, ૧૦.
નરમ, સવારમાં ૧૧, ૯.
,, ,, વૃદ્ધ ને ૧૧.
પરૂ પડતું ૨, ૧.
પાણી જેવો ૪, ૯, ૧૧, ૨, ૮, ૭, ૧.
પાણી જેવો ફીણવાળો ૯.
પિત્તના દસ્ત ૧૧.
પીળા ૭.
ફોદાં જેવો ૧૦.
બળથી થતો ૮.
બહાર કાઢી નહિ શકવો ૯, ૩.
,, ,, ,, ,, [નરમ છતાં]૧૧
રોકી નહિ શકાવો ૧૦.
રોકી નહિ શકાવો તથા પાણીજેવો ૬.
લીલો ૧૦, ૧૧, ૧.
લોહીના પાસવાળો ૧૧, ૨.
લોહીવાળો ૫, ૨, ૬, ૪.
વારંવાર થતો ૧૦.
શબના જેવી વાસ મારતો ૧૨.
સુકો ૯.

પાયુઃ

આળી થવી ૧૦, ૯.
કળતર થવું ૧.
કાતરા પડવા ૧૨, ૧, ૯, ૩.
ગડ ૨, ૧૨.
ચળ આવવી ૧૦, ૧, ૩, ૧૧.
ચળ રાત્રે વધવી ૧૦.
દુ:ખવું (દસ્ત થતાં) ૮, ૯.
બહાર નીકળવી ૨, ૬, ૯, ૩.
બહાર નીકળવી વારંવાર ૪.
ભગંદર ૧૨, ૨, ૧.
મસા જેવા ફોલ્લા, આસપાસ ૧૧.
શૂળ ૯.

પેઢુઃ

આળું ૫.
ખેંચાતું અને ચઢેલું ૭.
ટાઢું લાગવું ૭.
ઢોલ જેવું બોલવું ૭, ૬, ૮.
ફુલવું, મોટું દેખાવું (બાલકમાં) ૧૨.
બેશી ગયેલું ૧.
શિથિલ લાગવું ૧.
સુઝેલું ૬, ૫, ૮.

## મૂત્રયંત્ર.

---

## શ્વસનયંત્ર.

## રક્તાભિસરણયંત્ર.



## પુરૂષજનનેન્દ્રિય.

સ્ત્રીજનનેન્દ્રિય,

### સગર્ભા અને સૂતિકા.



### પૃષ્ઠ, પગ વગેરે.

---

## મજ્જાતન્તુ.

લખતાં હાથ ધ્રૂજવો ૧૧, ૮.
વાઈ, ફેફરૂં ૫, ૧.
,, દુરાચારને લીધે ૮.
,, ભયને લીધે ૬.
,, રાત્રે આવતી ૧૨.
,, લોહીનો માથે ધસારો થવો ૪, ૧૧.
શરીરકંપ ૧૦, ૧૧, ૧, ૬.
સાયેટિકા ૬, ૮, ૪, ૧૧.
હીસ્ટીરીઆ ૬.
,, નબળાઇ સાથે ૯.
,, હઠીલો ૧૨.
હેડકી ૯, ૮.

## નિદ્રા અને સ્વપ્નાં.

અવાજ થતાં ઉંઘમાંથી ચોંકી ઉઠવું ૫
અવિશ્રાન્ત નિદ્રા ૧૦, ૪, ૧૧, ૬
આળસ અને બગાસાં આવવાં ૧,૬.
ઉંઘમાં ઉભા થઈ જવું ૯, ૧૧.
,, બુમપાડી ઉઠવું (બાલકોમાં) ૧.
,, હરવું ફરવું ૬, ૯.
ઉંઘવાની વૃત્તિ થયા કરવી ૯.
,, ,, સવારમાં ૬.
ઘેન ૧૦, ૧૧, ૮, ૯.
,, પાછલે પહોરે ૪.
ઘેન વૃદ્ધ મનુષ્યોને ૧.
ચીસ પાડી ઉઠવું ૬.
જઠરમાં દુઃખાવો થઇ જાગી ઉઠવું ૧૧.
દિવસે ઉંઘમાં ઘેરાવું અને રાત્રે જાગ્રત્ રહેવું ૨.
નિદ્રા નહિ આવવી ૬, ૯.
,, ,, ચળને લીધે ૧૦.
,, ,, થાકને લીધે ૮.
,, ,, લોહીના જોસને લીધે ૧૨.
બેઠાં બેઠાં ઉંઘી જવું ૧૦.
સવારે બહુ નિદ્રા આવવી ૯.
,, ,, ,, થાકને લીધે ૮.
સ્વપ્નાં:
અગ્નિનાં, ભૂત પ્રેતનાં ૬.
ચિન્તાવાળાં, ૯, ૪, ૧૧.
નવા દેખાવ, સ્થાન વગેરેનાં ૩.
પડવાનાં ૬.
ભયનાં ૬.
ભારે ૧.
લુંટાવાનાં ૯.
સ્ત્રીવિષયક ૬, ૧૦.
સ્પષ્ટ ૭.

## જ્વર.

આંતરીઓ તાવ ૮, ૫, ૯, ૧૦, ૪, ૬, ૧૧, ૧, ૭.
,, કવીનાઇન પછી ૯.
,, ખાટી ઉલટી સાથે ૧૦.
,, જીર્ણ ૧.
,, તાણ સાથે ૮.
,, નબળાઇ આણતા પરસેવાસાથે ૬.
,, પીળાશ પડતી ચીકણી જીભ ૭.
કાપણી વખતનો તાવ ૯, ૬, ૧૨.
કંપજ્વર ૬.
ક્ષયમાં જ્વર ૧૨, ૨.
જઠરની અવ્યવસ્થાથી ૭, ૫, ૪,૬.
ટાઇફસ ૬, ૨, ૫, ૯, ૪.
ટાઇફોઇડ ૫, ૭, ૪, ૬, ૯.
ટાઢ આવવી ૧૨, ૧, ૫, ૪.
,, દરરોજ બપોરના એક વાગે ૪.

,, રાત્રે સાત વાગે ૮.
ટાઢીઓ તાવ ૯, ૧૧.
દુષ્ટ જ્વર ૬.
પગ બરફ જેવા ટાઢા ૧૦.
,, બળવા, રાત્રે ૧૦, ૧૨.
પરસેવો, ખાતાં ૬.
,, ખાટો ૧૦.
,, ઠંડો ૭, ૧.
,, તૃષા નહિ લાગવી અને ૧૧.
,, નબળાઇ આણતો ૬.
,, માથે થવો ૧૨.
,, વાસ મારતો ૬.
,, ઘણો અને રાત્રે ૯, ૧, ૧૨
૧૧, ૨, ૪.
પિત્તજ્વર
૧૦, ૮, ૧૧.
પીળો તાવ ૧, ૪, ૬.
બરો મુતરી જવો ૯.
બ્રેઇન ફીવર ૬.
મેરૂ દંડપર ટાઢ લાગવી ૮.
રીમિટંટ જ્વર ૧૧.
લાલ તાવ ૭, ૫, ૯, ૪, ૬,૧૧.
,, ,, અટકાવનાર ૫.
વાનો તાવ ૫, ૯, ૪.
લોહી વિષમય થવાથી તાવ ૭.
શ્લેષ્મજ્વર ૪, ૫.
સાંજરે વધતો તાવ ૭.
સૂતિકાજ્વર ૬.

---

ત્વચા.

અછબડા ૪, ૧૧, ૫, ૧૨.
અસ્તરો ઉડે તેવું દાઢીમાં થવું
૯, ૫, ૧૧.
આંગળીના અસ્થિપડનો વરમ ૩,
૪, ૧૧, ૧૨.
આઇવીનું ઝેર ૭.
ઇડીમા ૧૧.
ઇન્ટરટ્રાઇગો ૯, ૭.
ઓકનું ઝેર ૭.
ઓરી, ગોબરૂં ૪, ૫, ૭, ૧૨.
કમળો ૧૧, ૫.
કાતરા. ૩.
,, ત્વચામાં ૩, ૧૨.
,, પાયુમાં ૩.
કીડી ચાલતી હોય તેવું ભાન થવું ૧,૬.
કેન્સર ૭.
ખરજ ૮, ૭, ૬, ૧, ૧૨.
,, અતિશય ૯.
,, અતિશ્રમ કર્યા પછી ૯.
,, આખે શરીરે ૧૦, ૮.
,, કીડી ચાલતી હોય તેવી ૬, ૧.
,, ખુલ્લું શરીર થતાં ૧૧.
,, પગને તળીએ ૨, ૬.
,, હાથે તથા પગે ૬.
ખરજવું શમી જવું ૭.
,, ધોળી પોપડી ઉખડવી ૧.
,, પાણીવાળી ફોલ્લી થવી ૧૧.
,, લીલું ૫, ૯, ૧૨.
,, સુકું ૭.
ખીલ ૧.
ખોડો ૯, ૭, ૫.
ગડ ૫, ૧૨, ૨, ૩, ૪, ૬.
,, ભગંદરવાળું ૧૧, ૧૨.
ગુમડું ૮, ૨, ૧૨, ૫, ૪.

લ્યુપસ ૧૦, ૧, ૫.
વાળ ખરી પડવા ૭, ૯.
વિસર્પ ઉંડો ૧૨.
,, પ્રાસંગિક ૩.
,, ફેફોલા થવા ૭.
,, ફોલ્લી થવી ૫.
,, લીસો, રાતો, ને ચળકતો ૧૧, ૪.
શીતળા ૬, ૪, ૫, ૭, ૧૨.
શીલસ્થ ૬, ૭.
સ્કર્વી ૫, ૬.
હાઇવ્ઝ ૧૦, ૧૧, ૪, ૬.

### પ્રકીર્ણ.

એડિસનનો વ્યાધિ ૯.
ઘાની અસર ૫, ૪.
જલીય પ્રકૃતિ ૧૧;
ટયુમર ૧૨, ૨.
,, રસોળીવાળા ૩.
,, લોહીવાળા ૩.
દબડાઇ જવું ૨, ૫.
દાજવું ૫, ૨.
પેનફીઅસના વ્યાધિ ૧.
બેઝડોનો વ્યાધિ ૯.
મોચકાવું, લચક ૪.
રક્તસ્રાવ ૪. ૫. ૬.
રસોળી ૧, ૨.
લ્યુકીમીઆ ૧૦, ૧, ૧૧, ૬, ૪.
વાગવું (તાત્કાલિક) ૪.
,, પછીથી ૨.
સખત થવું ૩.
સુઝવું ૧, ૬.

### ખાસીઓત.

વધારો થવો:
અડકવાથી ૮.
અમુક નિયમિત સમયે ૯.
અવાજથી ૬.
આરામ લેવાથી ૬.
ઋતુફેરથી ૧.
એકલો હોય ત્યારે ૬, ૭.
ક્વિનાઇનથી ૯.
ખારા શાકથી ૧૧.
ખુલ્લી હવામાં ૧૨.
ગતિથી ૫, ૪, ૧.
ગરમ ઓરડામાં
ચરબીવાળા ખોરાકથી ૫.
જમણી બાજુએ (વેદનાનો) ૮.
ઠંડીથી ૧૨, ૧, ૮.
ઠંડી હવાથી ૬, ૮.
ડાબે પડખે સુવાથી ૧૧.
દરીઆની હવાથી ૯.
પગ ઠંડા થવાથી ૧૨.
પગનો પરસેવો શમી જવાથી ૧૨.
પાછલે પહોરે ૧૦.
પાછલે પહોરે બેથી પાંચ સુધી ૬.
પાણીથી ૧૧.
પાણીમાં ન્હાવા ધોવાથી ૨, ૧૧,
પૂર્ણિમાના અરસામાં ૧૨.
બેઠેલા ઉભા થવાથી ૬.
ભારે ખોરાકથી ૫.
ભીના થવાથી ૧.
ભેજવાળી હવામાં ૧૧.
મત્સ્યાહારથી ૧૧.

મહેનતથી ૬.
રાત્રે ૧૨.
વર્ષાદના વા વાજોડામાં ૧૦.
શિયાળામાં ૯.
સવારે ૯.
સાંજરે ૭, ૧૦.
સિલ્વર નાઇટ્રેટથી ૮.
સુધારો થવો:
ઋતુફેરથી ૧૧.
કોઇ સાથે રહેવાથી ૬.
ખાવાથી ૬.
ગરમ ઓરડામાં ૧૨.
ગરમીથી ૧૨, ૮.
ઘસવાથી ૮, ૩.
ઠંડીથી ૪, ૩.
દાબવાથી ૮.
બેવડા વળવાથી ૮.
ભીની ગરમીથી ૧૨.
માથું બાંધવાથી ૧૨.
શીતલ ખુલ્લી હવાથી ૭.
સેક કરવાથી ૩.
સહેજ ગતિથી ૬.
સુકી ગરમ હવાથી ૧૧.
સુવાથી ૧, ૫.



# ભારત સત્યવિજય ભંડાર.

આ ભંડારમાં બીજા વિવિધ પદાર્થો ઉપરાંત નીચેનાં ઔષધો વગેરે મળી શકે છે.—

## જીવન રસાયન ઔષધો.

| ઔષધ | ૧/૨ ઔંસની શીશી ૧ | ૧ ઔંસની શીશી ૧ | ૨ ઔંસની શીશી ૧ | ૪ ઔંસની શીશી ૧ |
|---|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૩X કે ૬X | ૦—૫—૬ | ૦-૧૦—૦ | ૧—૩—૦ | ૨—૦—૦ |
| ૧૨X | ૦—૬—૬ | ૦-૧૨—૦ | ૧—૬—૦ | ૨—૮—૦ |
| ૩૦X | ૦—૮—૦ | ૦-૧૫—૦ | ૧-૧૨—૦ | ૩—૪—૦ |
| ૬૦X કે ૧૦૦X | ૦-૧૦—૦ | ૧—૨—૦ | ૨—૦—૦ | ૩—૮—૦ |
| ૨૦૦X | ૦-૧૪—૦ | ૧—૮—૦ | ૨-૧૨—૦ | ૫—૪—૦ |
| ૪૦૦X | ૧—૦—૦ | ૧-૧૨—૦ | ૩—૪—૦ | ૬—૦—૦ |
| ચૂર્ણો દરેકના | ૦—૭—૦ | ૦-૧૩—૦ | ૧—૮—૦ | ૨-૧૨—૦ |
| ૧૨ ઔષધ રહે તેવી સાગની પેટી કળવાળી | ૨—૦—૦ | ૨—૪—૦ | ૩—૦—૦ | ૩—૮—૦ |

દ્રાક્ષાસવ શીશા ૧ ના રૂ. ૧-૧૦-૦. જીવન રતલ ૧ ના રૂ. ૨-૮-૦, ઉત્તમ આમળાનું તેલ, ઓરેન્જ બામ, દંત મંજન, દરાજનો મલમ, આઇડ્રોપ્સ, ખસનો મલમ, સુરમો તથા એ સિવાય ડ્રગ્સ, કેમીકલ્સ, પેટન્ટ દવાઓ, એસેન્શાઅલ ઓઇલ્સ, સરજીકલ ઇન્સ્ટ્રુમેન્ટસ, ડ્રગિસ્ટસ સન્ડ્રીઝ વગેરે વગેરે.

ચંપકલાલ મગનલાલ.

રાણીકા—ભાવનગર.